॥ ॐ अर्हम् ॥

# બ્રહ્મચારિણી
# મહાસતી ચંદનબાલા

શ્રીમદ્ જૈનાચાર્ય

પૂજ્યશ્રી જવાહિરલાલજી મહારાજશ્રીનાં
વ્યાખ્યાનોને આધારે સંપાદિત 'સતી ચંદનબાલા'
પુસ્તકનો અનુવાદ

श्री आचार्य विनयचन्द्र ज्ञान भण्डार, जयपुर



પ્રકાશક
શ્રી મહાવીર જૈન જ્ઞાનોદય સોસાયટી
રાજકોટ



શ્રી સ્થાનકવાસી જૈન સમુદાયના ગૌરવસમા શ્રીમદ્ જૈનાચાર્ય પૂજ્યશ્રી જવાહિરલાલજી મહારાજશ્રીએ જોધપુર તથા રતલામ ચાતુર્માસ દરમ્યાન, જૈન સાહિત્યમા ઘણુ ઉચ્ચ સ્થાન ધરાવનાર સતીશિરોમણિ ચદનબાલાની ધર્મકથા ઉપર જે પ્રભાવોત્પાદક અને જીવનોપયોગી વ્યાખ્યાનો ફરમાવેલ હતા, તે વ્યાખ્યાનોને આધારે "સતીશિરોમણિ વસુમતિ યાને સતી ચદનબાલા" એ નામનું એક અતિ ઉપયોગી પુસ્તક, શ્રી હિતેચ્છુ શ્રાવક મડળ, રતલામ તરફથી પ્રસિદ્ધ કરવામા આવેલ છે આ પુસ્તકમા આવેલ વસ્તુસામગ્રી ગુજરાતી જનતાને માટે ઘણી જ ઉપયોગી જણાતા તેનો ગુજરાતી અનુવાદ કરાવી પ્રસિદ્ધ કરવાનું યોગ્ય ધારવામા આવેલ છે

આ પુસ્તકમાં બ્રહ્મચર્યનો આદર્શ અનેક દૃષ્ટિએ છણાએલો હોઈ અને આ પુસ્તક જનતાને ખાસ ઉપયોગી હોવાથી તેનો વધારેમા વધારે પ્રચાર થાય અને આર્યસન્નારીનો જીવન-આદર્શ સ્ત્રીસમાજના ઉત્થાનમા માર્ગદર્શક નીવડે એ ભાવનાથી પ્રેરાઈને નીચે લખેલી દરેક બહેનોએ રૂા ૨૧૦ ની રકમ આપવાની ઉદારતા બતાવેલ છે, તે ખાતે તેઓ ધન્યવાદને પાત્ર છે. સદરહુ બહેનોના શુભ નામ નીચે પ્રમાણે છેઃ—

૧ શ્રી અમૃતલાલ રાયચદ ઝવેરીના ધર્મપત્ની શ્રીમતી કેશરબાઈ, મુમ્બઈ

૨ શ્રી રતનચદ ગગલચદના ધર્મપત્ની શ્રીમતી ચપાબાઈ, મુમ્બઇ

૩ શેઠ તારાચદજી ગેલડાના ધર્મપત્ની શ્રીમતી રામસુખીબાઇ, મદ્રાસ

૪ દીપચદજી ખીવસરાના ધર્મપત્ની શ્રીમતી ભીખીબાઈ, મદ્રાસ

૫ શેઠ ભવરલાલજી પિતલીઆના ધર્મ પત્ની શ્રીમતી આનંદકુંવરબાઈ રતલામ

૬ શેઠ હીરાલાલજીના માતુશ્રી શ્રીમતી તેજકુંવરબાઈ જાઓરા

૭ શ્રીમાન્ શેઠ નથમલજી પિતલીઆની ધર્મ પત્ની શ્રીમતી પ્રતાપ કુંવરબાઈ રતલામ

ઉપર પ્રમાણે પ્રત્યેક બહેનોએ એક એક હજાર પ્રતિની કીમતના અડધા ખર્ચ પૂરતી રકમ દેવાની ઉદારતા બતાવવાથી આ પુસ્તકની હિન્દી આવૃત્તિની ૫    નકલો શ્રી રતલામ હિતેચ્છુ શ્રાવક મંડળ તરફથી પ્રકાશિત કરવામાં આવેલ છે અને મોરબીવાળા તરફથી આ ગુજરાતી આવૃત્તિની ૨    નકલો છપાવવામાં આવેલ છે

આજ નારીધર્મના પાલન માટે ધૈર્ય સાહસ ત્યાગ સહનશીલતા અને દક્ષતાનો આદર્શ બતાવવા માટે સતી રાજીમતીજીની કથા અદ્ભુત છે આ બાબતમાં પૂજ્ય આચાર્ય મહારાજશ્રીએ વિદ્વત્તાપૂર્ણ સુંદર રીતે વિચારો દર્શાવેલ છે તે દરેક વાચકને ખાસ લક્ષ ખેંચનાર બને છે

આ પુસ્તકનો ગુજરાતી અનુવાદ શ્રી શાન્તિલાલ વનમાળી શેઠ (ન્યાયતીર્થ) તથા શ્રી છગનલાલ સંઘવી દ્વારા કરાવવામાં આવેલ છે જે અનુવાદકારો તે બાબતોને હિંદી ઉપરથી સરળ ગુજરાતી ભાષામાં બહુ સુંદર રીતે અનુવાદ કરેલ છે જેની નોંધ લેતાં બહુ આનંદ થાય છે તેમ છતાં કોઈ જગ્યાએ દષ્ટિદોષથી ભૂલ રહેલી માલુમ પડે તો તે માટે પ્રકાશક ક્ષમાર્થી છે

વિજયાદશમી, ૧૯૯૨
રાજકોટ

ચુનીલાલ નાગજી વોરા
વ્યવસ્થાપક

# પ્રસ્તાવના

—:o:—

આ કોઈ નવલકથા નથી તેમ નવલકથાની દૃષ્ટિએ આ લખવામાં પણ નથી આવેલ પણ બ્રહ્મચર્યનો આદર્શ જનસમાજ સમક્ષ ઉપસ્થિત કરવા માટે એક જનપદકલ્યાણી બ્રહ્મચારિણી મહાસતી ચંદનબાળાની જુના જમાનાથી ચાલી આવતી એક જૈન ધર્મકથાનું અત્રે નિરૂપણ કરવામા આવ્યુ છે.

આ ધર્મકથાને વ્યાખ્યાનરૂપે જનસમાજ સમક્ષ ઉપસ્થિત કરનાર અને ધર્મકથાનો મર્મ સમજાવનાર શ્રી સ્થાનકવાસી જૈન સમાજના સુપ્રસિદ્ધ ધર્મનાયક પૂજ્યશ્રી જવાહિરલાલજી મહારાજ સાહેબ છે તેમની વ્યાખ્યાનશૈલી અને પ્રતિપાદનશૈલી કેવી યુગાનુસારી અને સચોટ અસર કરનારી છે તે આ ધર્મકથાના ધર્મા-ખ્યાનથી સ્પષ્ટ જણાઈ આવશે. આ ધર્મકથા વ્યાખ્યાનની દૃષ્ટિએ વર્ણવવામાં આવેલ છે અને તે જ દૃષ્ટિએ અત્રે ઉતારવામા આવેલ છે એટલે એના લેખનક્રમમા વિચારબદ્ધતા જળવાઈ ન હોય તે સ્વાભાવિક છે

કાળચક્રની ગતિ ચલાવતો સૂર્ય દરરોજ ઊગે છે અને આથમે છે છતા તે કંટાળો આપતો નથી તેમ તે બહુ જૂનો થઈ ગયો છે એટલે કોઈ રુચિભંગ પણ કરતો નથી પણ જીવનમાં પ્રાણ પૂરનારો અને જીવનપ્રકાશ પાથરનારો તે 'નિત્યનૂતન' ગણાય છે તેવી જ રીતે બ્રહ્મચર્ય એ બ્રહ્મસૂર્ય છે જીવનમા તેજપ્રભા પાથરનારો અને અજ્ઞાનતિમિરને ભેદનારો તે શાશ્વત સૂર્ય છે

આવા નિત્યનૂતન બ્રહ્મસૂર્યની જીવનપર્યન્ત ઉપાસના કરનાર અને બ્રહ્મમૂર્તિ જનપદકલ્યાણી બનનાર મહાસતી ચંદન-બાળાની આ ધર્મકથા છે સતી ચંદનબાળાએ બ્રહ્મચર્યને ઉચ્ચ આદર્શ તરીકે જીવનમા તાણાવાણાની માફક વણ્યુ હતુ અને જીવનની અંતિમ ઘડી સુધી તેનું અખંડ પાલન કરી દેશ, સમાજ અને ધર્મનું કલ્યાણ કરી જીવનસિદ્ધિ સાધી હતી.

તલવારની ધાર જેવા તીક્ષ્ણ અને પુષ્પની માળાની સમાન મૃદુ એવા આ બ્રહ્મચર્યના આદર્શને સતી મદનમાળાએ ચારે બાજુ પરિભ્રમણ કરી જનસમાજ સમક્ષ મૂક્યો હતો અને અનેક સત્પુરુષોએ આ આદર્શને જીવનમાં સ્વીકાર્યો પણ હતો. ભગવાન મહાવીર પણ કર જેવા મોટા સામ્રાજ્યનું નાયિકાપદ તેમને આપી તેમનું સન્માન કર્યું હતું. આ બ્રહ્મચારિણીની મહિમાગાથા જૈન સત્સાહિત્યમાં ઠેકઠેકાણે ગાવામાં આવી છે.

વાસ્તવમાં બ્રહ્મચર્યનો આદર્શ સ્ત્રીઓ કે પુરુષો બન્નેને માટે સમાન જ છે. બન્નેમાં બ્રહ્મચર્ય પાળવાની શક્તિ છે એટલું જ નહિ પણ પુરુષોની અપેક્ષાએ સ્ત્રીઓ બ્રહ્મચર્યનું પાલન સુચારુરૂપે કરી શકે છે. જૈનશાસ્ત્રોમાં એવાં ઘણાં ઉદાહરણો મળી આવે છે કે જેમાં સ્ત્રીઓએ બ્રહ્મચર્યથી પતિત થતા પુરુષોને બ્રહ્મચર્યમાં સ્થિર કર્યા હોય. સતી રાજીમતિ અને કોશા ગણિકા વગેરેનાં ઉદાહરણો પ્રસિદ્ધ જ છે. ભગવાન મલ્લિનાથે સ્ત્રી હોવા છતાં અખંડ બ્રહ્મચર્ય પાળી તીર્થંકરપદ પ્રાપ્ત કર્યું હતું. સ્ત્રીઓ પણ બ્રહ્મચર્યની સાધના કરવામાં પુરુષોથી જરા પણ ઉતરતી નથી એનું આ પ્રબળ પ્રમાણ છે.

બ્રહ્મચર્યનો આદર્શ અતિ ઉચ્ચ હોવા છતાં, બધા પૂર્ણ બ્રહ્મચર્ય પાળી જ શકે કે બધાએ પૂર્ણ બ્રહ્મચર્ય પાળવું જ જોઈએ એમ કહી ન શકાય. બ્રહ્મચર્ય એ ઉત્સર્ગ માર્ગ છે પણ જો એ માર્ગે જઈ શકાય એમ ન હોય તો અપવાદરૂપે મર્યાદાપૂર્વક બ્રહ્મચર્ય પાળવું એ આવશ્યક છે.

સદાચારની દૃષ્ટિએ મનુષ્યજીવન મુખ્ય બે વિભાગોમાં વહેંચાયેલું છે. એક પૂર્ણ બ્રહ્મચારી જીવન અને બીજું અપૂર્ણ અર્થાત્ મર્યાદિત બ્રહ્મચારી જીવન. જેઓ ગમે તેવી અવસ્થામાં વીર્યને નષ્ટ થવા દેતા જ નથી, તેઓ પૂર્ણ બ્રહ્મચારી જીવન ગાળે છે. જેઓ પૂર્ણ બ્રહ્મચર્ય પાળી શકતા નથી પણ સાથે વીર્યનો દુરુપયોગ પણ થવા દેતા નથી પણ વિવાહ કરી મર્યાદાપૂર્વક ગાર્હસ્થ્યજીવન ગાળે છે તેઓ અપૂર્ણ બ્રહ્મચારીઓ છે. જે લોક

પૂર્ણ બ્રહ્મચર્ય પાળતા નથી અને મર્યાદિત બ્રહ્મચર્ય પણ સ્વીકારતા નથી, પણ દુરાચાર સેવે છે અને વીર્યનો દુરુપયોગ કરે છે તે લોકો મનુષ્યકર્ત્તવ્યોથી પણ પતિત છે

જે લોકો વિવાહ કરી મર્યાદાપૂર્વક જીવન વ્યતીત કરે છે તેમની ગણના પાપાત્માઓમા થઈ જ ન શકે. પણ જેઓ પોતાને પૂર્ણ બ્રહ્મચારી કહેવડાવે છે છતા છૂપીરીતે દુરાચાર સેવે છે તેઓ માત્ર દેખાવના જ ધર્માત્મા છે પણ વાસ્તવમા તો તેઓ પરિપૂર્ણ પાપાત્મા જ છે

આ દૃષ્ટિએ જો પૂર્ણ બ્રહ્મચર્યનું પાલન થઈ શકે એમ ન હોય તો વિવાહ કરવો એ એકાન્ત અધર્મ નહિ પણ ધર્મ જ છે. તેમ છતા એ તો માનવુ જોઈએ કે, બ્રહ્મચર્ય એ ઉત્સર્ગ માર્ગ છે અને વિવાહ એ અપવાદમાર્ગ છે વિવાહ અને બ્રહ્મચર્યનો અર્થ, તેની મર્યાદા, તેના કર્ત્તવ્યો, તેની કાર્યસિદ્ધિ વગેરે પ્રશ્નોનો તથા વૈવાહિક જીવન સાથે સબધ ધરાવતા સંતતિનિયમન, સતાનપ્રેમ, સ્ત્રીપુરુષની સમાનતા આદિ પ્રશ્નોનો પણ આ ધર્મકથામા સ્પષ્ટ ઉકેલ કરવામા આવ્યો છે

અતમા આ ધર્મકથા છે તેનુ નિરૂપણ ઐતિહાસિક દૃષ્ટિએ નહિ પણ ધર્મસાહિત્યની દૃષ્ટિએ કરવામા આવ્યુ છે એટલે એ જ દૃષ્ટિએ આ પુસ્તકને વાચવા-વિચારવાનો અનુગ્રહ કરવામા આવે છે

પ્રસ્તુત પુસ્તકને ગુજરાતીમા ઉતારવા માટે શ્રીમાન્ દુર્લભજીભાઈ ઝવેરીએ મને પ્રેરણા આપી છે તે માટે તેમનો હું ઋણી છુ આ પુસ્તકના અનુવાદનમાં શ્રી જીવણલાલ સઘવીએ સક્રિય સહકાર આપી મારા કાર્યમાં ભાગીદારી નોધાવી છે તે માટે તેમનો તથા શ્રી ધીરજલાલ ધનજીભાઈ શાહે તથા ગૂર્જર ગ્રન્થરત્ન કાર્યાલયના માલીક શ્રી શંભુભાઈ જગશીભાઈ શાહે પ્રુફશોધનમા તથા વ્યવસ્થામા જે સહકાર આપ્યો છે તેમના આભારની નોધ લેતા મને હર્ષ થાય છે

રાજકોટ
વિજયાદશમી ૧૯૯૩

શાન્તિલાલ વનમાળી શેઠ

# બ્રહ્મચારિણી

[સતી ચંદનબાળાની ધર્મકથા]

卐

'तवेसु वा उत्तम बम्भचेर'

'તપોમાં ઉત્તમ બ્રહ્મચર્ય'–શ્રી જિનાગમ

: પ્ર ક ર ણ :

[ ૧ ]

## વીરબાલા વસુમતિ

જનની તો જણી છૂટે, પૃથ્વી પાળતી પોષતી,
એ જન્મભૂમિને ખોળે, જીવન મૃત્યુ જોડજો

**આ**જ ભવ્ય ભારતવર્ષના અંગભૂત અંગદેશમાં, ચંપાપુરી નામની વિશાળ અને સમૃદ્ધ રાજનગરી હતી તે રાજનગરી ગગનચુંબી હવેલીઓ, મોટા મોટા બજારો, સુંદર વનો, ઉપવનો અને જળાશયો વગેરે કૃત્રિમ તેમજ પ્રાકૃતિક રચનાઓથી, જોનારનુ મન હરી લે એવી મનોહર અને આંખને ઠારે એવી રળિયામણિ હતી

ચંપાનગરીનો આસપાસનો પ્રદેશ ઘણો જ ફળદ્રુપ અને ઊપજાઉ હોવાથી તેની ચારે બાજુ અનેક નાના મોટા ગામડાંઓ વસેલા હતા અને તેથી ચંપાનગરી વ્યાપારનું મુખ્ય કેન્દ્ર બની ગઈ હતી ગ્રામલોકો હટાણું કરવા તથા ધનધાન્ય વગેરેની લેવડદેવડ કરવા ચંપાનગરીમા આવતા જતા હોવાથી રસ્તાઓ, ચૌટાઓ અને બજારો હજારો માણસોથી ઊભરાતા જણાતા અને જ્યા જુઓ ત્યા વિવિધ વસ્તુઓનો

આજકાલ જેમ રાજા અને પ્રજા વચ્ચે જેવો વૈમનસ્ય કે વિરોધ રહે છે અર્થાત્ પ્રજા, રાજાના અર્થશોષણથી દુ:ખી થઈ રાજાથી પોતાનો છેડો છોડાવવા માટે પ્રયત્ન કરી રહી છે અને રાજા પણ પ્રજાના વિદ્રોહથી કંટાળી જાય છે તેવો કોઈ પ્રકારનો વિરોધ દધિવાહન રાજા અને તેની પ્રજા વચ્ચે બિલકુલ ન હતો પણ દધિવાહનના રાજ્યપ્રબંધથી પ્રજા દરેક રીતે સુખી, સમૃદ્ધ અને રાજ્યભક્ત હતી બધા લોકો દધિવાહનનું સદા મંગલ ચાહતા હતા, દધિવાહન પણ પ્રજાનુ કલ્યાણ થાય તે માટે પ્રજાહિતના કાર્યોમા હમેશા મન પરોવતો તે પોતે દુ ખસંકટ સહી લેતો પણ પ્રજાને કોઈ પ્રકારનું કષ્ટ સહન કરવુ ન પડે તે માટે હમેશા તે ખાસ પ્રયત્ન કરતો. તેનું શાસનકૌશલ્ય એટલુ બધુ સુંદર હતું કે તેથી શાસક અને શાસિત વચ્ચે ભેદભાવ જ પેદા થવા ન પામતો પ્રજા, દધિવાહનની રક્ષામા પોતાની રક્ષા માનતી અને તેના રાજ્યશાસનમા જ પોતાની સુખસમૃદ્ધિ સુરક્ષિત છે એમ સમજતી

દધિવાહન રાજા ઘણો સાદો હતો. તે વૈભવવિલાસથી વિરકત હતો પોતાના સુખ માટે તે ભૂલેચૂકે પણ પ્રજાના ધનનો દુરુપયોગ કરતો નહિ પ્રજા પાસેથી કરવેરાના રૂપમા જે રાજ્યભંડારમા ધન આવતુ તે પ્રજાનું જમા કરવા માટે આવેલું ધન છે અને પ્રજાની સમ્મતિ વિના એ ધનમાથી એક પાઈ સરખી પણ વાપરવાનો પોતાને અધિકાર નથી એમ તે માનતો દધિવાહનની આવી ન્યાયનિષ્ઠા અને સાદાઈને કારણે ચપાનગરીના રાજ્યભંડારમા ઘણુ દ્રવ્ય એકઠુ થએલુ હતુ

દધિવાહન રાજાને ધારિણી* નામની રાણી હતી ધારિણી પણ

* ઇતિહાસ ઉપરથી એમ જણાય છે કે, ચપાપતિ દધિવાહન મહારાજાને અભયા, પદ્માવતી અને ધારિણી એ ત્રણ રાણીઓ હતી પરન્તુ જે સમયનુ આ વર્ણન છે તે સમયે કેવળ ધારિણી રાણી હતી, કારણ કે અભયા મારી નાખવામા આવી હતી અને પદ્માવતીએ દીક્ષા લીધી હતી.

ક્રયવિક્રય થતો જોવામાં આવતો. દર અઠવાડિયે ખાસ બજાર પણ મોટા ચૌટા બજારમાં ભરાતું અને ત્યાં સોય જેવી સામાન્ય વસ્તુથી લઈ હીરામાણેક જેવી કીમતી વસ્તુઓ પણ દેશ દેશના માણસો આવીને વેચતા અને ખરીદતા.

આ પ્રમાણે ચંપાનગરીનો વ્યાપાર ઘણો જ સમૃદ્ધ હોવાથી દેશદેશાન્તરના અનેક વ્યાપારીઓ પણ વ્યાપારાર્થે ત્યાં આવી વસ્યા હતા. આ રીતે ચંપાનગરી ઋદ્ધિસમૃદ્ધિથી સંપન્ન હતી. આસપાસના ગામડાંઓનો અને ચંપાનગરીનો શરીર અને મસ્તકના જેવો પરસ્પર આધારઆધેય સંબંધ હોવાથી ગ્રામનિવાસીઓ તથા નગરનિવાસીઓ સ્નેહસંબંધ પરસ્પર જાળવતા અને આનંદપૂર્વક સુખી જીવન ગાળતા. ચંપાનગરીના નાગરિકો, ગામડાંઓ પ્રતિ પોતાની શી જવાબદારી છે તે બરાબર સમજતા હતા કે નગરનું જીવન ગામડાંઓના આધારે ટકેલું છે અને એટલા માટે તેઓ ગ્રામોન્નતિ કરવા માટે પોતાથી બનતો સાથ ગ્રામીણોને આપતા અને આ જ પ્રમાણે ગ્રામીણો પણ નગરોદ્ધારમાં પોતાની ઉન્નતિ માની નાગરિકોને પૂરેપૂરો સહકાર આપવામાં પોતાનું ગૌરવ માનતા. આ રીતે નાગરિકો અને ગ્રામીણો બન્ને સુખશાન્તિપૂર્વક જીવન ગાળતા.

ભગવાન મહાવીરના સમયમાં ચંપાનગરી જેવી રાજગૃહ, કૌશાંબી, વૈશાલી વગેરે બીજી પણ અનેક પ્રસિદ્ધ અને સમૃદ્ધ નગરીઓ હતી અને ત્યાં ભગવાને ચાતુર્માસ પણ કર્યાં હતાં. ચંપાનગરી અંગદેશની રાજધાની હતી. તે વખતે અંગદેશનો રાજા દધિવાહન હતો. તે રાજાના સર્વે ગુણોથી સંપન્ન હતો. પુત્રનું પાલન જેમ પિતા અને શરીરનું પાલન જેમ સુખ કરે છે તેમ દધિવાહન પ્રજાનું પુત્રસમાન પાલન કરતો અને તેથી તે પ્રજામાં ખૂબ પ્રિય થઈ પડ્યો હતો. દધિવાહનના રાજ્યશાસનથી તેની પ્રજા સુરક્ષિત અને સુખસંપન્ન હતી

આજકાલ જેમ રાજા અને પ્રજા વચ્ચે જેવો વૈમનસ્ય કે વિરોધ રહે છે અર્થાત્ પ્રજા, રાજાના અર્થશોષણથી દુઃખી થઈ ગએલથી પોતાનો છેડો છોડાવવા માટે પ્રયત્ન કરી રહી છે અને રાજા પણ પ્રજાના વિદ્રોહથી કંટાળી જાય છે તેવો કોઈ પ્રકારનો વિરોધ દધિવાહન રાજા અને તેની પ્રજા વચ્ચે બિલકુલ ન હતો. પણ દધિવાહનના રાજ્યપ્રબંધથી પ્રજા દરેક રીતે સુખી, સમૃદ્ધ અને રાજ્યભક્ત હતી બધા લોકો દધિવાહનનું સદા મંગલ ચાહતા હતા, દધિવાહન પણ પ્રજાનુ કલ્યાણ થાય તે માટે પ્રજાહિતના કાર્યોમા હમેશા મન પરોવતો તે પોતે દુ ખસંકટ સહી લેતો પણ પ્રજાને કોઈ પ્રકારનું કષ્ટ સહન કરવુ ન પડે તે માટે હમેશા તે ખાસ પ્રયત્ન કરતો. તેનું શાસનકૌશલ્ય એટલું બધુ સુંદર હતું કે તેથી શાસક અને શા સત વચ્ચે ભેદભાવ જ પેદા થવા ન પામતો પ્રજા, દધિવાહનની રક્ષામા પોતાની રક્ષા માનતી અને તેના રાજ્યશાસનમા જ પોતાની સુખસમૃદ્ધિ સુરક્ષિત છે એમ સમજતી.

દધિવાહન રાજા ઘણો સાદો હતો તે વૈભવવિલાસથી વિરક્ત હતો પોતાના સુખ માટે તે ભૂલેચૂકે પણ પ્રજાના ધનનો દુરુપયોગ કરતો નહિ પ્રજા પાસેથી કરવેરાના રૂપમા જે રાજ્યભંડારમા ધન આવતું તે પ્રજાનું જમા કરવા માટે આવેલું ધન છે અને પ્રજાની સમ્મતિ વિના એ ધનમાથી એક પાઈ સરખી પણ વાપરવાનો પોતાને અધિકાર નથી એમ તે માનતો દધિવાહનની આવી ન્યાયનિષ્ઠા અને સાદાઈ ને કારણે ચંપાનગરીના રાજ્યભંડારમા ઘણુ દ્રવ્ય એકઠુ થએલુ હતું

દધિવાહન રાજાને ધારિણી* નામની રાણી હતી ધારિણી પણ

* ઇતિહાસ ઉપરથી એમ જણાય છે કે, ચ પાપતિ દધિવાહન મહારાજાને અભયા, પદ્માવતી અને ધારિણી એ ત્રણ રાણીઓ હતી પરન્તુ જે સમયનું આ વર્ણન છે તે સમયે કેવળ ધારિણી રાણી હતી, કારણ કે અભયા મારી નાખવામા આવી હતી અને પદ્માવતીએ દીક્ષા લીધી હતી.

રામ પ્રમાણે ધારિણી પતિઅનુસારિણી હતી. તે પતિપરાયણા હતી. પતિસેવાને પોતાનું કર્તવ્ય માનતી અને પતિસેવામાંથી નિવૃત્ત થયા પછી રાજ્યકાર્યમાં પણ પતિને યથાશક્તિ સહાયતા આપતી હતી એટલું જ નહિ પણ પ્રજા પણ પોતાની સંતાન છે. અલ્પબુદ્ધિવાળી પ્રજાસંતાનને દુઃખમાંથી બચાવી તેમને સુખ પહોંચાડવું તેમના અધિકારોની રક્ષા કરવી અને તેમની સાથે ન્યાયપૂર્ણ વ્યવહાર કરવો એ આપણું કર્તવ્ય છે એવી પતિને હિતસલાહ આપી પોતાના અર્ધાંગનાપદને શોભાવતી. અને ઘણીવાર પતિને કર્તવ્યપાલનમાં દૃઢ રહેવા માટે પ્રેરણા કરતી કે આપણે પ્રજાનું કલ્યાણ કેમ થાય એ વિષે સતત જાગૃતિ રાખવી જોઈએ કારણ કે પ્રજાનું કલ્યાણ કરવું એ આપણું મુખ્ય કર્તવ્ય છે. જો આપણે વૈભવવિલાસમાં પડી જઈ કર્તવ્યને ભૂલી જઈએ તો આપણું અને પ્રજાનું પતન અવશ્યભાવિ છે. માટે આપણને જે અધિકારો મળ્યા છે એ અધિકારોને માથા ઉપર કર્તવ્યનો ભાર રહેલો છે એમ સમજી સાવધાનીપૂર્વક વહન કરવા જોઈએ એક કવિએ અધિકાર વિષે જે ઉક્તિ ઉચ્ચારી છે તે આપણા માટે લાગુ પડી ન જાય તે વિષે સાવચેતી રાખવી જોઈએ —

> अधिकारपदं प्राप्य नोपकारं करोति यः ।
> अकारो लोपमात्रेण ककारद्वित्वतां व्रजेत् ॥

અર્થાત્—અધિકારનું પદ પ્રાપ્ત થવા છતાં જે ઉપકાર કરતો નથી તેના અધિકારપણામાંથી અ નો લોપ થતાં ક દ્વિત્વને પામે છે અર્થાત્ એનું અધિકારપદ ધિક્કારપદને પામે છે. આ પ્રમાણે ધારિણી રાણી રાજાને પોતાને સોંપેલા અધિકારપદની જવાબદારીનું ભાન વારંવાર કરાવતી અને એ જવાબદારીને પાર ઉતારવા માટે પ્રેરણા કરી પોતાના પતિપરાયણા પદને સાર્થક કરવા પ્રયત્ન કરતી. ધારિણી પતિને કેવળ કહીને જ અટકી જતી નહિ પણ કહેવા પ્રમાણે પોતે પણ આચારમાં ઉતારતી અને એ પ્રમાણે વચનને ક્રિયામાં પણ

મૂકતી જો કે ધારિણી પોતે બહુ સુંદર તેમજ કોમળ હતી, તોપણ ગૃહકાર્યો તે સ્વયં કરતી અને પતિની સેવા કરવામાં પોતાને રાણી હોવા છતાં દાસી જ સમજતી હતી શ્રીધર્મની રક્ષા માટે તે અહંકાર, અભિમાન, આલસ્ય આદિ દુર્ગુણોથી તે હંમેશા દૂર ભાગતી, અને ધૈર્ય, સાહસ તથા ગાભીર્ય આદિ ગુણોને જીવનમાં ઉતારવા માટે તે હમેશાં સક્રિય પ્રયત્ન કરતી સરલતા તથા સેવાની તો સાક્ષાત્ તે પ્રતિમા જ હતી

સાસારિક લોકોમા એવા સ્ત્રીપુરુષો બહુ જ ઓછા હશે કે, જેઓને સતાનની ઇચ્છા ન હોય! પ્રત્યેક ગૃહસ્થ સતાનેચ્છા રાખે છે હા, કેટલાક ગૃહસ્થો કૃત્રિમ ઉપાયોદ્વારા સતતિનો નિરોધ કરે છે પણ આ તેમનું નૈતિક પતન છે. બાકી બ્રહ્મચર્યની મર્યાદામા રહેનાર નીતિમાન ગૃહસ્થો કૃત્રિમ ઉપાયોદ્વારા કદાપિ સતતિનિરોધ કરતા નથી તેઓની તો હૃદયભાવના એ જ હોય છે કે, 'અમને સતાન થાય અને અમે એમના ઉપર પ્રેમ અને કરુણાનો વરસાદ વરસાવીએ ' કદાચ કોઈ નીતિમાન ગૃહસ્થને વધારે સતાનો થાય તો પણ તેઓ સતતિનિરોધના કૃત્રિમ ઉપાયોનુ અવલબન લેતા નથી; પણ બ્રહ્મચર્યના અમોઘ ઉપાયદ્વારા જ સતતિનો નિરોધ કરે છે

આ પ્રમાણે દરેક સાસારિક સ્ત્રીપુરુષો સતાનની ઇચ્છા રાખે છે પણ આજકાલ કન્યા અને પુત્રના ભેદને કારણે સતાનપ્રેમમા પણ ભેદભાવ જોવામા તેમજ સાભળવામા આવે છે કેટલાક માતાપિતાઓ પુત્ર પ્રતિ જેટલો પ્રેમભાવ બતાવે છે તેટલો કન્યા પ્રતિ પ્રેમભાવ બતાવતા નથી એટલુ જ નહિ પણ કન્યા પ્રત્યે દ્વેષભાવ રાખે છે, તેના જન્મને ભારરૂપ ગણે છે, તેના તરફ વક્રદષ્ટિએ જુએ છે અને કેટલાક નિર્દય માતાપિતાઓ તો એ કુમળી કન્યાને કરમાવી પણ નાખે છે. કેટલાક રજપૂતોને ત્યા કન્યાને જન્મતા વેત જ દૂધપીતી કરવાનો હત્યારો રિવાજ અત્યારે પણ પ્રચલિત છે

છે માતાઓ એટલું પણ જાણતી નથી કે પોતાની જાતિને પણ પોતે જ ભૂલી રહી છે સંતાન પ્રત્યે તેમનું શું કર્તવ્ય છે ! તેનું પણ તેમને ભાન નથી જો આવી ભાનભૂલેલી માતાઓની જેમ સંસારની બધી માતાઓ કન્યા પ્રતિ દ્વેષ કરવા લાગે તો તો સંસારમાં એક પણ મહાપુરુષ નો પાકી જ ન શકે !

સાંસારિક લોકોના સ્વભાવાનુસાર મહારાજા દધિવાહન અને મહારાણી ધારિણીને પણ સંતાનેચ્છા અવશ્ય હતી, પણ તેમના હૃદયમાં આજકાલના લોકોની માફક પુત્ર–પુત્રી પ્રતિ ભેદભાવ રાખવાની સંકુચિત વૃત્તિ ન હતી. તેઓને મન પુત્ર–પુત્રી બન્ને સમાન જ હતાં. દિવસો જતાં તેમની સંતાન વિષેની કામના પૂર્ણ થઈ તેમને ત્યાં એક કન્યાનો જન્મ થયો ત્યાં પણ એવી સુંદર હતી, જાણે કે તેની સુંદર આકૃતિપ્રકૃતિ પૂર્વસુકૃતનો પરિચય આપતી ન હોય!

પ્રત્યેક માતાપિતા સ્વસ્થ, સુંદર, સદ્‌ગુણી અને સ્વરૂપવાન સંતાનને તો ચાહે છે પણ એવો સંતાનો કોને ત્યાં અને કેવી રીતે પ્રાપ્ત થાય છે એનો વિચાર કરતા નથી જો વૃક્ષ જેવું હોય છે તેને તેવા જ ફળો આવે છે. લીંમડાના ઝાડને કેરીઓ નહિ પણ લીંબોડી જ આવે છે, તેવી રીતે આંબાના ઝાડને લીંબોડી નહિ પણ કેરીઓ જ આવે છે આ જ પ્રમાણે સિંહણનું બચ્ચું શિયાળ નહિ પણ સિંહ જ થાય છે. તેમ સ્વસ્થ, સદ્‌ગુણી અને પુણ્યશાળી, માતાપિતાને ત્યાં સંતાન પણ તેવા જ થાય છે પણ જે માતાપિતાઓ અસ્વસ્થ, દુર્ગુણી અને પુણ્યહીન હોય છે તેમને ત્યાં સ્વસ્થ, સદ્‌ગુણી અને પુણ્યશાળી સંતાનની આશા રાખવી નિરાશામાત્ર છે.

રાજા દધિવાહન અને રાણી ધારિણી ઉપર્યુક્ત ગુણોથી યુક્ત હતા તેમને ત્યાં એવી જ સ્વસ્થ, સુંદર, સદ્‌ગુણી અને સુરૂપ કન્યાનો જન્મ થયો

કન્યાનો જન્મ થવાથી, માતાપિતાને બહુ પ્રસન્નતા થઈ. પુત્રનો જન્મ થવાથી જેવો પુત્રોત્સવ ઊજવવામાં આવે તેવો કન્યા-

ઉત્પન્ન તેમણે જ જોયો. માતાપિતાએ કન્યાનું નામ વસુમતિ રાખ્યું. વસુમતિ વાસ્તવમાં વસુ-પૃથ્વીની પુત્રી જેવી વિશાળહૃદય હતી. વસુમતિ ઉંમરમાં જેમ વધવા લાગી તેમ તેની શક્તિ બુદ્ધિ પણ વધવા લાગી. વસુમતિને આઠ દેવની ધાત્રીઓના સંરક્ષણ નીચે મૂકવામાં આવી. પુત્રીને જોઈ જોઈને ધારિણી માતા આનંદ પામવા લાગી અને વિચારવા લાગી કે હું આ મારી પુત્રીદ્વારા માનવસમાજનું કલ્યાણ થાય એ ઇચ્છું છું અને એ માટે તેને અત્યારથી બાલ્યાવસ્થામાં એવા શિક્ષણસંસ્કારો દેવા માગું છું કે જે સંસ્કારોને આધારે તે ભવિષ્યમાં માનવસમાજ સમક્ષ કોઈ ઉચ્ચ આદર્શ ઉપસ્થિત કરી શકે અને તે દ્વારા માનવસમાજનું અને પોતાનું કલ્યાણ સાધી શકે. ધારિણીરાણીએ પોતાના આ વિચારોને કેવળ વિચાર પૂરતા ન રાખતાં વસુમતિના હૃદયમાં એવા શિક્ષણસંસ્કારો દેવાનો નિર્ધાર કર્યો અને ધાત્રીઓને પણ એવા જ શિક્ષણસંસ્કારો દેવાની સૂચના કરી. આ પ્રમાણે માનવસમાજના કલ્યાણમાં સાધનભૂત નીવડે એવાં નમ્રતા, સરલતા સેવા નિરભિમાનતા કરુણા, આધ્યાત્મતા આદિ સદ્ગુણોને વસુમતિની રગેરગમાં ઉતારવા માટે ધારિણી માતા પ્રયત્ન કરવા લાગી એટલું જ નહિ પણ એ સદ્ગુણોને વિશેષ ખીલવવા માટે દરેક પ્રકારની કળા શીખવવાની પણ વ્યવસ્થા કરાવી આપી. વસુમતિની કોઈપણ વિષયને પામી લેવાની ગ્રહણશક્તિ તથા અવધારણશક્તિ અજબ હતી. તે થોડા વખતમાં લખવું, વાંચવું, ગણવું, સીવવું, પરોવવું, સંગીત, નર્તન, ચિત્રવિદ્યા આદિ કળાઓમાં નિપુણતા મેળવી કલાવિશારદ બની. વસુમતિનો સ્વર એટલો બધો કર્ણમધુર હતો કે જ્યારે તે વીણા લઈ ગાવા બજાવવા લાગતી ત્યારે રાગરાગણી સાક્ષાત્ પોતે વીણા બજાવતી હોય એમ પ્રતીત થતું!

આવી સદ્ગુણી અને સંસ્કારી બાલિકા કોને વહાલી ન હોય! વળી તેનો સ્વભાવ મળતાવડો હતો એટલે તે સર્વસખીઓમાં

બહુ પ્રિય થઈ પડી હતી બધા લોકો તેના તરફ વહાલનો વરસાદ વરસાવતા, જે કોઈ એકવાર વસુમતિને રમાડી જતો તે વારવાર તેને રમાડવાની ઇચ્છા રાખતો આ પ્રમાણે વસુમતિ પોતાના સદ્ગુણોને કારણે બધાની ખૂબ પ્રિય થઈ પડી હતી જો કે વસુમતિમા સ્વાભાવિક સૌંદર્ય તથા કન્યોચિત બધા સદ્ગુણો વિદ્યમાન હતા, છતા તે પોતાનામા કોઈ પ્રકારની ગુણોની વિશેષતા માનતી ન હતી તે બરાબર સમજતી હતી કે, આ સૌંદર્ય અને ગુણોને માટે અભિમાન કરવુ તે ગુણોને દેશવટો આપવા સમાન છે, આ તેની નિરભિમાનતા અને સરલતાને લીધે તે જીવનવિકાસ સાધ્યે જતી હતી વસુમતિની સખીઓ તેને જોઈને પરસ્પર એવી વાતો કરતી કે, ‘વસુમતિ વાસ્તવમા આ માનવીરૂપમા જ કોઈ શક્તિ છે ’ ધારિણી માતા પણ વસુમતિને જોઈ જોઈને ખૂબ પ્રસન્ન થતી અને મનમા એવી ભાવના ભાવતી કે, ‘એવો સોનાનો સૂરજ ક્યારે ઊગશે કે, જે દિવસે આ મારી પુત્રીદ્વારા માનવસમાજનુ કલ્યાણ કરવાનુ અલૌકિક કાર્ય સપન્ન થશે અને મારી કૂખને દીપાવી મારુ માતૃપદ સફળ કરશે’

આ પ્રમાણે હસતી, કૂદતી અને બધાને આલ્હાદ આપતી વસુમતિએ યૌવનને આગણે પગ મૂકયો હવે તેના સુંદર, કોમળ શરીર ઉપર યૌવનના ચિન્હો સ્પષ્ટ પ્રકટ થવા લાગ્યા અને તેનુ રૂપસૌંદર્ય અને લાવણ્ય યૌવનની સહાયતાથી વિકાસ પામવા લાગ્યા આ પ્રમાણે વસુમતિ બાળા મટી યુવતી બની

વસુમતિની સખીઓ પરસ્પર વસુમતિના વિવાહની વાતો, વિવાહવિષયક અનેક પ્રકારની ભાવનાઓ અને કલ્પનાઓ કરવા લાગી, પણ વસુમતિના હૃદયમા વિવાહ વિષેનો વિચાર સરખો પણ આવ્યો ન હતો તે તો એક શુદ્ધ હૃદયવાળી ભોળી બાળાની માફક જ હમેશા પ્રસન્ન રહેતી અને પોતાના કાર્યમા મશગૂલ રહેતી તેને વિવાહના વિચારે સતાવ્યો ન હતો, કારણકે તેના મનમા વિવાહનો વિચાર સરખો પણ ઉદ્ભવ્યો ન હતો

પ્રકરણ

[૨]

# વિવાહ કે બ્રહ્મચર્ય

બ્રહ્મચર્ય છે યોગ, દુઃખ પ્રમાદનું મૂળ
સાધુઓ તે નહીં [illegible] સાવધાન રહી સાધુ
બ્રહ્મચર્ય છે ભોગ, વિવાહ [illegible]
બન્ને છે માર્ગ શિવિનાં, સત્ય છે [illegible]

સંસારમાં પુત્ર કે પુત્રીને સુખી બનાવવા માટે તેમનો વિવાહ કરી દેવો એ સારો ઉપાય છે અને એટલા માટે માતાપિતાઓ મિત્રો અને સગાંસંબંધીઓ પુત્ર કે પુત્રીનો વિવાહ કરી દેવો એ પોતાનું મુખ્ય અને આવશ્યક કર્તવ્ય માને છે. વિવાહ કરી દેવાથી જીવન સુખી થઈ જાય છે એમ તેઓ માને છે અને તે માટે પોતાનાં પુત્ર પુત્રી સગાં કે સહેલીઓનો વિવાહ કોઈ યોગ્ય કન્યા કે વરની સાથે થઈ જાય એવા પ્રયત્નમાં હમેશાં સચેત રહે છે એની જ ચિન્તા કરે છે અને એની જ શુભ ભાવના ભાવે છે. વસુમતિની સખીઓ પણ કુમારી આ સખીનો વિવાહ કોઈ યોગ્ય વર સાથે થઈ જાય એવી શુભ ભાવના વસુમતિના વિષે કરતી હતી.

એક દિવસ સખીઓ વસુમતિને વિનોદ કરતા કહેવા લાગી કે, 'બેન વસુમતિ ! અમારે અને તમારે હવે થોડા જ દિવસ સાથે રહેવાનુ છે. થોડા દિવસો બાદ તો તમારા માટે કોઈ નવી જ ઘટના ઘટશે તમે કોઈ રાજાની મહારાણી બનશો ત્યારે મોજ માણવા માટે નવો મહેલ મળશે, નવો સખા મળશે અને નવી સહેલીઓ પણ થશે અને અમને બધાને તો અહીં જ છોડીને ચાલ્યા જશો પછી તો અમને યાદ પણ કરશો નહિ અને અમે તમારી પ્રિય મધુરી વાણી તથા તમારુ શ્રવણામૃત વીણાસંગીત અને તમારી સાથેનો આમોદપ્રમોદ વગેરે આનદથી અમે વંચિત થઈ જશું આ પ્રમાણે અમને અનેકરીતે દુ ખ થશે તોપણ તમને એવો શુભ અવસર જલ્દી સાપડે. એ શુભ દિવસની અમે પ્રતીક્ષા કરીએ છીએ, કે જે દિવસે આપનુ પાણિગ્રહણ કોઈ યોગ્ય રાજા કે રાજકુમાર સાથે થાય અને રોહિણી જેમ ચન્દ્રને, તથા લતા જેમ વૃક્ષને પામી શોભાયમાન થાય છે તેમ તમે પણ તમારા યોગ્ય પતિને પામી શોભાયમાન થાઓ. અમારી એ જ હાર્દિક ઇચ્છા છે કે, 'અમારી સખીને એવો યોગ્ય પતિ મળે કે જે ગુણ અને સૌંદર્યનો પરીક્ષક અને તમારો આદર કરનાર હોય! અમારા સદ્‌ભાગ્યે એવો શુભ અવસર તમને શીઘ્ર સાપડે એ જ અમારી શુભ કામના છે.'

વસુમતિ, સખીઓની વિવાહવિષયક આ વાત સાભળી પ્રસન્ન ન થઈ તેમ દુ.ખી પણ ન થઈ તે તો સ્વાભાવિક સરળતાપૂર્વક હસતે મુખે સખીઓના જવાબમાં કહેવા લાગી કેઃ—

'વહાલી સખીઓ ! શુ તમે એવુ ચાહો છો કે, હુ મારો વિશાળ પ્રેમસબધ તોડી નાંખુ અને તેને સંકુચિત બનાવી દઉ ! શુ હું બધાની મટી જઈ એકની બની જાઉ ! શુ હુ બધાને પોતાના માનવાને બદલે એકને જ પોતાના માનુ ? અત્યાર સુધી જેમની સાથે પ્રેમ છે તેમની સાથેના પ્રેમસબધને તોડીને શુ હુ એકની જ સાથે પ્રેમસબધ જોડુ? વહાલી સખીઓ ! તમે કહો છો તેવુ મારાથી તો

કદાપિ બની શકે નહિ. હું એઓની સાથે જોડેલા પ્રેમસંબંધને તોડી બીજાની સાથે પ્રેમસંબંધ જોડવાની ઇચ્છા રાખતી નથી પણ હું તો એવી ઇચ્છા રાખું છું કે જેમની સાથે પ્રેમસંબંધ જોડ્યો છે તેમની સાથે તો જીવનપર્યંત પ્રેમસંબંધ જોડેલો તેવો જ રહે પણ જેમની સાથે હજી પ્રેમસંબંધ સ્થાપિત કર્યો નથી તેમની સાથે નવો પ્રેમસંબંધ સ્થાપિત કરું. તમને હું છોડીને ચાલી જઈશ એ વાત તમે મનમાંથી કાઢી નાંખજો. મારો તમારી સાથેનો પ્રેમસંબંધ પ્રાણની સાથે સંબંધ ધરાવે છે એટલે જ્યાં સુધી મારા દેહમાં પ્રાણ છે ત્યાં સુધી એ પ્રેમસંબંધ તૂટી શકે એમ નથી. એ સંબંધ વધે ખરો પણ ઓછો થશે એવી આશંકા પણ રાખશો નહિ.

વસુમતિનો આશ્ચર્યજનક ઉત્તર સાંભળી તેની સખીઓ આશ્ચર્ય મુગ્ધ થઈ વિચારવા લાગી કે– વસુમતિ આ શું કહી રહી છે! તેની પ્રકૃતિ જોતાં તો તે જે કહી રહી છે તે પ્રમાણે તે પૂર્ણ કરી બતાવે તો એમાં કંઈ આશ્ચર્ય કરવા જેવું નથી. આ અમારી સખી, રાજકુમારી હોવા છતાં પણ કેવી સરલ અને વિનમ્ર સ્વભાવની છે! બીજી રાજકુમારીઓ તો, સ્વભાવથી જ અભિમાનિની હોય છે અને જ્યારે યુવાવસ્થાને પામે છે ત્યારે તેમનો મિજાજ જુદા જ પ્રકારનો હોય છે પણ અમારી આ રાજકુમારી સખી એવા પ્રકારની નથી. આ તો બહુ જ સરલ, વિનમ્ર, પવિત્રહૃદય અને નિરભિમાનિની છે. જેનો જન્મ મહારાણી ધારિણી માતાની કુક્ષીએ થએલો હોય, તે કન્યા પણ માતાની જેવી બ્રહ્મચારિણી જ હોય એમાં શું આશ્ચર્ય!

આ પ્રમાણે વિચારતી સખીઓ વસુમતિને કહેવા લાગી કે:— સખી! તમે કહ્યું જે કંઈ કહ્યું તે વાતની યથાર્થતાની પરીક્ષા તો સમયસમયે થઈ જશે. પણ તમે કહ્યું કહ્યું કે હું મારા વિશાળ પ્રેમસંબંધને સંકુચિત કરવા માગતી નથી. તો શું તમે વિવાહ કરવા ચાહતા નથી? શું અવિવાહિત જ રહેશો?

વસુમતિ—હું શું કરીશ અને શું નહીં કરું! એ વિષે આજે કશું નિશ્ચયાત્મક કહી શકું નહિ પણ એટલું તો અવશ્ય કહી શકું છું કે, 'હું મારા વિશાળ પ્રેમબંધને સંકુચિત કરવા ચાહતી નથી'

વસુમતિની સખીઓ વસુમતિની પ્રશંસા કરતી કહેવા લાગી કે—અમે તમારા ઉચ્ચ વિચારની પ્રશંસા તો કરીએ છીએ પણ, આ તો સંસાર છે એટલે એકનો પ્રેમસંબંધ તોડીને બીજાની સાથે પ્રેમ-સંબંધ જોડવો જ પડે છે. એમ કર્યા વિના, કામ જ ચાલતું નથી.

સખીઓના આ કથનના જવાબમાં વસુમતિએ કહ્યું કે—એ તો યથાસમયે બધું જણાઈ આવશે 'એકની સાથેનો પ્રેમસંબંધ તોડીને બીજાની સાથે પ્રેમસંબંધ જોડવાની જરૂર નથી' એ તો અવસર આવે ત્યારે જ બતાવી શકાય.

વસુમતિ અને તેની સખીઓ વચ્ચે જે વાતચીત થઈ તે અને તેમાંથી ફલિત થતા વસુમતિના વિચારો, સખીઓએ યથાપ્રસંગે ધારિણી માતાને કહી સંભળાવ્યા ધારિણી માતા વસુમતિના ઉચ્ચ વિચારો જાણી ઘણી પ્રસન્ન થઈ અને પોતાના મનમાં કહેવા લાગી કે—'જે પુત્રીના આવા ઉદ્દગાર અને ઉચ્ચ વિચાર છે તે પુત્રીની માતા 'હું' ધન્ય છું, હું તો એ જ વિચાર કરી રહી હતી કે, મારી પુત્રીદ્વારા માનવસમાજનું કલ્યાણ થાય અને માનવસમાજ સમક્ષ તે કલ્યાણનો નૂતન તથા ઉચ્ચ આદર્શ ઉપસ્થિત કરે, પુત્રીના આજે વિચારો જાણી મારા હૃદયની ભાવના પૂર્ણ થશે એમ મને લાગે છે'

આજકાલ સંસારમાં સ્ત્રીપુરુષને લગતી અનેક પ્રકારની ઝંઝટો વધવા પામી છે, જો કે સ્ત્રીપુરુષનો સહયોગસંબંધ સાંસારિકજીવનને સુખપૂર્વક વ્યતીત કરવા માટે જોડવામાં આવે છે પણ આજકાલ એ પવિત્ર ઉદ્દેશ વિસ્મૃત થઈ ગયો જણાય છે અને સાંસારિકજીવન સુખમય બનાવવાને બદલે વધારે ઝંઝટમય બનાવી દેવામાં આવ્યું છે.

વસુમતિના ઉચ્ચ વિચારો ઉપરથી મને એમ જણાય છે કે, તે આ પ્રકારની સાંસારિક ઝંઝટોને દૂર કરશે પણ ભવિષ્યના ગર્ભમાં શું રહેલું

છે તે કોણ જાણે ! તે જેવા પુરુષની સાથે વિવાહ કરશે અને તેને પોતાની ભાવનાને મૂર્ત સ્વરૂપ આપવાની તક મળશે કે નહિ ! એ કોણ જાણે ! છતાં વસુમતિની ભાવના સફળ થાય અને તેનું જીવન પણ સફળ થાય એવો કોઈ માર્ગ નીકળે તો કેવું સારું !

રાતના મહારાજા દધિવાહન, ધારિણીના મહેલે પધાર્યા. તે વખતે ધારિણી વસુમતિના ભાવિ જીવન વિષે અનેક પ્રકારના વિચારો ચોન્યા કરતી હતી.

રાજા દધિવાહનની સમક્ષ પણ ધારિણીએ એ પ્રશ્ન વિષે ચર્ચા શરૂ કરી અને કહ્યું કે મહારાજ ! આપણી વસુ હવે ઉંમર લાયક થઈ છે. આપે એ વિષે કાંઈ વિચાર કર્યો હશે એમ હું ધારું છું.

દધિવાહન—હા ! વસુમતિ અવશ્ય ઉંમરલાયક થઈ છે. તે અવસ્થામાં જ ઉંમરલાયક નહિ પણ ગુણકળામાં પણ યોગ્ય બની છે. વસુમતિમાં બધી કળાઓ તે સારી રીતે શીખી છે કે જે કળાઓ આજે વિકસિત થઈ છે. ગુણોની દૃષ્ટિએ તો તારાથી પણ આગળ વધેલી છે. તેનો સ્વભાવ પણ ઘણો જ સરસ અને મળતાવડો છે. વસુમતિ જેવી પુત્રીની માતા થવાને લીધે તું ધન્ય ગણાય છે અને તારી સાથે હું પણ.

ધારિણી—મહારાજ ! ક્ષમા કરો. નિષ્કારણ મારી આટલી બધી પ્રશંસા કરી મને શરમાવો નહિ. વસુમતિમાં જે કાંઈ વિશેષતા છે તેનું શ્રેય તમને છે. હું તો, આપની સેવિકા છું. મને તમારી પાસેથી જે કાંઈ મળ્યું છે તે જ મેં વસુમતિને આપ્યું તો તેમાં મેં શું વધારે કર્યું ! તેમ છતાં તમે મારી પ્રશંસા કરો છો એ તો તમારી મોટી વિશેષતા છે. એ તો સજ્જનોનો સ્વભાવ જ હોય છે કે તેઓ મહાન કાર્યો કરે છે પણ યશ મળવાનો સમય આવે છે ત્યારે પાછળ હટી જાય છે અને તેનું શ્રેય બીજાને આપી દે છે. ખેર ! આ સમય, વસુમતિની વિશેષતાનું શ્રેય કોને મળવું જોઈએ ! એ વિષે વિવાદ કરવાનો નથી પણ આ સમયે તો વસુમતિનું ભાવિ જીવન

સુખમય કેમ બનાવી શકાય એ વિષે વિચાર કરવાનો છે. આ તમે થોડો ઘણો વિચાર કર્યો જ હશે તોપણ હુ આ વિષે મારુ નિવેદન આપની સમક્ષ રજુ કરવુ ઉચિત સમજુ છુ

દધિવાહન—હા, હા, અવશ્ય કહો ! વસુમતિના વિષે મને જેટલો અધિકાર છે તેટલો તમને પણ છે. બલ્કિ પુત્રી ઉપર, પિતાની અપેક્ષા માતાનો અધિકાર વધારે હોય છે માટે પુત્રીને સુખી બનાવવાની ચિન્તા પણ માતાને અધિક હોય એ સ્વાભાવિક છે.

ધારિણી—સ્વામી ! તમારી હાજરીમા વસુમતિ વિષે મારે કોઈ પ્રકારની ચિન્તા કરવાની આવશ્યકતા નથી તમે ક્યાય એક-પક્ષીય વિચાર કરી ન નાખો અને વસુમતિને સુખી બનાવવાની ભાવના હોવા છતા તેને દુખી બનાવવાનું કામ કરી ન બેસો એમ વિચારી હુ તમને નિવેદન કરવા ચાહું છુ 'સ્ત્રી' હોવાને કારણે મને સ્ત્રીજીવન સબધી જે અનુભવ મળ્યો છે તેનો લાભ વસુમતિને મળે, એવી મારી ભાવના છે

દધિવાહન—તમારી ભાવના એવી જ હોવી જોઈએ વસુમતિના વિષે જે વાત ખાસ ધ્યાનમા રાખવાની હોય તે અને તમે જે કહેવા ચાહતા હો તે ખુશીથી કહો !

ધારિણી—આજકાલ સંસારમા, કન્યાને સુખી બનાવવાના માટે તેનો વિવાહ કરી નાખવો અને તેને કોઈ યોગ્ય પતિની પત્ની બનાવી દેવી એ સાચો ઉપાય છે એમ માનવામા આવે છે, હુ પણ આમ જ માનતી હતી કે, વસુમતિનો કોઈ યોગ્ય રાજકુમારની સાથે વિવાહ કરી નાંખવો પણ જ્યારે પુરુષોના સ્વભાવ તરફ નજર ફેરવુ છુ ત્યારે એમ કરતા અચકાઉં છુ. કારણ કે આજકાલ અધિકાશ પુરુષોની દૃષ્ટિમા સ્ત્રીઓ તુચ્છ અને પતિત ગણવામા આવે છે તેઓ સ્ત્રીઓને કેવળ પોતાની કામપિપાસાને શાન્ત કરવાનું એક માત્ર સાધન માને છે, તેથી વિશેષ તેમની દૃષ્ટિમા સ્ત્રીઓનું કાંઈ મહત્ત્વ નથી કેટલાક પુરુષો, સ્ત્રીઓને પોતાના પગના જોડાની માફક

મારી હૃદયભાવના પણ અપૂર્ણ જ રહે. આ બધી વાતોને દૃષ્ટિમાં રાખીને વસુમતિને સુખી બનાવવા માટે કેવલ એક જ પક્ષનો વિચાર ન કરતા ઉપર્યુક્ત બધી વાતોને દૃષ્ટિ સમક્ષ રાખવામા આવે, બસ મારી એટલી જ પ્રાર્થના છે આજકાલ કન્યાનો વિવાહ કરવામાં વિશેષત ઘરબાર તથા વરને જ જોવામા આવે છે જો કે ઘરબાર તથા વરને જોવામા મારી કહેલી બધી વાતોનો સમાવેશ થઈ જાય છે તો પણ આજકાલ મુસ્કેલીઓના ભયથી આ વાતોની ઉપેક્ષા કરવામા આવે છે. કેવલ અત્યારે તો ધનધાન્યપૂરિત ઘરબારને તથા સુંદર યુવકને જોવામા આવે છે પછી ભલેને એ ઘર તથા વરથી કન્યાને ગમે તેટલુ કષ્ટ ભોગવવુ પડતુ હોય! વસુમતિને માટે આવી કઠણી સ્થિતિ ઉભી ન થાય એ જ મારી તમને પ્રાર્થના છે

દધિવાહન—પ્રિયે! તમારું કહેવુ બરાબર છે મારી દૃષ્ટિએ પણ વસુમતિ, અપ્રતિમ કન્યા છે. આવી સૌદર્યવતી અને ગુણવતી કન્યા મે ક્યાય જોઈ પણ નથી તેમ સાભળી પણ નથી રાજાઓને ત્યાં ભ્રમણ કરનારા લોકો પણ વસુમતિની પ્રશસા કરે છે અને કહે છે કે, વસુમતિની બરાબરી કરનાર બીજી કોઈ રાજકન્યા નથી હું, વસુમતિ માટે વર પણ એવો જ શોધી રહ્યો છુ કે, જે દરેક રીતે યોગ્ય હોય હવે પુરુષોની ઉચ્છૃખલતા વિષે વાત રહી પણ બધા પુરુષો ઉચ્છૃખલ-વંઠેલ જ હોય છે એવુ કાંઈ નિશ્ચિત ધોરણ નથી. યોગ્ય અને પતિ તરીકેની ફરજ અદા કરનાર પુરુષ જ નથી એમ કહી શકાય નહિ કારણ કે સંસારમા, કન્યા અને પુરુષ બન્ને યોગ્ય પણ હોય છે અને અયોગ્ય પણ હોય છે વિવાહના સમયે કરવામા આવતી પ્રતિજ્ઞાથી જેમ અનેક પુરુષો વિમુખ પણ થઈ જાય છે તેમ અનેક સ્ત્રીઓ પણ વિમુખ થઈ જાય છે. કેવળ પુરુષો જ ખરાબ છે અને સ્ત્રીઓ જ સદ્ગુણી છે એમ એકાન્તરૂપે કેમ કહી શકાય? હું વસુમતિને માટે, પહેલા વરની, તેની યોગ્યતા તથા અયોગ્યતાની પરીક્ષા કર્યા પછી જ, મને યોગ્ય જણાશે તો જ કોઈ યોગ્ય વરની

સાથે વસુમતિનો વિવાહ કરવાનું નક્કી કરીશ પણ યોગ્યતાનો વિચાર અને તેની પરીક્ષા કર્યો વિના હું કોઈ પુરૂષની સાથે વસુમતિનો વિવાહ નહિ કરૂં એ વાત જુદી છે કે, મારી પરીક્ષાના સમયે તો તે પુરુષ યોગ્ય સિદ્ધ થાય પણ વિવાહ થયા પછી અયોગ્ય બની જાય. પણ એવી ભાવિ ઘટનાની આશંકા કરવી અને તે ઘટનાને રોકવી એનો તો કોઈ અત્યારે ઉપાય પણ નથી અને એ પ્રકારની આશંકા, ચિંતા કે એવા સંદેહને સ્થાન આપવું એ પણ ઠીક નથી. વસુમતિની યોગ્યતા જોઈને આપણે એટલો તો વિશ્વાસ રાખવો જોઈએ કે વસુમતિના સંસર્ગમાં આવેલો યોગ્ય પુરુષ પછી અયોગ્ય બનશે નહિ. વસુમતિ પોતાના સદ્ગુણોદ્વારા અયોગ્યને પણ યોગ્ય બનાવી શકે એટલી શક્તિ ધરાવે છે તો યોગ્ય પુરુષને અયોગ્ય તો નહીં જ બનવા દે એટલો વિશ્વાસ તો આપણે રાખવો જ જોઈએ. આમ હોવા છતાં, જો વસુમતિનો યોગ્ય પતિ પણ વંઠી જાય તો એ વસુમતિની જ અપૂર્ણતા છે એમ માનવું જોઈએ. સુશીલ અને યોગ્ય સ્ત્રી પોતાના પતિત પતિને પણ દેવ બનાવી શકે છે એવા અનેક ઉદાહરણો પણ મળે છે અનેક સ્ત્રીઓએ પોતાના દુરાચારી અને અયોગ્ય પતિને સદાચારી અને યોગ્ય બનાવેલ છે. તેઓએ પોતાના ધર્મની તો રક્ષા કરી જ છે પણ સાથે સાથે પોતાના પતિને પણ ધર્મશીલ બનાવેલ છે જે સ્ત્રીઓ આવું પરાક્રમ બતાવી શકતી નથી તેઓમાં સદ્ગુણોની અપૂર્ણતા છે એમ સમજવું જોઈએ અને એનો થોડોઘણો દોષ એ સ્ત્રીની માતા ઉપર પણ આવે છે કે માતાએ પોતાની પુત્રીને સદ્ગુણોની પૂરેપૂરી શિક્ષા આપી સદ્ગુણી બનાવેલ નથી. જો તમને વસુમતિના સદ્ગુણો ઉપર અટલ વિશ્વાસ છે તો પછી તેના વિષે આ પ્રકારની આશંકા-ચિન્તા કરવી તે બીનજરૂરી તેમજ અસ્થાને છે તો પછી સદ્ગુણી પુત્રીનો સંબંધ ગમે તેવા પુરુષની સાથે થઈ જાય તો પણ તે પોતાના પતિને સદ્ગુણશાલી જ બનાવી દેશે.

ધારિણી—સ્વામિન્ ! આપનું કહેવું યથાર્થ છે કે, સ્ત્રીઓ પુરુષોને સુધારી શકે છે અને પુરુષોને સુધારવાની શક્તિ પણ વસુમતિ ધરાવે છે તો પણ પુરુષોને સુધારવું કાંઈ સરલ કામ નથી. કારણ કે, પુરુષોને સુધારવા માટે સ્ત્રીઓએ પોતાના સુખોનો ભોગ જ નહિ, પોતાના પ્રાણનું પણ બલિદાન આપવું પડે છે. જે સ્ત્રીઓમા આવી ક્ષમતાશક્તિ હોય છે તેમની દ્વારા જ પુરુષો સુધરી શકે છે. વસુમતિમા પણ એવી ક્ષમતાશક્તિ છે પણ જે સુખની આશાએ આપણે તેનો વિવાહ કરી નાખવા ચાહિએ છીએ તે સુખથી તેણે વંચિત રહેવું પડશે. અને પછી એક સુધારકની માફક વસુમતિએ પણ કષ્ટોને સહર્ષ સહન કરવા પડશે જે સુખની અભિલાષાએ વિવાહ કરવામાં આવે છે તે સુખ ત્યાં મળી શકશે નહિ. એક બીજી વાત જ્યારે વસુમતિમા પુરુષોને સુધારવાની ક્ષમતાશક્તિ છે તો પછી શા માટે તેને વિવાહબંધનથી બાંધી લેવામા આવે ! તે 'બ્રહ્મચારિણી' જ કેમ ન રહે ? વિવાહબંધનમા બંધાયા પછી તો તે કેવળ એક જ પુરુષને સુધારી શકશે પણ 'બ્રહ્મચારિણી' રહીને તો તે અનેક પુરુષોને સુધારી શકે છે વસુમતિનો વિવાહ કરવાથી તો તેનું સુધારક્ષેત્ર સંકુચિત થઈ જશે પરંતુ બ્રહ્મચારિણી રહેવાથી તેનું સુધારક્ષેત્ર પણ વિશાલ બનશે. વસુમતિએ પોતાની સખીઓ સમક્ષ જે વિચારો પ્રકટ કર્યાં છે તે ઉપરથી પણ તેનો વિચાર પણ વિવાહ ન કરવાનો જ જણાય છે. વસુમતિએ સખીઓને કહ્યું છે કે, "હું એકની સાથે પ્રેમસંબંધ તોડી બીજાની સાથે પ્રેમસંબંધ જોડવા ચાહતી નથી પણ હું તો એવો વિશાળ પ્રેમસંબંધ બધાની સાથે સ્થાપિત કરવા ચાહું છું કે પછી તે પ્રેમસંબંધને તોડવાનો જ ભય રહે નહિ." વસુમતિનું આ કથન ત્યારે જ સાર્થક થાય કે જ્યારે તે 'બ્રહ્મચારિણી' જ રહે મારી પણ એ જ ભાવના છે કે, વસુમતિ દ્વારા માનવસમાજનું કલ્યાણ થાય, માનવસમાજ સમક્ષ કલ્યાણનો કોઈ ઉત્કૃષ્ટ આદર્શ ઉપસ્થિત કરે અને સાથે પોતે પણ ઉચ્ચ

તેને હું ભાગરૂપ ગણુ છુ તોપણુ થોડા સમય માટે એ પ્રશસાદોપને માથે વહોરીને પણુ આપને પૂછુ છું કે, આપને સુમાર્ગે ઉપર સ્થિર કરવા માટે મે જે કષ્ટો સહ્યા અને જે ત્યાગ કર્યો તે જ કષ્ટસહન અને ત્યાગ જો મે બ્રહ્મચર્યપૂર્વક કર્યા હોત જો હુ વિવાહબંધનમા બંધાઈ ન હોત તો કેટલા બધા પુરુષોને સુધારી શકત ? તે આપ જ કહો ? પ્રત્યેક મનુષ્યને, કાર્યક્ષેત્રમા પડે છે ત્યારે જ અનુભવ મળે છે તે અનુભવના આધારે હુ એ નિર્ણય ઉપર આવી છુ કે, ક્ષમતાશક્તિ હોવા છતા બ્રહ્મચર્યનુ પાલન ન કરવુ, વિવાહબંધનમા સપડાઈ જવુ એ પોતાના વિશાળ સુધારક્ષેત્રને સંકુચિત બનાવવા જેવુ છે હુ કષ્ટોના ભયથી જ વસુમતિને 'બ્રહ્મચારિણી' બનાવવા ચાહતી નથી, પણુ અધિકાધિક કષ્ટોને સહન કરવા તૈયાર રહેવા માટે વિવાહબંધનથી તેને બચાવવા ચાહુ છુ આપની સેવા કરતા મને જે અનુભવો મળ્યા છે તે અનુભવોનો લાભ વસુમતિને મળે અને મારા એ અનુભવોદ્વારા પોતાની જીવનશક્તિનો યોગ્ય કાર્યમા ઉપયોગ કરે એ જ હું ચાહુ છુ. વિવાહ કરવાની અપેક્ષા બ્રહ્મચર્યનું પાલન કરવુ કાઈ ખરાબ નથી પણુ સારુ જ છે એટલા માટે વસુમતિને વિવાહબંધનમા ન બાધતા તેને 'બ્રહ્મચારિણી' જ ગણવામા આવે એ જ મારી ઇચ્છા છે. જો વસુમતિ બ્રહ્મચારિણી રહે તો જ તે પોતાના ગુણોનો વિકાસ કરી પૂર્ણ સુખી બની શકશે અને એ રીતે મારી ભાવના પણુ પૂર્ણ થઈ શકશે. ધારિણીની વાત સાભળી મહારાજા આશ્ચર્યચકિત થઈ ગયા.

દધિવાહન— રાણી ! હું એ જાણુતો ન હતો કે તમારી ત્યાગભાવના આટલી બધી છે ! આજે તમારા વિચારો સાભળી પ્રસન્નતા થઈ અને સાથે આશ્ચર્ય પણ. હુ પણુ બ્રહ્મચર્યને ખરાબ માનતો નથી અને સાથે એ પણુ સ્વીકારુ છુ કે, તમે મને સુધારવા માટે જે કષ્ટો સહન કર્યા અને જે ત્યાગ કર્યો એ જ કષ્ટસહન અને ત્યાગનો, વિવાહબંધનમા ન પડી, બ્રહ્મચર્યપૂર્વક, માનવસમાજને સુધારવામા ઉપયોગ કર્યો હોત તો અવશ્ય તમારા હાથે અનેક પુરુષોનો સુધાર

થઈ શકત. જ્યારે તમારા જેવી જ રાજકન્યા વસુમતિ બ્રહ્મચારિણી રહી ઉપદેશ આપે તો અનેક પુરુષોનો સુધાર થાય એમાં કોઈ આશ્ચર્ય કે શંકાને સ્થાન નથી. પણ રાણી ! બ્રહ્મચર્યપૂર્વક જીવન વ્યતીત કરવું એ કોઈ બાળકોના ખેલ જેવું સરલ કાર્ય નથી. કામના વેગને રોકવો તે મદો મત્ત હાથીને રોકવા કરતાં પણ વધારે કઠિન છે પ્રારબ્ધમાં કોઈ આવેશમાં આવી જઈ બ્રહ્મચર્ય પાળવા માટે છે પણ આગળ જતાં પોતાના નિયમને દૃઢ રાખી શકતા નથી. એટલું જ નહિ પણ કામનો આવેગ ન રોકી શકવાને કારણે બ્રહ્મચર્યથી પતિત પણ થઈ જાય છે. વસુમતિને બ્રહ્મચર્યની ઉત્કૃષ્ટતાનો વિચાર કરી, બ્રહ્મચારિણી બનાવીએ છીએ પણ આગળ જતાં જો તે બ્રહ્મચર્યનું બરાબર પાલન કરી નહિ શકી તો તેનું પોતાનું પતન તો થશે જ પણ સાથે સાથે આપણું કુળ-વંશ પણ કલંકિત થશે. આ સિવાય એક બીજી પણ વાત છે સાંસારિક પ્રથા પ્રમાણે, કન્યાનો વિવાહ કરવાની યોજના કરવી તે આપણું કર્તવ્ય છે હા, વિવાહ નક્કી કરીએ તે સમયે કન્યાની સ્વીકૃતિ લેવી આવશ્યક છે પણ કન્યાને બ્રહ્મચારિણી ત્યારે જ રાખી શકાય, તેનો વિવાહ ત્યારે જ ન કરવામાં આવે કે જ્યારે કન્યા પોતે બ્રહ્મચારિણી રહેવાની ઇચ્છા પ્રદર્શિત કરે. માતા પિતા કન્યાની સમ્મતિ વિના તેનો વિવાહ પણ કરી શકતા નથી તેમ તેને બ્રહ્મચારિણી પણ રાખી શકતા નથી વિવાહ કરવો કે બ્રહ્મચારિણી બનવું એ બન્ને વાતો કન્યાની ઇચ્છા ઉપર આધાર રાખે છે કન્યાની ઇચ્છા વિરુદ્ધ જેમ તેનો વિવાહ કરવો પણ અનુચિત છે તેમ તેને બ્રહ્મચારિણી રાખવી એ પણ અનુચિત છે

ધારિણી— મહારાજ! આપનું કહેવું બરાબર છે. હું પણ વસુમતિને પરાણે બ્રહ્મચારિણી બનાવવા ચાહતી નથી પણ જ્યાંસુધી હું વસુમતિના વિચારો સમજી શકી છું ત્યાંસુધી તે પોતે જ બ્રહ્મચારિણી રહેવા ચાહે છે વિવાહ કરવા ચાહતી નથી.

દધિવાહન— રાણી ! કોઈ વાતનું અનુમાન કરી, એ અનુમાનને આધારે કોઈ કામ કરી નાંખવુ તે ઠીક નથી.

ધારિણી— મહારાજ ! તો વસુમતિના વિવાહની યોજના કર્યા પહેલા, વિવાહ કરવા તે ચાહે છે કે નહિ એ વિષે વસુમતિની સ્પષ્ટ સમ્મતિ લેવામા આવે અને પછી તે જે પ્રમાણે કહે તે પ્રમાણે યોજના કરવામા આવે એ ઠીક રહેશે. જો વસુમતિ વિવાહ કરવા ચાહે તો યોગ્ય વર શોધી તેની સાથે વિવાહ કરી દેવામા આવે અને જો તે બ્રહ્મચારિણી રહેવા ચાહે તો પ્રમાણે તેનો વિવાહ પણ કરવામાં ન આવે

દધિવાહન— તમારુ આ કથન યુક્તિસગત છે. તમે વસુમતિ સાથે આ વિષે વિચારવિનિમય કરી મને નિશ્ચિત વિચાર જણાવો કે જેથી કોઈ માર્ગ નક્કી કરી શકાય

દધિવાહન અને ધારિણીની વાતચીતનો નિર્ણય વસુમતિના અંતિમ વિચાર ઉપર રહ્યો. આ પ્રમાણે બન્નેની વાતચીતનો અંત આવ્યો અને બન્ને યથાસ્થાને સુઈ ગયા.



: પ્રકરણ :

[૪]

## વિવાહ, એ શલ્ય છે

મુક્તિમંદિર દ્વાર સમ ચારિત્રધર્મ જે
આચારમાં ન આવે તો, વિચારો માત્ર ફળ છે
વિચારોને પચાવીને, વળી વિવેકભાવથી
પવિત્ર મુનિધર્મ પાળજો, સમાચારી-જિનાગમ

એક બાજુ સુખ છે તો બીજી બાજુ દુઃખ છે એક બાજુ સજ્જનતા છે તો બીજી બાજુ દુર્જનતા છે એક બાજુ ગાનતાન થાય છે તો બીજી બાજુ કરુણ વેદનાની ચીસો સંભળાય છે એક બાજુ સજ્જનો બીજાના સુખ માટે દુઃખો સહન કરે છે તો બીજી બાજુ દુર્જનો પોતાનો સ્વાર્થ સાધવા માટે બીજાનું સુખ લૂંટવા પણ તૈયાર થઈ જાય છે આ બધી સંસારની વિચિત્રતા છે વિચારકો માટે તો સંસારની આ વિષમતા અને વિચિત્રતા વિચારનું એક કારણ બની જાય છે અને એ વિચારને પરિણામે જ્યાં વિષમતા ન હોય એવો માર્ગ જવા તેઓ પ્રયત્ન કરે છે.

સુંદર વસન્ત ઋતુને સમય છે, આંબાના ઝાડ ઉપર મોર ખીલી ઉઠયા છે, ભમરાઓ તેના ઉપર ગુંજારવ કરી રહ્યા છે અને મંજરીનુ રસપાન કરી કોયલ પણુ મસ્ત બની ગઈ છે. આવી વસન્ત ઋતુમા આમ્રમંજરીનું રસપાન કરી કોયલે અવશ્ય ટહૂકવુ જોઈએ છતા તે કેમ ચુપ બેઠેલી જણાય છે ! અરે-રે ! કોયલ શા માટે ટહૂકતી નથી ? એનું કારણુ સમજવામાં આવી ગયુ તે કોયલ એક ગંભીર વિચારમા પડેલી છે તે વિચારે છે કે, આ સમયે હું શી રીતે ટહૂકુ ? એક બાજુ તો તમરાઓ પોતાની તાનમા અવાજ કરી રહ્યા છે ! એક બાજુ કંક પક્ષી કર્ણકટુ શબ્દમા બોલી રહ્યું છે ! જ્યારે બીજી બાજુ વૃક્ષ ઉપર બેઠેલા વાદરાઓ હા-હૂ કરી રહ્યા છે ! તો ક્યાય કાગડાઓ કર્કશ સ્વરમા કા-કા-કા, કરી રહ્યા છે તો આ બાજુ શિયાળો પણુ ઊંચે અવાજે રોઈ રહ્યા છે ! આ પ્રકારની વિષમતા જોઈને જ કોયલ ચૂપ બેસી રહી છે અને અનુકૂલ ઋતુ હોવા છતા ટહૂકતી નથી !

કવિની કલ્પનાનુસાર, જે વૈષમ્ય કોયલની સામે હતુ તેવુ જ વૈષમ્ય, આજે દધિવાહનને ત્યા તરવરતુ હતું એક બાજુ તો મહેલમા બેઠેલા રાજા-રાણી, વસુમતિના વિવાહ કરવા-ન કરવા વિષે વિચાર કરી રહ્યા હતા જ્યારે બીજી બાજુ પોતાના મહેલમા બેઠેલી રાજકુમારી વસુમતિ કાઈ બીજુ જ વિચારી રહી હતી

વસુમતિના મનમાં એવા વિચારતરંગો ઉઠવા લાગ્યા કે –' હુ જે સ્ત્રીજાતિમા જન્મી છે તે સ્ત્રીજાતિની આજે કેવી દુર્દશા છે ? પોતાની મૂર્ખતાથી અને મૂર્ખતાનો લાભ લેનાર પુરુષોના અત્યચારથી એ સ્ત્રીજાતિ, કેટલી બધી સંત્રસ્ત અને પીડિત છે આજે પુરુષોની દૃષ્ટિમાં સ્ત્રીઓની બીજી ભોગ્ય વસ્તુઓમા ગણુના કરવામાં આવે છે એથી વિશેષ સ્ત્રીઓનું બીજુ કાઈ મહત્ત્વ નથી મારી બ્હેનો પણુ એક જ પ્રવાહમાં વહી રહી છે તેઓને પોતાના પતનનું અને પોતાની દુર્દશાનુ

પણ ભાન નથી. જો સ્ત્રીજાતિમાંથી એક પણ સ્ત્રી, ત્યાગ અને આત્મસમર્પણપૂર્વક પ્રચાર આદિ સક્રિય કાર્ય કરે તો તે આખી સ્ત્રીજાતિનો ઉદ્ધાર કરી શકે પણ હાય ! તેમનું પતન એટલું બધું થઈ ગયું છે કે, તેઓ પોતાની વર્તમાન સ્થિતિને પણ સમજી શકતી નથી ! એવી અવસ્થામાં પોતાના ઉદ્ધારનો પ્રયત્ન કેવી રીતે કરી શકે !

“હે ! પ્રભો ! શું હું મારી દીન–હીન બહેનોની કંઈ સેવા કરી શકીશ ? શું મારી દ્વારા તેમનો ઉદ્ધાર થઈ શકશે ? અને શું આ મારા તુચ્છ શરીરદ્વારા મારી દુઃખિત બહેનોનો કંઈ ઉપકાર થઈ શકશે ?” આ પ્રમાણે વિચાર કરતી વસુમતિ નિદ્રાધીન થઈ ગઈ પ્રાતઃકાળના સમયે તેણે એક વિચિત્ર સ્વપ્ન જોયું. સ્વપ્ન જોતાં જ તે આશ્ચર્યપૂર્વક જાગી ઉઠી અને વિચારવા લાગી કે આ સ્વપ્ન શું સૂચવતું હશે ? આ સ્વપ્નને સારું સમજું કે માઠું !

વસુમતિ અસમંજસમાં પડી ગઈ શું કરવું તેની તેને સૂઝ ન પડી. અસમંજસના બોજને કારણે તેનું શરીર પરસેવાથી તરબોળ થઈ ગયું. તેણે અસમંજસને દૂર કરવાનો ખૂબ પ્રયત્ન કર્યો પણ તેમાં તે સફળ ન નીવડી. આખરે તે પથારીમાંથી ઉઠી પાસેની અશોકવાટીકામાં ફરવા ચાલી ગઈ અને ત્યાં એક વૃક્ષની નીચે બેસી, માથા ઉપર હાથનો ટેકો આપી, સ્વપ્નના ફળ વિષે ઊંડો વિચાર કરવા લાગી.

પ્રાતઃકાળ થતાં જ વસુમતિની સખીઓ વસુમતિને ઉઠાડવા તેના શયનાગારમાં આવી પણ પથારી ઉપર વસુમતિને સૂતેલી ન જોતાં તેમને બહુ આશ્ચર્ય થયું અને સાથે ચિન્તા પણ થઈ. સખીઓ વિચારવા લાગી કે કોઈ દિવસ નહિ ને આજે અનાયાસ જ વસુમતિ ક્યાં ચાલી ગઈ ! તે રાજકુમારી છે અને યુવતી છે કદાચ એવી દુર્ઘટના તો પડી નહિ હોય ને કે જેથી આ નિર્મલ રાજવંશ ઉપર

કોઈ પ્રકારનું કલંક આવે ! આ પ્રમાણે ચિંતા કરતી સખીઓ વસુમતિને શોધવા લાગી, શોધતા શોધતા જ્યા વસુમતિ વિચારમગ્ન થઈ બેઠી હતી ત્યા આવી

વસુમતિને વિચારમગ્ન અને ચિંતાતુર બેઠેલી જોઈ તેની સખીઓ કહેવા લાગી કે, 'રાજકુમારી, આજે અનાયાસ જ પથારી-માથી ઉઠીને ચૂપચાપ અહી કેમ ચાલી આવી ? અહી આવવાની કોઈને સૂચના પણ ન આપી ? અમે તમને શોધતા અહી આવ્યા છીએ એ તો સારુ થયુ કે, શયનાગારમાથી તમારા ચાલ્યા જવાની ખબર અમે મહારાજા કે મહારાણી કે બીજા કોઈને આપી નથી નહીં તો કેટલુ ખરાબ કહેવાય ? લોકો શુ ધારે ? તમે રાજકુમારી છો અને યુવતી છો એટલે તમારે આ પ્રમાણે એકલા અત્રે આવવુ ઠીક નથી અમારામાથી કોઈને સાથે લઈને જ ઘેરથી નીકળવુ જોઈતું હતું. ખેર ! જે થયુ તે થયુ. હવે એ બતાવો કે, તમે શા કારણે આટલા' બધા ચિંતાતુર જણાઓ છો ! તમને કોઈ દિવસ આટલા બધા ચિંતાતુર જોયા નથી. આજે તો તમે બહુ ચિન્તાતુર જણાઓ છો ?

સખીઓની વાતચીતથી વસુમતિની વિચારપરંપરા તૂટી ગઈ. એકવાર તેણે સખીઓ સામે જોયુ પણ સખીઓની વાત પૂરી થતા જ તે પાછી પહેલાની માફક વિચારમગ્ન થઈ ગઈ. આ પ્રમાણે વસુમતિને વિચારમગ્ન થતી જોઈ સખીઓને ઘણુ આશ્ચર્ય થયુ અને શુ કારણ હશે ! તે વિષે વિચાર કરવા લાગી

એક સખી— બેન વસુમતિ ! તમે તો અમારી વાત પણ સાભળતા નથી અને સાભળો છો તો તે ઉપર ધ્યાન પણ આપતા નથી અને તમારી ચિન્તાનું કારણ પૂછીએ છીએ તો જવાબ પણ આપતા નથી !

બીજી સખી—રાજકુમારીની ચિન્તાનું કારણ રાજકુમારીને કેમ પૂછો છો ? શું રાજકુમારી એવી નિર્લજ્જ છે કે, સ્પષ્ટરૂપે

ચિન્તાનું કારણ તમને જણાવે ! એવી તો કોઈ સાધારણ કન્યા પણ નહિ હોય કે જે ચિન્તાનું કારણ પોતે સ્પષ્ટપણે કહી જણાવે ! આ તો વળી રાજકુમારી છે તે સ્પષ્ટપણે પોતાના ભાવ કેમ જણાવી શકે ! પણ તમે એ સ્પષ્ટ જોઈ શકતા નથી કે રાજકુમારીને કોઈ બીજી ચિન્તા હોવાનું શું કારણ હોય ! જુઓ ! રાજકુમારીના શરીર ઉપર યૌવને પોતાનું પ્રભુત્વ કેટલું બધું જમાવ્યું છે ! રાજકુમારીના રગેરગ જ ભરાઈ ગયા છે અત્યારે રાજકુમારી યૌવનને આંગણે ઊભેલી છે ! જેમ માલતી લતા આશ્રયને શોધવા તલસે તેવી રાજકુમારીની સ્થિતિ થઈ ગઈ છે છતાં અત્યારસુધી રાજકુમારીનો વિવાહ થયો નથી એ શું ચિન્તાનું કારણ નથી ! આ સિવાય રાજકુમારીને બીજી ચિન્તા શી હોઈ શકે ! એ તો આપણે પણ સમજી શકીએ છીએ તો પછી રાજકુમારીને ચિન્તાનું કારણ શું પૂછવું !

ત્રીજી સખી— તમારી વાત બરાબર છે યુવાવસ્થાને પ્રાપ્ત થવા છતાં વિવાહ ન થવો એ બુદ્ધિશાળી કન્યા માટે જરૂર ચિન્તાનો વિષય છે

ચોથી સખી— પણ બેન ! ચિન્તા કરી શરીરને ક્ષીણ બનાવવાથી શું વળે ! મહારાજ અને મહારાણી પણ પોતાની પ્રિય પુત્રીના વિવાહ માટે ચિન્તા કરે છે તેઓ રાજકુમારીના યોગ્ય વરની શોધમાં છે જ જો કે તેઓ એ વિષે બહુ જલદી કરતા નથી તો હું આજે રાજકુમારીના વિવાહ જલદી કરવા વિષે મહારાણીજીને નિવેદન કરીશ. બેન વસુમતિ ! આપો, હવે બહુ ચિન્તા ન કરો. હવે તમે થોડા સમયમાં જ કોઈ રાજાની રાણી બનશો હો !

વસુમતી, પોતાની સખીઓની વાતો ચુપચાપ સાંભળીને પોતાની બહેનોનું કેટલું બધું પતન થઈ રહ્યું છે તે વિષે વિચાર કરતી હતી કે આ સખીઓની દૃષ્ટિએ તો વિષયોની પ્રાપ્તિ ન થવી એ જ

ચિન્તા કે વિચારનું કારણ છે, તે સિવાય ચિન્તા કે વિચારનું બીજુ કોઈ કારણ જ જણાતું નથી. હું તો એમ સમજતી હતી કે, પુરુષો જ વિષયોના દાસ છે પણ આજે સખીઓની વાતચીત ઉપરથી તો મને એમ જણાય છે કે પુરુષોથી પણ વધારે સ્ત્રીઓ વિષયોની દાસી બનેલી છે. હું સ્વપ્નની સમસ્યાનો તો હજી નિકાલ કરી શકી નથી ત્યાં તો મારી સખીઓએ આ નવી સમસ્યા મારી સામે ઉભી કરી છે આવા સમયે હું શું કરું ? એક સમસ્યાનો ઉકેલ કર્યા વિના બીજી સમસ્યાને કેવી રીતે હાથ ધરું ? પરંતુ સખીઓની આ વાત સાંભળી જો હું ચૂપચાપ બેસી રહીશ તો એઓ એમજ સમજશે કે, 'આપણે જે વાતનું અનુમાન કર્યું એ જ વાતની વસુમતિને ચિન્તા છે' અને પોતાના અનુમાનને સત્ય માની એ અનુમાનના આધારે સખીઓ માતાપિતાને ન જાણે શું કહેશે ? આ પ્રમાણે સખીઓ માતાપિતાને પણ ચિંતિત કરશે. માટે સર્વપ્રથમ તેમના અનુમાનનું નિરાકરણ કરવું એ જ ઠીક છે.

આ પ્રમાણે વિચાર કરી, પોતાના સ્વપ્નના વિષે વિચાર પ્રકટ ન કરતાં, વસુમતિ સખીઓને કહેવા લાગી કે –

"સખીઓ ! જો કે જન્મથી લઈ અત્યારસુધી તમારો મારો સાથે ગાઢ સંબંધ રહ્યો છે છતાં તમે, મને તમારા જેવી તુચ્છ વિચારવાળી માની રહ્યા છો. અને એટલે જ હું કોઈ બીજા વિચારોમાં મગ્ન હોવા છતાં, હું વિષયભોગ માટે જન્મેલી હોઉં અને એની પ્રાપ્તિમાં જ મારૂં જીવન સફળ માનતી હોઉં એવું તમે મારા વિષે અનુમાન કરી રહ્યા છો ! પણ બહેનો ! તમારું આ અનુમાન ઘણું જ ભ્રામક છે. કારણ કે તમે જેવું અનુમાન કર્યું તેવી વિચારવાળી હું નથી હું કેવા વિચારો ધરાવું છું એ જો જાણવા માંગતા હો, તો સાંભળો ! "માતાપિતા તથા ધર્માચાર્યનું મારો ઉપર ઋણ છે એમ હું સમજું છું. પ્રત્યેક સ્ત્રીપુરુષને માથે આ ત્રણ પ્રકારનું કરજ હોય છે

જીવનમાં આ ત્રણ પ્રકારનું ઋણ માથે ચડે જ છે. જો કે સાસુ સસરા પતિ વગેરેની સહાયતા લેવી એ પણ ઋણ છે પણ એ ઋણ કરવું કે ન કરવું એ પોતાની ઇચ્છા ઉપર આધાર રાખે છે જીવનને માટે આ ઋણ માથે ચડાવવું જ જોઈએ એ કોઈ નિયમ નથી તેમ કોઈનો તે વિષે આગ્રહ પણ નથી પણ પોતાની નબળાઈને કારણે એ ઋણ માથે લેવું પડે તો તે વાત જુદી છે પણ જ્યાંસુધી પહેલાંના ત્રણ પ્રકારના ઋણથી મુક્ત થઈ શકાય નહિ ત્યાંસુધી પોતાના માથે કોઈ પ્રકારનું નવું ઋણ ન ચડાવવું એ વિવેકશીલ પ્રામાણિક મનુષ્યને માટે યોગ્ય છે કારણ કે પહેલાંના કરજથી મુક્ત ન થતાં પહેલાં જ નવું કરજ કરવું એમાં પ્રામાણિકતા નથી. પહેલાંનું કરજ ચૂકવવું અને આવશ્યક કારણ વિના નવું કરજ માથે ન ચઢાવવું એમાં ખરી પ્રામાણિકતા છે હું તો પહેલાં માતા, પિતા અને ધર્માચાર્યનું મારી માથે જે ઋણ છે એ ઋણને ચૂકવવા ચાહું છું. નવું કરજ માથે ચડાવવા જરા પણ ચાહતી નથી. આપી ક્યાંમાં હું વિવાહ કરવા વિષે ચિન્તા કરી રહી છું એ તમારું અનુમાન ક્યાં સુધી ઠીક છે એ તમે જ વિચારી જુઓ! હું મારી માથે માતપિતાનું ઋણ જ કરજ ચડેલું છે એમ માનું છું અનેક જ જન્મજન્માંતરો સુધી તેમની સેવાશુશ્રૂષા કરવા છતાં પણ હું તેમના ઋણથી મુક્ત થઈ શકું એમ નથી તો પછી એમની સેવા કરી ઋણમુક્ત થવાના સમયે હું સાસરે જવાની કૃતઘ્નતા કેમ કરી શકું! કરજ ચૂકવવાના સમયે કોઈ પણ પ્રકારનું નવું કરવું ઠીક નથી. હું તો સર્વ પ્રથમ મારી માથે જે ઋણનો ભાર છે તે ઉતારવા ચાહું છું નવું કરજ માથે ચડાવવા ચાહતી નથી. માટે તમે મારા વિષે ભવિષ્યમાં આવું ખોટું અનુમાન કરશો નહિ તેમ કોઈને મારા વિષે આવી વાતો પણ કરશો નહિ એટલી તમને સૂચના આપું છું."

વસુમતિની સ્પષ્ટ વાતો સાંભળી તેની સખીઓ ચકી ગઈ

સખીઓ—બેન વસુમતિ ! તમે આજે સંસારથી વિરક્ત થઈ ગયા હો એવી વૈરાગ્યની વાતો કરો છો પણ કોઈ વ્યક્તિ એમ કેમ માની શકે કે, તમારા જેવી સુંદરી નવયુવતી પતિની ઇચ્છા કરતી ન હોય કે તે વિષે ચિંતા પણ કરતી ન હોય?

વસુમતિ—"વહાલી સખીઓ ! જે કન્યાઓ એવા વાતાવરણમાં ઊછરેલી હોય અને જેમને એ વિષેની શિક્ષા આપવામાં આવી હોય તે કન્યાઓને એ વિષે ચિન્તા થાય એ સ્વાભાવિક છે પણ હું એવા મલિન વાતાવરણમાં ઊછરેલી નથી તેમ મારી માતાએ મને વિષયભોગની લાલસા વધે એવી કુશિક્ષા પણ આપી નથી બીજી માતાઓ પોતાની પુત્રીને વિષયભોગમાં પ્રવૃત્ત થવાની ભલે શિક્ષા આપતી હોય પણ મારી માતાએ મને શીખડાવ્યું છે કે, આ મનુષ્યજન્મનો ઉદ્દેશ પૂર્ણ બ્રહ્મચર્યનું પાલન કરી જીવનશુદ્ધિ કરવાનો છે, વિષયભોગમાં પ્રવૃત્ત થઈ આ દુર્લભ મનુષ્ય જન્મનો દુરુપયોગ કરવાનો નથી" આ પ્રમાણે મારી માતાએ મને વિશુદ્ધ બ્રહ્મચર્યને પાળવાની શિક્ષા આપી છે પણ સાથે સાથે એવી પણ સૂચના આપી છે કે, જો પૂર્ણ બ્રહ્મચર્ય પાળવાની શક્તિ ન હોય તો, દુરાચારનું સેવન ન કરવું પણ એવી અવસ્થામાં સ્થૂલ બ્રહ્મચર્યનું પાલન કરવું અર્થાત્ વિવાહ કરી મર્યાદાપૂર્વક જીવન વ્યતીત કરવું જીવનનો આ માર્ગ બતાવી મારી માતાએ મને કન્યાધર્મ, પત્નીધર્મ, માતૃધર્મ અને વિધવાધર્મની શિક્ષા આપી છે અર્થાત્ પૂર્ણ બ્રહ્મચર્ય પાળી ન શકાય તો, મર્યાદિત વૈવાહિક જીવન ગાળવામાં કઈ કઈ અવસ્થાઓમાંથી પસાર થવું પડે છે એ દૃષ્ટિમાં રાખી ઉપરની ચારેય પ્રકારની શિક્ષા મારી માતાએ મને આપી છે

જે કન્યા, પૂર્ણ બ્રહ્મચર્ય પાળી ન શકવાને કારણે વિવાહ કરે છે તેણે જીવનની ત્રણ ભિન્ન ભિન્ન અવસ્થામાંથી પસાર થવું પડે છે. વિવાહ થતાં જ તે પત્ની બને છે અને ત્યારે પતિ, સાસુ, સસરા, નણંદ, જેઠ, જેઠાણી, દેર, દેરાણી વગેરે પ્રત્યે કેવો વ્યવહાર રાખવો

જોઈએ અને જીવનને સુખમય બનાવવા માટે કયાં કર્તવ્યો બજાવવાં જોઈએ વગેરે વિષે મારી માતાએ 'પત્નીધર્મ' ની શિક્ષા આપી બતાવ્યું છે. જ્યારે વિવાહ થાય છે ત્યારે સંતાનો પણ થાય છે અને માતા પણ બનવું પડે છે તે વખતે તેનો શો ધર્મ હોવો જોઈએ એ વિષે મારી માતાએ 'માતૃધર્મ' ની શિક્ષા આપી બતાવ્યું છે. વિવાહ થયા પછી કદાચ દૈવવશાત્ પતિનું પરલોકગમન થાય ત્યારે વૈધવ્યજીવન પ્રાપ્ત થાય છે અને કોઈ કોઈ કન્યાઓને તો વિવાહ થતાં જ વૈધવ્યજીવનમાં પ્રવેશ કરવો પડે છે તેવા દુઃખના સમયે ધર્મનું પાલન કેવી રીતે કરવું જોઈએ તે વિષે પણ મારી માતાએ 'વૈધવ્યધર્મ' ની શિક્ષા આપી બરાબર બતાવ્યું છે. આ પ્રમાણે મારી માતાએ પહેલાં તો મને પૂર્ણ બ્રહ્મચર્ય પાળવાની શિક્ષા આપી છે પરન્તુ જો પૂર્ણ બ્રહ્મચર્ય પાળવાની શક્તિ ન હોય તો ઉપર કહેલા ચાર પ્રકારના ધર્મોની શિક્ષાનુસાર નીતિપૂર્ણ અને સુખમય જીવન વ્યતીત કરવાની અનુમતિ આપી છે પણ જો પૂર્ણ બ્રહ્મચર્ય પાળવાની શક્તિ હોય તો પૂર્ણ બ્રહ્મચર્યનું પાલન કરી આત્મમુક્ત થવાનો પ્રયત્ન કરવો પણ જો શક્તિ ન હોય તો બ્રહ્મચર્યનું લક્ષ્ય રાખી નીતિપૂર્વક વૈવાહિક જીવન ગાળી, એ લક્ષ્યને પહોંચવાની ચેષ્ટા કરવી જોઈએ. પણ વિવાહ એ પોતાની અશક્તિનું અને નવું કરજ માથે ચઢાવવાનું કારણ છે એમ માનવું પણ વિવાહનો ઉદ્દેશ વિષયસુખ ભોગવવાનો છે એમ સમજવું ન જોઈએ.

આ પ્રમાણે મારી માતાએ ઉત્સર્ગ માર્ગ તરીકે પૂર્ણ બ્રહ્મચર્ય પાળવાની અને અસમર્થ અવસ્થામાં અપવાદ માર્ગ તરીકે મર્યાદિત વૈવાહિક જીવન ગાળવાની શિક્ષા આપી છે. વહાલી સખીઓ! હવે તમે સમજી ગયા હશો કે મારા હૃદયમાં વિવાહ વિષયક ચિન્તા નથી. હું તો એ જ ઉન્નત ભાવના ભાવું છું કે માતાપિતા વગેરેની સેવા કરી, તેમના ઋણથી પહેલાં મુક્ત થાઉં નવું કરજ માથે ન ચઢાવું અને તે માટે બ્રહ્મચર્યપૂર્વક જીવન વ્યતીત કરું

બેનો ! હું વિવાહ વિષયક ચિન્તા કરું છું એમ તમે કહો છો પણ એટલો તો વિચાર કરો કે, જેને આજન્મ બ્રહ્મચર્યની શિક્ષા આપવામા આવી છે, જેને બ્રહ્મચર્યનો આદર્શ બરાબર સમજાવવામા આવ્યો છે, જેનુ લાલનપાલન બ્રહ્મચર્યનો આદર્શ સામે રાખી કરવામા આવ્યુ છે અને જે બ્રહ્મચર્યના વાતાવરણમા ઊછરેલ છે તેને શુ વિવાહ વિષયક ચિન્તા કે ઇચ્છા થાય ખરી ? હા ! જેને માતાપિતાનું ઋણથી મુક્ત થવાની શિક્ષા મળી નથી પણ જેને બાળપણથી વિવાહના વાતાવરણમા ઉછેરવામા આવી છે અને જેનું લાલનપાલન પણ વિવાહનો આદર્શ સામે રાખી કરવામા આવ્યુ છે તે કન્યા વિવાહ વિષયક ચિન્તા કે ઇચ્છા કરે એ સ્વાભાવિક છે આ રીતે જેઓમા બ્રહ્મચર્ય પાળવાની શક્તિ ન હોય તે વિવાહ કરવાની ચિન્તા કરે પણ જેનામા પૂર્ણ બ્રહ્મચર્ય પાળવાની શક્તિ છે તે તો પૂર્ણ બ્રહ્મચર્યનું બરાબર પાલન કરી, માતાપિતાના ઋણથી મુક્ત થવાનો જ પ્રયત્ન કરે એ ઇષ્ટ છે.''

સખીઓ—''બેન વસુમતિ ! ધારિણી માતાએ તમને જે શિક્ષા આપી છે તે શિક્ષા ઉપર તમે બરાબર મનન કે ચિંતન કર્યું હોય એમ નથી લાગતું. મહારાણીએ બ્રહ્મચર્યની શિક્ષા તમને આપી હશે પણ તમે વિવાહ જ ન કરો એવો એ શિક્ષાનો ઉદ્દેશ નહિ હોય! બધા લોકો બ્રહ્મચર્યને શ્રેષ્ઠ ગણે છે, કોઈ એને ખરાબ કહેતું નથી પરન્તુ આ કથન પોતાને લાગુ નથી પડત કોઈ બીજા લોકો બ્રહ્મચર્યનું પાલન કરતા હોય તો તેમની પ્રશસા કરવા માટે બ્રહ્મચર્યની પ્રશસા કરવામાં આવે છે પણ પોતે અવિવાહિત રહે એ માટે નહિ તમારી વાતો ઉપરથી તો એમ પણ જણાય છે કે, ઓધર્મથી પણ તમે અજ્ઞાત છો કન્યા ઉપર માતાપિતાનું ઋણ હોય છે એ વાત સાચી પણ કન્યા વિવાહ કર્યા પહેલા જ તેમની સેવા કરી, તેમનું ઋણ ચૂકવી આપે છે. વિવાહયોગ્ય થતાં વિવાહ કરી પતિની સેવા કરવી, એ કન્યાનું કર્તવ્ય છે જો આમ કરવામા ન આવે અને બધી કન્યાઓ બ્રહ્મચર્યનુ પાલન કરે, વિવાહ ન કરે અને માતાપિતાની સેવા જ કરતી

રહે તો તો થોડા જ દિવસોમાં માનવસમાજની ઉત્પત્તિ બંધ થઈ જાય અને સંસારમાં કોઈ મનુષ્ય જ રહેવા ન પામે. આ સિવાય જે કન્યા વિવાહ ન કરે, એને પતિની સેવા કરવાનો અવસર જ ન મળે એ કન્યાનું જીવન, જંગલમાં ખીલીને કરમાઈ ગયેલ ફુલની જેમ, વ્યર્થ છે. જે કન્યા, પોતાના વિવાહની પણ ચિંતા કરતી નથી તે કન્યા, લાભાલાભનો વિવેક નહિ કરનાર પશુની સમાન છે એટલા માટે અત્યારે તમે ભલે વિવાહની ચિન્તા કરતા ન હો તો પણ અમે તો એ જ કહીશું કે તમારે વિવાહ વિષયક ચિન્તા કરવી જોઈએ. એમાં જ તમારું કલ્યાણ છે

વસુમતિ— બહેનો! તમે નારીધર્મ માનવસમાજની રક્ષા અને કન્યાના કર્તવ્યનો ઉપદેશ આપી જે કંઈ કહ્યું છે તે કથન તમારી દૃષ્ટિએ ભલે યોગ્ય હોય પણ મને તે બરાબર નથી લાગતું. કારણ કે જે બ્રહ્મચર્યપાલન બીજાઓ માટે આચરણીય અને પ્રશંસનીય માનવામાં આવે છે તે પોતાના માટે આચરણીય માનવામાં ન આવે તે કેવા ઘરનો ન્યાય ! બ્રહ્મચર્યને કેવળ બીજાઓ માટે જ આચરણીય માનવું અને પોતાના માટે આચરણીય ન માનવું એ દંભીલો મિથ્યાચાર છે. આ પ્રકારના મિથ્યાચારની શિક્ષા મારી માતાએ મને આપી નથી, તેમ મેં શીખી નથી. મને જે શિક્ષા આપવામાં આવી છે તે પોતાના આચરણ સહિત, અને એવી શિક્ષા મારી માતાએ મને આપી છે એવા પણ કંઈ થોડા હોય છે કે જેઓ "હાથીના દાંત ખાવાના જુદા અને બતાવવાના જુદા" એ નીતિ પ્રમાણે બીજાને કહે છે કંઈ અને પોતે આચરે છે બીજું પોતે અબ્રહ્મચર્ય સેવે છે અને બીજાને બ્રહ્મચર્યનો ઉપદેશ આપે છે બહેનો! મને આ પ્રકારની શિક્ષા મળી નથી તેમ એવા પ્રકારનું પાખંડ પણ હું આચરી શકું એમ નથી.

તમે કહ્યું કે જો સંસારની બધી કન્યાઓ બ્રહ્મચર્યનું પાલન કરવા માંડે તો સંસાર જ શૂન્ય બની જાય. બહેનો! પહેલાં તો સંસારની બધી કન્યાઓ બ્રહ્મચર્યનું પાલન કરે એ જ અશક્ય

જેવુ છે અને બીજુ આ અનાદિ સસારનો અત થવો પણ અસંભવ છે, કારણ કે સંસારમા અનેક કન્યાઓ પતિ ન મળવાને કારણે અવિવાહિતા રહે છે, અનેક બ્રહ્મચર્ય પાળવાના ઉદ્દેશે વિવાહ કરતી નથી અને અનેક કન્યાઓ, વિવાહ થતા જ થોડા દિવસ બાદ વિધવા થઈ જાય છે, તો પણ સસારમા કોઈ પ્રકારની ન્યૂનતા જોવામા આવતી નથી આવી અવસ્થામા બ્રહ્મચર્ય પાળવા માટે વિવાહ ન કરવાથી સસારનો અંત કેમ થઈ જશે ? આમ હોવા છતાં, જો કદાચ બ્રહ્મચર્ય પાળવાના કારણે જ સસારનો અન્ત થઈ જતો હોય તો એમા શુ ખરાબ છે ? એ તો ઊલટુ સારુ જ છે ને ?

વળી, તમે કહ્યું કે, કન્યાઓ વિવાહ કર્યા પહેલા જ માતાપિતાની સેવા કરી ઋણથી મુક્ત થઈ જાય છે. પણ તમારુ આ કથન ભૂલભરેલું તેમજ શાસ્ત્રવિરુદ્ધ છે શાસ્ત્રમાં અનેક જગ્યાએ સ્પષ્ટ કહેવામા આવ્યુ છે કે, અનેક જન્મજન્માતરો સુધી માતાપિતાની સેવા કરવા છતાં પણ તેમના મહાન ઋણથી સતાનો મુક્ત થઈ શકતા નથી, તો કન્યાઓ, વિવાહ અને યુવાવસ્થાને પ્રાપ્ત થયા પહેલાં જ માતાપિતાના ઋણથી મુક્ત થઈ જાય એમ કેમ બની શકે ? એ સમયે તો કન્યાઓ પોતે પોતાની સારસભાળ રાખી શકતી નથી એટલુ જ નહિ પણ ઊલટુ માતાપિતાએ તેમની સારસભાળ રાખવી પડે છે તો પછી એવી અવસ્થામા કન્યાઓ માતાપિતાની સેવા કરી ઋણમુક્ત થવામા સમર્થ કેમ થઈ શકે ? બહેનો ! આ તો પોતાની વિષયવાસનાને ન રોકવાને કારણે જ કેવળ બહાનુ માત્ર છે હું આ પ્રમાણે બહાનું કાઢી, માતા-પિતા પ્રતિ કૃતઘ્ન બનવા ચાહતી નથી. અન્તમાં, તમે વિવાહ ન કરનારી કન્યાઓના જીવનને વનપુષ્પ સમાન વ્યર્થ અને તેમને વિવાહની ચિન્તા ન કરવાને કારણે પશુ જેવી બુદ્ધિહીન કહી, તમે તમારી વિવેકબુદ્ધિની ઊણપ જ બતાવી છે અને તે કારણે જ પશુઓ જેવી પ્રવૃત્તિ કરનારને સારી અને વિવાહની ચિન્તા ન કરનાર કન્યાઓને પશુ જેવી ગણો છો તમે એટલુ પણ ન વિચાર્યું કે, વિષયસેવનની ચિંતા

એ પશુ પણ કરે છે પણ બ્રહ્મચર્યનું પાલન તો મનુષ્ય જ કરી શકે છે બીજું કોઈ કરી શકતું નથી. આમ છતાં તમે બ્રહ્મચર્યનું પાલન કરનાર અને વિવાહની ચિન્તા ન કરનારને પશુની કોટીમાં કેમ મૂકો છો! બહેનો! બ્રહ્મચર્યનો મહિમા અનંત છે. બ્રહ્મચર્યનું પાલન કરનાર સ્ત્રીપુરુષના અનુમોદન કરવા માટે દેવો પણ લાલાયિત રહે છે. અને તેથી બ્રહ્મચર્યનું પાલન કરનારનું મહત્ત્વ, દેવોથી પણ વિશેષ છે કારણ કે બ્રહ્મચર્યનું પાલન દેવો પણ કરી શકતા નથી. માટે બહેનો! બ્રહ્મચર્યને વિવાહથી ઉતરતું ન માનો. એ વાત જુદી છે કે બ્રહ્મચર્ય પાળી ન શકવાને કારણે વિવાહ કરવામાં આવે, પણ એમાં પોતાની નિર્બળતા રહેલી છે એમ માનવું જોઈએ. એ તો મારી માતાએ પણ કહ્યું છે કે જો બ્રહ્મચર્ય પાળવાની શક્તિ ન હોય તો વિવાહ કરી સ્વપુરુષસંતોષ વ્રત માથે ચડાવવું પણ બળાત્કારે બ્રહ્મચર્ય પાળવું નહિ, પણ ઉત્સર્ગમાર્ગ તો બ્રહ્મચર્ય છે અને અપવાદમાર્ગ વિવાહ છે એ ભૂલવું નહિ. આ પ્રમાણે મારી માતાએ બ્રહ્મચર્યનો ઉત્સર્ગ માર્ગ અને વિવાહનો અપવાદ માર્ગ એ બન્ને માર્ગો બતાવ્યા છે પરંતુ હું વિવાહનો અપવાદ માર્ગ નહિ પણ બ્રહ્મચર્યના ઉત્સર્ગ માર્ગે જવા ચાહું છું. જે સ્ત્રીઓએ બ્રહ્મચર્ય પાળી ન શકવાને કારણે વિવાહ કર્યો છે તે સ્ત્રીઓની હું નિંદા પણ કરતી નથી. હું તો એમને માતાની જેમ આદરની દૃષ્ટિએ જોઉં છું. મારી માતાએ પણ પોતે સ્વપુરુષસંતોષ વ્રત માથે ચડાવ્યું છે તો સ્વપુરુષસંતોષનું વ્રત ધારણ કરનારી સ્ત્રીઓની નિંદા કેમ કરી શકું? એમની નિંદા કરવી એ તો માતાની નિંદા કરવા સમાન છે."

સખીઓ—બેન વસુમતિ! શું ત્યારે તમારો એવો અભિપ્રાય છે કે બધી કન્યાઓએ બ્રહ્મચર્ય જ પાળવું જોઈએ અને વિવાહને ખરાબ સમજી તેથી બચવું જોઈએ?

વસુમતિ—હા! બને ત્યાંસુધી તો આમ જ કરવું જોઈએ. પણ આમ છતાં બધાએ બ્રહ્મચર્ય પાળવું જ જોઈએ એવી સલાહ

આપતી નથી. પણ એટલુ તો અવશ્ય કહું છુ કે, અને ત્યાસુધી શ્વસુરગૃહના ઋણથી બધાએ બચવુ જોઈએ પણ બ્રહ્મચર્ય પાળી ન શકાય તો શ્વસુરગૃહનું ઋણ માથે ચડાવીને પણ દુરાચારથી બચવું જોઈએ સાધારણ રીતે કરજ માથે ચડાવવુ ખરાબ છે પણ જ્યારે કરજ માથે ચડાવ્યા વિના કામ ચાલતુ જ ન હોય તો ત્યારે કરજ ન લેવુ અને ચોરી કરવી એ અનાચારનું કારણ બની જાય છે. એટલા માટે એવા વખતે કરજ લેવુ પણ લાભદાયક છે. આ જ પ્રમાણે જ્યાં સુધી બ્રહ્મચર્ય પાળી શકાય ત્યાસુધી શ્વસુરગૃહનુ ઋણ માથે ન ચડાવવુ એ જ સારૂ છે પણ બ્રહ્મચર્ય પાળવાની શક્તિ ન હોય તો પતિની સહાયતા લઈ પોતાનામા બ્રહ્મચર્ય પાળવાની શક્તિ વધારવી પણ યોગ્ય છે પરન્તુ આ પ્રકારની અશક્ત બ્હેનોએ એવુ ખોટુ અભિમાન કરવુ ન જોઈએ કે, અમે વિવાહ કરીને કોઈ મોટુ કામ કર્યું છે અથવા જેમણે વિવાહ કર્યો નથી તેઓ દુખી અથવા પોતાથી ઊતરતી છે, કારણ કે ઇચ્છા હોવા છતા જેમનો વિવાહ થયો ન હોય તેઓ ભલે દુખી હોય પણ જે વિવાહની ભાવના જ રાખતી નથી તે દુખી નહિ પણ બહુ જ સુખી છે જેમ કોઈ સજ્જન કરજ માથે ચડાવીને અભિમાન કરતો નથી તેમ વિવાહનું ઋણ માથે ચડાવનાર બ્હેનોએ પણ અભિમાન કરવુ ન જોઈએ

જે બ્હેનો પૂર્ણ બ્રહ્મચર્યનું પાલન કરતી, પોતાના શરીરને ઇશ્વિરના ચરણે સોંપી દે છે તે બ્હેનોની જેટલી પ્રશસા કરવામા આવે તેટલી ઓછી જ છે પણ જે બ્હેનો પોતાના માથે વિવાહનું ઋણ ચડાવીને પણ 'પતિવ્રતા' રહે છે અને ધાર્મિકજીવન ગાળે છે તે બ્હેનો પણ નિંદાને નહિ પણ પ્રશસાને જ પાત્ર છે નિંદાને પાત્ર તો તે બ્હેનો છે કે જેઓ પૂર્ણ બ્રહ્મચર્ય પાળવાનો ડોળ કરે છે પણ બ્રહ્મચર્યનું પાલન કરતી નથી, વિવાહનું ઋણ માથે ચડાવતી નથી પણ દુરાચાર સેવે છે આવી સ્ત્રીઓ અવશ્ય નિંદાને પાત્ર છે ''

વસુમતિની આવી જ્ઞાનપૂર્ણ વાતો સાંભળી સખીઓ કહેવા

વાગી કે—બેન! આજે તો તમે અમને જે અદ્ભુત, આશ્ચર્ય અને શિક્ષણપ્રદ વાતો સમજાવી છે તે સાંભળી અમને ઘણો જ બોધ મળ્યો છે અને તે માટે અમે તમારો આભાર માનીએ છીએ. તમારા ઉચ્ચ અને ઉમદા વિચાર સાંભળી અમને ખાત્રી થઈ છે કે તમે કોઈ સાધારણ નહિ પણ મહાન્ પ્રભાવશાલિની રાજકુમારી છો.

તમારા જેવા ઉચ્ચ વિચારો સાધારણ કન્યામાં ઉત્પન્ન થઈ જ ન શકે અમે એમ ધારતી હતી કે તમે વિવાહવિષયક ચિન્તા કરી રહ્યા છો પણ આજે તમારા ઉચ્ચ વિચારો જાણી અમને ખાત્રી થઈ છે કે, એ અમારો ભ્રમ હતો. અમે અજ્ઞાનવશ તમને કંઈ કહ્યું હોય તો તેની અમે ક્ષમા ચાહિએ છીએ. પણ સાથે જ અમે એ જાણવા માંગીએ છીએ કે આપ ત્યારે શું ચિન્તા કરી રહ્યા હતા!

વસુમતિ—બહેનો! હું જે વિચાર કરી રહી હતી તેને તમે જો ચિન્તા સમજતા હો તો એ તમારી ભૂલ છે હું કોઈ પ્રકારની ચિન્તામાં પડેલી ન હતી પણ ત્યારે એક ગંભીર વાત ઉપર વિચાર કરી રહી હતી.

સખીઓ—બેન! જો તમને કંઈ વાંધો ન હોય તો એ ગંભીર વાત શી હતી! તે જાણવા અમે ચાહીએ છીએ.

વસુમતિ—વહાલી સખીઓ! તમે મારી સહચરીઓ છો એટલે તમારાથી હું કોઈ વાત છુપાવવા ચાહતી નથી. હું તમને બધી વાત કહીશ.

: પ્ર ક ર ણ .

[ ૪ ]

## સ્વપ્ન

એ સ્વદેશ માટે કો રણ-યજ્ઞે
પ્રાણ આહુતિ દઉં સજની !
ન ચાહું ઉગરવા-એ ભૂમિ૦—હ૦ હ૦ શેઠ



**જાગ્રતાવસ્થા**, સ્વપ્નાવસ્થા, સુષુપ્તિ-અવસ્થા અને તુરીયાવસ્થા એમ ચાર પ્રકારની અવસ્થા છે જ્યારે ઇન્દ્રિયો અને મન પોતપોતાનું કામ નિયમિત કર્યા કરે છે, તે જાગ્રતાવસ્થા કહેવાય છે જ્યારે ઇન્દ્રિયો કામ કરતી નથી, સુઈ જાય છે, અને મન સુતુ નથી પરંતુ પોતાની કલ્પનાસૃષ્ટિમાં જ વિચર્યા કરે છે તે સૃષ્ટિનિર્માણ અને તેમાં વિચરણ કરવું તે સ્વપ્ન છે અને તે દશાનું નામ તે સ્વપ્નાવસ્થા છે જ્યારે ઇન્દ્રિયોની સાથે મન પણ સુઈ જાય છે, કલ્પનાઓ કરતું નથી અને વ્યવહારમાં જેને સ્વપ્નરહિત પ્રગાઢ નિદ્રા કહેવામાં આવે છે તેનું નામ સુષુપ્તિ-અવસ્થા છે. અને ચોથી મહાત્માઓની ધ્યાના-

લાગી કે—બેન ! આજે તો તમે અમને જે અમૃત અદ્ભુત અને સિદ્ધાંતોની વાતો સમજાવી છે તે સાંભળી અમને ઘણો જ બોધ મળ્યો છે અને તે માટે અમે તમારો આભાર માનીએ છીએ. તમારા ઉચ્ચ અને ઉદાર વિચાર સાંભળી અમને ખાત્રી થઈ છે કે તમે કોઈ સાધારણ નહિ પણ મહાન્ પ્રભાવશાલિની રાજકુમારી છો.

તમારા જેવા ઉચ્ચ વિચારો સાધારણ કન્યામાં ઉત્પન્ન થઈ જ ન શકે. અમે એમ ધારતી હતી કે તમે વિવાહવિષયક ચિન્તા કરી રહ્યા છો પણ આજે તમારા ઉચ્ચ વિચારો જાણી અમને ખાત્રી થઈ છે કે એ અમારો ભ્રમ હતો. અમે અજ્ઞાનવશ તમને કંઈ કહ્યું હોય તો તેની અમે ક્ષમા ચાહીએ છીએ. પણ સાથે જ અમે એ જાણવા માંગીએ છીએ કે આપ ત્યારે શું ચિન્તા કરી રહ્યા હતા ?

વસુમતિ—બહેનો ! હું જે વિચાર કરી રહી હતી તેને તમે જો ચિન્તા સમજતા હો તો એ તમારી ભૂલ છે. હું કોઈ પ્રકારની ચિન્તામાં પડેલી ન હતી પણ ત્યારે એક ગંભીર વાત ઉપર વિચાર કરી રહી હતી.

સખીઓ—બેન ! જો તમને કંઈ વાંધો ન હોય તો એ ગંભીર વાત શી હતી ! તે જાણવા અમે ચાહીએ છીએ.

વસુમતિ—વહાલી સખીઓ ! તમે મારી સહચરીઓ છો એટલે તમારાથી હું કોઈ વાત છુપાવવા ચાહતી નથી. હું તમને બધી વાત કહીશ.

વિપત્તિઓના વાદળા તૂટી પડયા છે, તે વખતે મેં ચપાનગરી ઉપર આવેલી આફતને દૂર કરી દુખસાગરમાંથી ડૂબતી બચાવી, મે ચપાનગરીનો ઉદ્ધાર કર્યો" આ સ્વપ્ન જોતા જ હુ જાગી ઉઠી અને ત્યારથી આ સ્વપ્ન સારુ નીવડશે કે ખરાબ એ વિષે વિચાર કરતી અહી બેઠેલી છુ જ્યારે હું ચપાનગરીને દુખસાગરમા ડૂબેલી જોઉં છુ ત્યારે તો મને દુખ થાય છે. પણ જ્યારે મારા હાથે ચપાનગરીનો ઉદ્ધાર થતો જોઉં છુ ત્યારે મને પ્રસન્નતા થાય છે મે પહેલા તો ચપાનગરીને સકટગ્રસ્ત જોઈ છે અને પછી સકટમુક્ત મારા હાથે થતી જોઈ છે એટલે આ સ્વપ્નને દુ:ખદાયક માનું કે સુખદાયક ! એ વિષે વિચાર કરી રહી છુ '

એક સખી—સ્વપ્નનું કારણ હું સમજી ગઈ ?

વસુમતિ—શુ સમજી ! મને પણ કહે !

સખી—બેન વસુમતિ ! તમારી અવસ્થા વિવાહને યોગ્ય થઈ હોવા છતાં પણ તમારો વિવાહ થયો નથી એટલે તમારે એકાકી-જીવન ગાળવુ પડે છે. યુવાવસ્થામાં સાધારણ કન્યાને પણ એકાકી-જીવન ગાળવુ ગમતું નથી તો પછી તમારા જેવી નવયુવતી રાજ-કુમારીને એકાકીજીવન ગાળવુ કેવી રીતે ગમી શકે ? અને વિવાહ ન થવાને કારણે જ આવા વિચિત્ર સ્વપ્નો જોવામા આવે એ સ્વાભાવિક છે. માટે આ સ્વપ્નના વિષે તમે કોઈ પ્રકારની ચિન્તા કરશો નહિ અમે, મહારાણીને આ વિષે સૂચના આપી, તમારો જલ્દી વિવાહ કરવા માટે પ્રેરણા કરશુ જેથી તમારો વિવાહ જલ્દી થઈ જશે એટલે તમને એવા સ્વપ્નો પણ નહિ આવે અને તેથી તમારા સ્વપ્નમા ચપાનગરીને દુખસાગરમા પણ ડૂબવુ નહિ પડે !

વસુમતિ—'બેન ! તમારા જેવાની વિચિત્ર બુદ્ધિને કારણે જ સ્ત્રીઓની બુદ્ધિની નિંદા થાય છે મે હમણા જ તમને ખૂબ સમજાવ્યુ કે, 'મારે વિવાહ કરવો નથી છતા પણ તમે કહો છો કે, અમે

વસ્થાનું નામ તુરીયાવસ્થા છે અહીં સ્વપ્ન વિષે જ થોડું કહેવાનું છે આ અવસ્થાઓનું વર્ણન તો પ્રાસંગિક કરવામાં આવ્યું છે

ઇન્દ્રિયો સુપ્ત થવાથી સ્વપ્નાવસ્થામાં મન, પોતાના સંસ્કારો પ્રમાણે કલ્પના કરે છે પછી તે સંસ્કાર, ભલે આ જ ભવનાં હોય, પૂર્વજન્મનાં હોય, અનુભવજનિત હોય કે કેવળ શ્રુતજનિત હોય પણ જે વાત સંસ્કારને લગતી હોય છે તે જ વાત સૂક્ષ્મ કે સ્થૂલ રૂપે સ્વપ્નમાં આવે છે હા, એ સંસ્કારોની સાથે મનની વિકૃતિ પણ અવશ્ય રહે છે, તો પણ જે વાત સંસ્કારોમાં આવતી નથી તે સ્વપ્નમાં પણ આવતી જ નથી. અદૃષ્ટવશાત્ સ્વપ્નની કલ્પના કોઇ કોઇવાર ભવિષ્યમાં સત્ય પણ કરે છે અથવા કોઈ કોઈવાર ભવિષ્યમાં બનારી ઘટનાની સૂચના સ્વપ્નમાં પણ મળી જાય છે. પણ એમ થવાનું કારણ પૂર્વજન્મનાં પુણ્યપાપનાં સંસ્કારો જ છે બીજું કોઈ કારણ હોય એમ જણાતું નથી.

રાજકુમારી વસુમતિએ પણ એક એવું જ સ્વપ્ન જોયું હતું કે, જે આગળ જતાં સિદ્ધ થયું. વસુમતિ આ સ્વપ્નના લાભાલાભ વિષે વૃક્ષ નીચે બેસી વિચાર કરી રહી હતી પરન્તુ વસુમતિની સખીઓએ આ વિચારમગ્નતાનો અર્થ વિવાહ વિષયક ચિન્તા એવો કર્યો. પણ જ્યારે વસુમતિએ પોતાની સખીઓને સમજાવ્યું કે પોતે વિવાહ વિષયક ચિન્તા કરતી ન હતી પણ એક ગંભીર વાત ઉપર વિચાર કરી રહી હતી ત્યારે સખીઓએ પૂછ્યું કે એ ગંભીર વાત શું હતી ! આ પ્રશ્નના જવાબમાં વસુમતિએ જણાવ્યું કે બેનો ! આજે રાત્રે મેં એક વિચિત્ર સ્વપ્ન જોયું હતું, તે સ્વપ્ન વિષે જ હું વિચાર કરી રહી હતી.

સખીઓ—તે સ્વપ્ન શું હતું ?

વસુમતિ—મેં એવું સ્વપ્ન જોયું કે આખી ચંપાનગરી એક મહાન દુઃખસાગરમાં ડૂબી રહી છે પિતા તથા પ્રજા ઉપર ઘોર

વિપત્તિઓના વાદળા તૂટી પડયા છે, તે વખતે મેં ચપાનગરી ઉપર આવેલી આફતને દૂર કરી દુખસાગરમાથી ડુબતી બચાવી, મે ચપાનગરીનો ઉદ્ધાર કર્યો" આ સ્વપ્ન જોતા જ હું જાગી ઉઠી અને ત્યારથી આ સ્વપ્ન સારુ નીવડશે કે ખરાબ એ વિષે વિચાર કરતી અહીં બેઠેલી છુ જ્યારે હું ચપાનગરીને દુખસાગરમા ડુબેલી જોઉ છુ ત્યારે તો મને દુખ થાય છે. પણ જ્યારે મારા હાથે ચપાનગરીનો ઉદ્ધાર થતો જોઉં છુ ત્યારે મને પ્રસન્નતા થાય છે મે પહેલા તો ચપાનગરીને સકટગ્રસ્ત જોઈ છે અને પછી સકટમુક્ત મારા હાથે થતી જોઈ છે એટલે આ સ્વપ્નને દુખદાયક માનું કે સુખદાયક ! એ વિષે વિચાર કરી રહી છુ.'

એક સખી—સ્વપ્નનું કારણ હું સમજી ગઈ ?

વસુમતિ—શુ સમજી ! મને પણ કહે !

સખી—બેન વસુમતિ ! તમારી અવસ્થા વિવાહને યોગ્ય થઈ હોવા છતાં પણ તમારો વિવાહ થયો નથી એટલે તમારે એકાકીજીવન ગાળવુ પડે છે. યુવાવસ્થામાં સાધારણ કન્યાને પણ એકાકીજીવન ગાળવુ ગમતું નથી તો પછી તમારા જેવી નવયુવતી રાજકુમારીને એકાકીજીવન ગાળવુ કેવી રીતે ગમી શકે ? અને વિવાહ ન થવાને કારણે જ આવા વિચિત્ર સ્વપ્નો જોવામા આવે એ સ્વાભાવિક છે. માટે આ સ્વપ્નના વિષે તમે કોઈ પ્રકારની ચિન્તા કરશો નહિ અમે, મહારાણીને આ વિષે સૂચના આપી, તમારો જલ્દી વિવાહ કરવા માટે પ્રેરણા કરશુ. જેથી તમારો વિવાહ જલ્દી થઈ જશે એટલે તમને એવા સ્વપ્નો પણ નહિ આવે અને તેથી તમારા સ્વપ્નમા ચપાનગરીને દુખસાગરમા પણ ડૂબવુ નહિ પડે !

વસુમતિ—'બેન ! તમારા જેવાની વિચિત્ર બુદ્ધિને કારણે જ સ્ત્રીઓની બુદ્ધિની નિંદા થાય છે મે હમણા જ તમને ખૂબ સમજાવ્યું કે, 'મારે વિવાહ કરવો નથી છતા પણ તમે કહો છો કે, અમે

મહારાજશ્રીને કહીને તમારો વિવાહ બંધ કરાવી આપશું !' તમારા આ કથનથી હું એ પણ સમજી ગઈ કે હવે તમને વધારે કહેવું કે સમજાવવું, નકામું છે. માટે તમે માતાને જઈ તે કહો પણ મેં મારા પોતાના જે વિચારો તમને જણાવ્યા છે તે પણ માતાને અવશ્ય સંભળાવી દેજો.

આમારી જેવી ઇચ્છા હશે તે પ્રમાણે મહારાજશ્રીને કહીશું.' આ પ્રમાણે કહીને વસુમતિની સખીઓ, વસુમતિની પાસેથી ચાલી ગઈ વસુમતિ પણ ત્યાંથી ઊઠીને પોતાના નિવાસસ્થાનમાં જઈને સૂઈ ગઈ. વસુમતિએ સ્વપ્ન વિષે એવો નિશ્ચય કર્યો કે મારા મન, વચન અને કાયામાં કોઈ પ્રકારનો વિકાર નથી એટલે મને જે સ્વપ્ન આવ્યું છે તે અવશ્ય સત્ય સિદ્ધ થશે. ચંપાપુરી દુઃખસાગરમાં ડૂબેલી અને દુઃખસાગરમાં ડૂબેલી ચંપાનગરીનો ઉદ્ધાર અવશ્ય મારા હાથે થશે એમ મને સ્પષ્ટ લાગે છે. કદાચ આ સ્વપ્ન ભવિષ્યમાં મારા માથે જે ભાર આવવાનો છે તેની સૂચનારૂપે પણ આવ્યું હોય ! માટે ચંપાપુરીના ઉદ્ધારની શક્તિ પ્રાપ્ત કરવા માટે મારે અત્યારથી સાવધાનીપૂર્વક પ્રયત્ન કરવો જોઈએ. મારી બુદ્ધિ તથા શક્તિ પ્રમાણે જ્યાંસુધી મેં વિચાર કર્યો છે ત્યાંસુધી મને એમ જણાયું છે કે ચંપાનગરીનો ઉદ્ધાર શસ્ત્રબળથી નહિ પણ આત્મબળથી થશે. જો શસ્ત્રબળથી જ ચંપાનગરીનો ઉદ્ધાર થવાનો હોત તો એ ઉદ્ધારનો મહાન ભાર મારી ઉપર આવી ન પડત, કારણ કે શસ્ત્રબળનો અધિકાર મારી પાસે જરા પણ નથી જ્યારે બીજા ઘણા શસ્ત્રબળના મોટા મોટા અધિકારીઓ અત્યારે પણ વિદ્યમાન છે. જો શસ્ત્રબળના આધારે જ ચંપાનગરીનો ઉદ્ધાર થવાનો હોત તો અનેક શસ્ત્રબળના ધુરંધરો હોવા છતાં મને ચંપાપુરીના મારા હાથે થતા ઉદ્ધારનું સ્વપ્ન આવત નહિ. મને સ્વપ્ન આવ્યું છે એટલે એ નિશ્ચિત છે કે ચંપાપુરીનો ઉદ્ધાર શસ્ત્રબળથી નહિ પણ આત્મબળથી જ થશે. એટલા માટે મારામાં આધ્યાત્મિક બળ વધે એવો મારે સતત પ્રયત્ન કરવો જોઈએ.

આ બાજુ, વસુમતિ સ્વપ્ન વિષે વિચાર કરી રહી છે ત્યારે બીજી બાજુ ધારિણી માતા એવો વિચાર કરી રહી છે કે.-પતિદેવે, 'વસુમતિ બ્રહ્મચર્ય પાળવા ચાહે છે કે વિવાહ કરવા ચાહે છે' એ વિષે વસુમતિનો અભિપ્રાય લેવાનો ભાર મારી ઉપર મૂક્યો છે તો હું જ વસુમતિ પાસે જાઉં કે તેને અહીં બોલાવું! આ વિચાર આવતાની સાથે ધારિણીને બીજો વિચાર આવ્યો કે, વસુમતિ વિવાહ અને બ્રહ્મચર્ય એ બેમાંથી શું પસંદ કરશે? જો તેના ઉપર સામયિક પ્રભાવ પડ્યો હશે તો તો તે વિવાહ કરવાનું જ પસંદ કરશે પણ જો તે મારી શિક્ષા ઉપર ધ્યાન આપશે તો તે 'બ્રહ્મચારિણી' રહેવાનું જ પસંદ કરશે ધારિણી આ પ્રમાણે મનમા વિચાર કરી રહી છે એટલામા તો વસુમતિની સખીઓ પણ તેની પાસે આવી ધારિણીને ઉચિત અભિવાદન કર્યું ત્યાં તો ધારિણીએ બધાના કુશળ સમાચાર પૂછ્યા.

સખીઓ—આપના અને મહારાજાના પુણ્ય પ્રતાપે અમે બધા સદા કુશલ જ છીએ.

ધારિણી—તમારી સખી વસુમતિ તો પ્રસન્ન છે ને?

સખીઓ—રાજકુમારી પોતે જ પ્રસન્નતારૂપ છે હા, આજે રાત્રે તેણે એક વિચિત્ર સ્વપ્ન જોયું છે

ધારિણી—સ્વપ્ન શું જોયું છે?

સખીઓ—સ્વપ્નમા આખી ચંપાનગરીને ઘોર દુ:ખસાગરમાં નિમગ્ન થએલી અને પોતાના હાથે તેનો ઉદ્ધાર થએલો તેણીએ જોયું છે.

ધારિણી—આ સ્વપ્ન તો સારું છે! પુત્રીની દ્વારા આવું મહાન્ કાર્ય સંપન્ન અને સફલ થાય એથી વિશેષ પ્રસન્નતાની બીજી વાત શી હોઈ શકે?

સખીઓ—પણ સાથે જ, સ્વપ્નમા ચંપાપુરીને દુ:ખસાગરમાં ડૂબતી તેણે જોયું છે તેનું શું?

ધારિણી—ચંપાપુરીનું જેવું ભવિષ્ય હશે તેવું બનશે તો ખરું જ પણ સાથે જ એવા વિપત્તિના સમયે આપણા હાથે કેવું ઉદ્ધારકાર્ય થશે એ પણ જોવું જોઈએ। કોઈ સારા કાર્યમાં નિમિત્તભૂત બનવું એ શું ઓછી પ્રસન્નતાની વાત છે! 'દુ:ખસાગરમાં ડુબેલી ચંપા નગરીનો ઉદ્ધાર વસુમતિ કરશે' એ જાણીને મને ઘણી પ્રસન્નતા થઈ વસુમતિદ્વારા કોઈ વિશેષ કાર્ય સંપન્ન થાય એ જ મારી હૃદયભાવના છે વસુમતિએ જે સ્વપ્ન જોયું છે તે ઉપરથી મને એમ લાગે છે કે વસુમતિ માનવસમાજની સન્મુખ કોઈ ઉચ્ચ આદર્શ ઉપસ્થિત કરશે.

સખીઓ—મહારાણીજી! પણ સ્વપ્નની વાત તો સત્ય સિદ્ધ થતી નથી!

ધારિણી—જેમનું મન, વચન અને શરીર પ્રપંચોમાં પ્રવૃત્ત રહે છે અને અપવિત્ર હોય છે તેઓનું સ્વપ્ન મોટે ભાગે મિથ્યા સિદ્ધ થાય છે પણ જેમનું મન, વચન અને શરીર પવિત્ર છે તેમનું સ્વપ્ન પ્રાયઃ સત્ય સિદ્ધ થાય છે વસુમતિ મન, વચન અને કાયાથી પવિત્ર છે એટલા માટે તેને જે સ્વપ્ન આવ્યું છે તે કદાપિ મિથ્યા થશે નહિ ચંપાપુરી ઉપર જે આફત આવી પડશે તેમાંથી ચંપાપુરીનો ઉદ્ધાર વસુમતિ જ કરશે એવો મારો દૃઢ વિશ્વાસ છે

સખીઓ—મહારાણીજી! માફ કરશો. અમને તો રાજકુમારીને સ્વપ્ન આવવાનું બીજું જ કારણ જણાય છે!

ધારિણી—શું કારણ જણાય છે!

સખીઓ—રાજકુમારી યુવાવસ્થાને પ્રાપ્ત થઈ છે છતાં હજી સુધી તે કુમારી જ છે અને તેથી જ તેને આવું સ્વપ્ન આવ્યું છે યુવાવસ્થાને પ્રાપ્ત થવા છતાં વિવાહ ન થવાથી, શારીરિક ઉષ્ણતાને કારણે કન્યાઓને આ પ્રકારનાં સ્વપ્નાંઓ આવ્યાં જ કરે છે અને એટલા જ માટે કન્યાઓને વધારે ઉમર સુધી કુમારી રહેવાનું નિષિદ્ધ બતાવવામાં આવ્યું છે

ધારિણી—પ્રત્યેક વ્યક્તિ, કોઈ પણ વાતનો અર્થ પોતાની ભાવના પ્રમાણે બંધબેસ્તો કરે છે અને તે સ્વાભાવિક જ છે. એમા કાંઈ આશ્ચર્યની વાત નથી. તમે પણ તમારી ભાવના પ્રમાણે, વસુમતિના સ્વપ્નનો અર્થ ઘટાવ્યો છે પણ આ વાત તમે વસુમતિને કેમ ન કહી?

સખીઓ—કહી હતી!

ધારિણી—તો વસુમતિએ એનો શો ઉત્તર આપ્યો?

સખીઓ—વસુમતિએ જવાબમા કહ્યુ કે, 'હું વિવાહ જ નહિ કરું' પણ બ્રહ્મચર્યનું પાલન કરતી, માતાપિતાની સેવા કરી, તેમના ઋણથી મુક્ત થવાનો પ્રયત્ન કરીશ પણ શ્વસુરગૃહનુ નવુ ઋણ માથે નહિ ચડાવુ'

વસુમતિની સખીઓદ્વારા વસુમતિના ઉચ્ચ અને ઉદાર વિચારો જાણી ધારિણીને ખુબ જ પ્રસન્નતા થઈ અને મનમા વિચારવા લાગી કે, હું વસુમતિ પાસેથી જે વાતની આશા રાખી બેઠી હતી તે આશા પૂર્ણ થવાના સમાચાર તો મને આ સખીઓદ્વારા મળી ચૂકયા જ છે. વસુમતિ બ્રહ્મચર્યનું પાલન કરે અને માનવસમાજની સમક્ષ કલ્યાણનો કોઈ એક નવીન ઉચ્ચ આદર્શ ઉપસ્થિત કરે એ જ મારી હૃદયની ભાવના છે. સખીઓના વાર્તાલાપ ઉપરથી તથા સ્વપ્નની આગાહીથી મારી હૃદયભાવના અવશ્ય પૂર્ણ થશે એમ જણાય છે વસુમતિના હૃદયના ભાવો તો આ સખીઓદ્વારા મને જાણવામા આવી ગયા છે તેમ છતા વસુમતિને રૂબરૂ મળી તેના સ્પષ્ટ વિચારો મારે પ્રત્યક્ષમાં જાણી લેવા જોઈએ અને પછી તે વિષે પતિદેવને કહેવુ જોઈએ

આ પ્રમાણે નિશ્ચય કરી ધારિણીએ વસુમતિની સખીઓને કહ્યુ કે, વસુમતિ જ્યારે વિવાહ જ કરવા ચાહતી નથી તો પછી તેના સ્વપ્નનુ કારણ અવૈવાહિક જીવન માનવું શું ઠીક છે? ખેર! તમે હવે જાઓ. હું હમણા થોડી વાર પછી વસુમતિને મળીશ અને પછી જેમ ઠીક લાગશે તેમ કરીશ

વસુમતિની સખીઓ સ્વસ્થાને ચાલી ગઈ. સખીઓને રવાના કરી પછી, ધારિણી વસુમતિ પાસે ગઈ તે વખતે વસુમતિ વીણા વગાડતી હતી. ધારિણી માતાને જોઈ વસુમતિ તેમની સામે દોડી ગઈ પ્રણામ કર્યા. ત્યારપછી તેમને સન્માનપૂર્વક અંદર લાવી આસન ઉપર બેસાડી અને બે હાથ જોડી કહેવા લાગી કે આજે મારા અહોભાગ્ય છે કે તમે અહીં પધારી મને દર્શન આપ્યાં.'

ધારિણી—હમણાં તારી સખીઓદ્વારા મને સમાચાર મળ્યા કે આજ રાત્રે તેં એક વિચિત્ર સ્વપ્ન જોયું છે એ સ્વપ્નના વિષયમાં તારા કુશળ સમાચાર પૂછવાની સાથે એક આવશ્યક વાત વિષે તારી સમ્મતિ લેવા હું અહીં આવી છું.

વસુમતિ—હા, માતા! કાલે રાત્રે મેં સ્વપ્નમાં જોયું કે ચંપાપુરી દુઃખસાગરમાં ડૂબી રહી છે અને ડૂબતી ચંપાપુરીનો મેં ઉદ્ધાર કર્યો. આ સ્વપ્ન જોઈને હું અસમંજસમાં પડી ગઈ છું કે આ સ્વપ્ન સુખદાયક છે કે દુઃખદાયક! આ સ્વપ્નને કેવું સમજવું!

ધારિણી—હું તો આ સ્વપ્નને સારું સમજું છું અને માનું છું કે આ સ્વપ્ન પ્રમાણે મારી ભાવના પણ પૂર્ણ થશે. જો કે આ સ્વપ્ન પ્રમાણે ચંપાપુરી અવશ્ય દુઃખસાગરમાં ડૂબી જશે એ દુઃખનો વિષય છે પણ સાથે સાથે તારા હાથે ચંપાપુરીનો ઉદ્ધાર થશે એ આનંદનો વિષય છે. તારા હાથે કોઈ મહાન કાર્ય સંપન્ન થાય એવી મારા હૃદયમાં પહેલેથી ભાવના રહી છે. તારું ભાવિ જીવન કેમ સુખમય બને એ વિષે આજ રાત્રે મહારાજા સાથે મારી વાતચીત થઈ હતી. કોઈ સારા યોગ્ય વર સાથે તારો વિવાહ કરી નાખવામાં આવે એવી મહારાજાની ઇચ્છા છે. આ સંબંધમાં તારી ઇચ્છા શી છે એ જાણવા મહારાજાએ મને આજ્ઞા આપી છે. મહારાજાની આ આજ્ઞાનુસાર હું તારી પાસે આવતી જ હતી ત્યાં તારી સખીઓએ તેં સ્વપ્ન જોયાના સમાચાર સંભળાવ્યા. એ સાંભળી મને બહુ પ્રસન્નતા થઈ અને મહારાજાની આજ્ઞાનુસાર તારી ઇચ્છા જાણવા હું અહીં આવી છું.

ભવિષ્યમા કોઈ મહાન્ કાર્ય તારા હાથે થવાનુ છે અતઃ 'કાર્ય'સિદ્ધ કરવા આત્મશક્તિનો સંચય કર, એમ કહેવા હુ અહીં આવી છું. બેટા ! હવે એ બતાવ કે, મહારાજાએ જે વાત જાણવા મને કહ્યુ છે એ વિષે તારો સ્પષ્ટ અભિપ્રાય શુ છે ? તે કહે !

વસુમતિ—પૂજનીય માતાજી, ભવિષ્યમાં જો મારા હાથે કોઈ શ્રેષ્ઠ કાર્ય સંપન્ન થયુ તો તેનું શ્રેય પણ તમને જ છે. કારણ કે, મારામા જે શક્તિ છે અને જે શક્તિદ્વારા હુ કાર્યસિદ્ધિ કરી શકીશ એ બધુ આપના પ્રતાપે જ થવાનું છે. પણ હમણા મારા પિતાજીની આજ્ઞાનુસાર આપે મને જે પ્રશ્ન કર્યો તે પ્રશ્ન સાભળી મને આશ્ચર્ય થાય છે !

એક બાજુ તો આપ મારા હાથે કોઈ મહાન કાર્યની સિદ્ધિ થાય એમ ઇચ્છો છો અને બીજી બાજુ મને વિવાહબધનમા બાંધવા ચાહો છો તો આ બન્ને વિરોધી વાતો કેમ બની શકે ? માતુશ્રી ! તમે મને બ્રહ્મચર્ય પાળવાની શિક્ષા આપી બતાવ્યુ છે કે, બ્રહ્મચર્યને પાળવુ એ મનુષ્યનું કર્ત્તવ્ય છે. જ્યારે બ્રહ્મચર્ય પાળવાની શક્તિ ન હોય એવી અવસ્થામા વિવાહ કરવામા આવે છે જો તમે બ્રહ્મચર્ય પાળવાની શક્તિ મારામા જોતા ન હો તો તો, મારા વિવાહ વિષે વિચાર કરવો યોગ્ય છે. પણ જો મારામા બ્રહ્મચર્ય પાળવાની શક્તિ છે એવો તમને વિશ્વાસ હોય તો મારા વિવાહ વિષે વિચાર કરવો ન જોઈએ શુ હું પૂર્ણ બ્રહ્મચર્યનું પાલન નહિ કરી શકુ એવુ તમને જણાય છે ! કે જેથી મારો વિવાહ કરી દેવો તમને આવશ્યક જણાય છે ?

ધારિણી—નહિ.

વસુમતિ—તો પછી મારા પિતાજીને મારા વિવાહ વિષે વિચાર કેમ આવ્યો ! અને વિચાર આવ્યો તો તમે તે જ વખતે

ધારિણી—પુત્રી! તારું કહેવું બરાબર છે પણ માતાપિતાએ પોતાના કર્તવ્યનું પાલન કરવું પણ આવશ્યક છે. અમારું કર્તવ્ય એ છે કે અમે તારી ઇચ્છા હોય તેમ કરીએ. અત્યારે ન તો તારો વિવાહ કરી શકીએ તેમ બ્રહ્મચર્ય પણ પળાવી ન શકીએ. જો તું એમ કહે કે તો પછી મારી ઇચ્છા જાણવા માટે તમે વિવાહનો જ વિચાર કેમ કર્યો બ્રહ્મચર્યનો વિચાર કમ ન કર્યો! તો તેનું પણ કારણ સાંભળ—

બ્રહ્મચર્યનું પાલન કરવું ઉત્તમ છે તો પણ તે સરલ નથી. પણ ખાંડાની ધાર ઉપર ચાલવા જેવું કપરું કામ છે. બ્રહ્મચર્યની ઉત્તમતા અને શક્તિ જોઈને અનેક લોકો બ્રહ્મચર્ય પાળવાની પ્રતિજ્ઞા તો કરી લે છે પરન્તુ બ્રહ્મચર્યને આચારમાં ઉતારતાં મુશ્કેલી પડવાને કારણે પ્રતિજ્ઞાભ્રષ્ટ થઈ જાય છે અને ત્યારે તેમની સ્થિતિ ઇતો ભ્રષ્ટસ્તતો ભ્રષ્ટ જેવી થઈ જાય છે

“ આ સિવાય લોકોની દૃષ્ટિએ બ્રહ્મચર્યનું પાલન કરવું મુશ્કેલ કાર્ય છે જ્યારે વિવાહ કરવો સરલ કાર્ય છે અને આ જ પ્રમાણે લોકો બ્રહ્મચર્યમાં દુઃખ અને વિવાહમાં સુખ માને છે આ બધાં કારણોને લીધે બ્રહ્મચર્યનો વિચાર ન કરતાં અમે વિવાહનો વિચાર કર્યો પણ વિવાહ કરવો કે બ્રહ્મચર્ય પાળવું એ બધું તારી ઇચ્છા ઉપર આધાર રાખે છે તું વિવાહ જ કરે કે બ્રહ્મચર્યનું જ પાલન કર એમાંથી કોઈનો અમારો આગ્રહ કે અનુરોધ નથી. તું જે માર્ગે જવા ચાહતી હો એ માર્ગ પસંદ કરી શકે છે ”

વસુમતિ—આપનું કહેવું ઠીક છે પણ જો હું આ જન્મમાંથી કોઈપણ એક વાતનો હમણાં નિશ્ચય ન કરું તો કાંઈ વાંધો નથી ને!

ધારિણી—કાંઈ વાંધો કે હાનિ નથી.

વસુમતિ—તો પછી હું અત્યારથી કોઈપણ પ્રતિજ્ઞામાં શા માટે બંધાઈ જાઉં? થોડા દિવસ વધારે અનુભવ મેળવી એ બન્નેમાથી કોઈ એક વાતનો જ નિર્ણય કેમ ન કરું? જો કે હું બ્રહ્મચર્યને જ ઉત્તમ સમજુ છુ પણ પોતાની શકિતનો પૂરેપૂરો વિશ્વાસ કર્યા પછી જ 'હુ બ્રહ્મચર્ય જ પાળીશ કે વિવાહ જ કરીશ, એ વિષે સ્પષ્ટ કહીશ.

ધારિણી—ઠીક છે, તને યોગ્ય લાગે તેમ કર. તું પૂર્ણ બ્રહ્મચર્ય પાળવામા સમર્થ થા એવી તારા માટે હું શુભ કામના કરુ છુ: ભવિષ્યમાં તારા હાથે કોઈ શ્રેષ્ઠ કાર્ય સિદ્ધ થાય એવી જે હું ભાવના ભાવુ છુ તે ભાવનાની સફલતા પણ બ્રહ્મચર્ય ઉપર આધાર રાખે છે, ઠીક, હવે હુ જાઉં છુ અને મહારાજાને પણ એમ કહી દઉં છુ કે, “વસુમતિની ઇચ્છા તો બ્રહ્મચર્ય પાળવાની જ છે પણ હજી તે કોઈ વાતનો નિશ્ચય કરી શકી નથી” આ પ્રમાણે કહી ધારિણી ત્યાથી ચાલી ગઈ. ચાલી જતી ધારિણીને વસુમતિએ પ્રણામ કર્યા વસુમતિના વિચાર સાભળી ધારિણીને ખૂબ પ્રસન્નતા થઈ.

રાતના સમયે મહારાજા દધિવાહન, મહારાણી ધારિણીના મહેલે પધાર્યા મહારાણી ધારિણીએ મહારાજાને વસુમતિના વિચારો અને સ્વપ્નના સમાચારો કહી સંભળાવ્યા, જે સાભળી દધિવાહનને પ્રસન્નતા અને ચિન્તા બન્ને થયા. વસુમતિના વિવાહ સંબંધી મહારાજાએ એ જ કહ્યુ કે, “જ્યારે વસુમતિ હમણા પોતે વિવાહ કરવા ચાહતી નથી તો એ વિષે મારો પણ કાંઈ આગ્રહ નથી જો તે બ્રહ્મચર્ય પાળે તો તો વધારે ખુશી થવા જેવુ છે ”

આ પ્રમાણે વસુમતિના વિવાહનો વિચાર અનિશ્ચિત કાળ સુધી સ્થગિત રાખવામા આવ્યો તે સમય દરમ્યાન તો વસુમતિના સ્વપ્નને સિદ્ધ કરનારી એક ઘટના ઘટી ગઈ.

# રા જ્ય લો ભ

## પ્ર ક ર ણ

## [૫]

કંચન સુવર્ણ રચાતો હો કૈલાસસમા ભલે,
ન ભરે લુબ્ધની તૃષ્ણા, નથી એનો અનંત જે
કેટલીય ભલે ગાય, ધાન્ય વિત્તને ઘણું,
ભિક્ષુને ઘણું માગ્યું, લોભ તો સર્વને હણે—શ્રી જિનાગમ

આત્મપતનનું પ્રધાન કારણ લોભ છે લોભી લોભને વશ થઈ જેટલાં પાપકર્મો આચરે છે તેટલાં પાપકર્મો બીજા કોઈ કારણે આચરતા નથી. પછી તે લોભ ધનનો હોય, જનનો હોય, રાજ્યનો હોય, વૈભવનો હોય કે પછી ગમે તે વાતનો હોય. લોભને વશ થતાં મનુષ્ય આંધળોભીંત બની જાય છે ત્યારે ગમે તેવું પાપ હોય તો પણ તે આચરતાં અચકાતો નથી કારણ કે લોભનું ભૂત જ્યારે મનુષ્ય ઉપર ચઢી બેસે છે ત્યારે તેના હૃદયમાં ન્યાય, સત્ય, ધર્મ કે નીતિનું જરાપણ સ્થાન રહેતું નથી અને તેને બદલે અન્યાય, અસત્ય, અધર્મ અનાચાર અને અત્યાચાર પોતાનું ઘર કરી બેસે છે

આ પ્રમાણે લોભાંધ બનેલો મનુષ્ય ન્યાયી અને નિરપરાધી લોકોને કષ્ટ આપતા, વધ કરતાં, તેમના લોહીની નદી વહેરાવતા કે તેમનો સર્વ નાશ કરતા પણ પાછી પાની કરતો નથી. આ બધા પાપકર્મોનું મૂળ કારણ લોભ જ છે.

મનુષ્ય જ્યારે લોભાંધ બને છે ત્યારે મનુષ્યમાંથી મનુષ્યતા ચાલી જાય છે અને તે મનુષ્યરૂપે પિશાચ જ બની જાય છે. અને એવી અવસ્થામાં માતાપિતા, ભાઈબહેન કે બીજાં આત્મીય જનોનો સંહાર કરવો કે તેમને હાનિ પહોંચાડવી તે લોભાંધ મનુષ્યને માટે દુ:ખ કે શરમની વાત હોતી નથી તો પછી બીજા લોકોનો સર્વનાશ કરે એમાં તો શું આશ્ચર્ય ! કારણ કે લોભને લીધે લોભાંધ મનુષ્ય અન્યાયને પણ ન્યાય પોતે માને છે અને બીજાને મનાવવા પ્રયત્ન કરે છે અને આ કારણે જ લોભી મનુષ્યનું હૃદય દુઃખિતોના હાહાકારથી કે પીડિતોના કરુણ ક્રન્દનથી જરાપણ પીગળતું નથી પણ ઊલટું પ્રસન્ન થાય છે.

જો કે માનવહૃદય બીજાનું દુઃખ પણ સહી શકતું નથી પણ લોભી મનુષ્યમાં માનવહૃદયનું સ્થાન પશુહૃદય લઈ લે છે અને તેમની ભયંકર પાશવતાને કારણે ગમે તેટલું ખરાબ કામ પણ આચરતા તેને જરાપણ સંકોચ થતો નથી લોભમાં પણ રાજાઓનો લોભ તો કેટલો બધો વિનાશક હોય છે એ તો પ્રસિદ્ધ જ છે નીતિકારોએ તો તે વિષે ત્યાંસુધી કહી નાખ્યું છે કે :—

'असन्तुष्टा द्विजा नष्टा, सन्तुष्टाश्च महीभृत ॥'

અર્થાત્—અસંતોષી બ્રાહ્મણ અને સંતોષી રાજા બન્ને નષ્ટ થઈ જાય છે

'રાજાઓએ સંતોષ કોઈ દિવસ રાખવો ન જોઈએ, એવી શિક્ષા રાજાઓને આપવામાં આવે છે પણ રાજાઓના અસંતોષથી તો તેમના

લોભથી પ્રજાઓને કેટલું બધું કષ્ટ સહેવું પડે છે એનાં અનેક ઉદાહરણો મળી આવે છે. નાદિરશાહી કતલ અને અભિજશાહી લૂંટ એ રાજાઓના લોભનું જ દુષ્પરિણામ હતું.

લોભને કારણે જ કંસ અને ઔરંગઝેબે પોતપોતાના પિતાને કેદખાનામાં પૂર્યા હતા, કૌરવોએ પોતાના ભાઈઓની સાથે યુદ્ધ કર્યું હતું અને બાબર તથા અલાઉદ્દીન ખિલજીએ હત્યાકાંડ કરાવ્યો હતો. ચંપાપુરીમાં પણ લોભને કારણે એવી જ એક દુર્ઘટના બની. એક લોભી વ્યક્તિને કારણે નાદિરશાહી જેવી કતલ અને અભિજશાહી જેવી લૂંટ ચલાવી, ચંપાપુરીની પણ એવી જ દુર્દશા કરવામાં આવી.

ચંપાપુરીના રાજ્યની સીમા, કૌશાંબી રાજ્યના સીમાન્તને મળતી હતી. ચંપાપુરી જેમ કૌશાંબી નગરી પણ ધનધાન્યથી સમૃદ્ધ અને વ્યાપારપ્રસિદ્ધ મોટી નગરી હતી. કૌશાંબી નગરીનો મહારાજા શતાનિક હતો કે જે ચંપાના મહારાજા દધિવાહનનો સંબંધી હતો. દધિવાહનની રાણી પદ્માવતી અને શતાનિકની રાણી મૃગાવતી એ વૈશાલીના ગણનાયક ચેટકની બન્ને પુત્રીઓ હતી. એ સંબંધે દધિવાહન અને શતાનિક બન્ને સાઢુભાઈ થતા હતા. જો કે બન્ને સાઢુભાઈ હતા પણ તેમના સ્વભાવ તથા વિચારમાં ઘણું જ અંતર હતું.

દધિવાહન શાન્તિપ્રિય, સંતોષી અને ધાર્મિક રાજા હતો. મારી પ્રજાને ત્રાસ ન થાય તેમ કોઈ બીજા રાજાની પ્રજાને પણ ત્રાસ ન થાય, એવી તેની ભાવના રહેતી હતી. તેને રાજ્ય વધારવાની લાલસા ન હતી. તે પોતાને પ્રજાનો મોટો સેવક માનતો હતો. પણ પ્રજાને દુઃખ આપી પોતે સુખ ભોગવવા ચાહતો ન હતો. તેનામાં મિથ્યા અભિમાન ન હતું. કોઈને કષ્ટ આપી પોતાનો વિષયવૈભવ વધારવાનો તે વિચાર સરખો પણ કરતો નહિ. તે સારી રીતે જાણતો હતો કે નાશવાન ધનસંપત્તિને માટે બીજાને કષ્ટ આપવું એ મોટું પાપ છે.

ખરી મોટાઈ મેળવવા માટે તો બીજાના દુઃખને દૂર કરી તેને સુખ પહોંચાડવું જોઈએ અને આમ કરનાર વ્યક્તિ જ મોટાઈ મેળવી શકે છે અને યશસ્વી બની શકે છે.

દધિવાહન આવા ઉચ્ચ વિચાર અને ઉદાર સ્વભાવવાળો હતો જ્યારે શતાનીકના વિચાર અને સ્વભાવ દધિવાહનથી તદ્દન વિપરીત હતા. શતાનીક રાજાને રાજ્ય વધારવાની લિપ્સા બહુ હતી. તે દિવસરાત એ જ વિચાર કર્યા કરતો કે, મારા રાજ્યનો વિસ્તાર કેવી રીતે વધે? તે રાજ્યવૃદ્ધિદ્વારા યશસ્વી બનવાની ઇચ્છા રાખતો હતો. તેને ધર્મ-અધર્મ, ન્યાય-અન્યાયની બહુ પરવા ન હતી પણ રાજ્યવૈભવ કેમ વધવા પામે એ જ એક માત્ર તેની ઇચ્છા રહેતી હતી. તે પોતાને પ્રજાનો સેવક નહિ પણ શાસક માનતો હતો. કારણ કે તેની એવી માન્યતા હતી કે, 'પ્રજાનો ધર્મ રાજાને સુખ આપવાનો છે અને રાજાનો ધર્મ, સુખનો ઉપભોગ કરવાનો છે. આ મિથ્યાભિમાનને કારણે તે બીજાના સુખ-દુઃખની જરાપણ ચિન્તા કે પરવા કરતો નહિ. તે યશવૃદ્ધિના સાધન તરીકે રાજ્યવૃદ્ધિ અને જીવનસુખના સાધન તરીકે ભોગોપભોગને જ માનતો હતો.

જો કે, શતાનીકની રાણી મૃગાવતી પ્રાતઃસ્મરણીયા સોળ સતીઓમાંની એક મહાન સતી હતી અને તે શતાનીકને વારંવાર સમજાવતી હતી કે, "મહારાજા! આ રાજ્યવૈભવ કે જેને વધારવા માટે આપ દિવસરાત ખોટા પ્રપંચો કરો છો, બીજાને કષ્ટ આપો છો અને પ્રજા ઉપર ત્રાસ વર્તાવો છો, એ રાજ્યવૈભવ આપની સાથે પરલોકમાં આવવાનો નથી માટે આપ રાજ્યવૈભવના મમત્વમાં પડી જઈ ન્યાયધર્મને ભૂલી ન જાઓ પણ ન્યાય અને ધર્મને હમેશાં નજર સામે રાખી પ્રજાને સુખ-શાન્તિ પહોંચે એ રીતે એક સેવકની જેમ રાજ્યશાસન ચલાવો તો આપ પણ સુખી થશો અને પ્રજા પણ સુખી થશે."

આ પ્રમાણે મૃગાવતી શતાનીકને વારંવાર સમજાવતી પણ મોહાંધ શતાનીક મૃગાવતીની એક પણ વાતને ગણકારતો નહિ. જ્યારે મૃગાવતી બહુ કહ્યા કરતી ત્યારે શતાનીક એમ કહીને તેને બોલતાં અટકાવતો કે

“તમે સ્ત્રીઓ પુરુષોની વાતોમાં શું જાણો! જો પુરુષો સ્ત્રીઓની વાતને મહત્ત્વ આપવા લાગે તો તો થોડા જ દિવસોમાં પુરુષોનો સર્વનાશ જ થઈ જાય ને! વળી, ધર્મ અને ન્યાયનું બંધન તો ગરીબો માટે છે. મારા જેવા સમર્થ રાજા ધર્મ અને ન્યાયના બંધનમાં પડી જાય તો રાજ્યનો વિસ્તાર જ કેમ વધારી શકે! જે રાજા પોતાના બાહુબળથી રાજ્યનો વિસ્તાર વધારતો નથી પણ પિતૃ રાજ્ય ઉપર જ સંતોષ પકડી બેસી રહે છે તે રાજ્યવંશમાં જ બેઠો હોવા છતાં વીર નહિ પણ કાયર જ ગણાય છે. આ જ પ્રમાણે જે વ્યક્તિ રાજા હોવા છતાં પણ રાજ્યસુખની મોજમજા માણતો નથી તે કેવળ રાજા નામધારી જ છે. હું કાયર નથી, કે ન્યાય તથા ધર્મનો ઢોંગ કરી એક ખૂણે બેસી રહું અને પોતાની વીરતા અને પોતાના બાહુબળનો ઉપયોગ જ ન કરું.

આ પ્રમાણે શતાનીક અને દધિવાહનના સ્વભાવ અને આચાર વિચાર એક બીજાથી તદ્દન વિપરીત હતા. શતાનીકની આંખમાં ઋદ્ધિ-સમૃદ્ધિથી સભર ચંપાપુરી, કણાની માફક ખટક્યા કરતી હતી. ન્યાયનીતિપૂર્વક રાજ્યશાસન ચલાવવાથી દધિવાહનની જે પ્રશંસા-સુવાસ ચારે બાજુ પ્રસરી હતી તે શતાનીક સહી શકતો નહિ. તે તો દિવસ અને રાત એ જ ચિન્તા કર્યા કરતો કે–

“દધિવાહનની સુખસમૃદ્ધ પ્રજા મારી આધીનતામાં કેવી રીતે આવે અને ધન ધાન્યોના ધનથી ભરેલી કૌશાંબીનો ભંડાર કેવી રીતે ભરાય!, ચંપાનું રાજ્ય કૌશાંબીના રાજ્યના છત્ર તળે આવી જાય અને દધિવાહનની મહત્તા માટીમાં મળી જાય. બસ! આ એક માત્ર ઇચ્છા શતા

નીકના હૃદયમાં રહેલી હતી આ ઇચ્છાની પૂર્તિ કરવા માટે ઉપાયો યોજવા અને વિચાર વિનિમય કરવા તે પોતાના મન્ત્રીઓ સાથે ગુપ્ત મંત્રણા પણ કરતો તે મન્ત્રીઓને કહેતો કે, "જુઓ! દધિવાહન ધર્મઢોંગી છે અને તેની પાસે સેના પણ બહુ થોડી છે એટલે ચંપા ઉપર વિજય મેળવવો, એ કાંઈ મુશ્કેલ કામ નથી જ્યારે ચંપાનગરીના મહેલ ઉપર મારો વાવટો ફરકશે ત્યારે જ મને આત્મસંતોષ થશે."

શતાનીકના મન્ત્રીઓ પણ શતાનીકની ચંપા ઉપર આક્રમણ કરવાની ઇચ્છાને પ્રોત્સાહનદ્વારા વેગ આપતા હતા. તેઓ શતાનીકનો વિચારને વેગ આપવા માટે કહ્યા કરતા કે, 'મહારાજા! ચંપા ઉપર વિજય મેળવવો એ કાંઈ મુશ્કેલ કામ નથી આપ જ્યારે ચાહો ત્યારે ચંપા ઉપર આક્રમણ કરી વિજય મેળવી શકો એમ છો.'

આ પ્રમાણે મન્ત્રીઓને પણ પોતાના મતને મળતા જોઈ શતાનીક ચંપા ઉપર આક્રમણ કરવાનું બહાનું શોધવા લાગ્યો અને આ બાજુ અંદરને અંદર સેનાને વધારવાની તૈયારી કરવા લાગ્યો

તે મનમાં વિચારવા લાગ્યો કે, "જો કોઈ બહાના વિના હું ચંપા ઉપર આક્રમણ કરીશ તો લોકો મારી નિંદા કરશે એટલું જ નહિ પણ લોકમત પણ મારી વિરુદ્ધમાં જશે અને એવી અવસ્થામાં મારી સેના અને પ્રજા પણ મારી વિરુદ્ધ વિદ્રોહ કરી બેસે એ પણ સંભવિત છે માટે ચંપા ઉપર આક્રમણ કરવા માટે કોઈ બહાનું શોધી કાઢવું જોઈએ કે, જેથી લોકોમાં મારી વિરુદ્ધ કાંઈ ખળભળાટ ન થાય અને મારી અંતરેચ્છા પણ પાર પડે"

પોતાની ખરાબ ભાવનાને પૂર્ણ કરવા માટે બીજા ઉપર આરોપ ચઢાવવો, બીજાને અપરાધી બનાવી તેમની પાસેથી ઇચ્છિત વસ્તુ ઝૂટવી લઈ તેમની ઉપર પોતાનો અધિકાર જમાવવો અને બીજાનો સત્યાનાશ વાળવા છતાં પોતે નિર્દોષ છે એમ બતાવવું, એનું નામ જ આજકાલ રાજનીતિ કહેવાય છે રાજાઓ આવી રાજનીતિનો

આશ્રય લઈ પરરાજાને માટીમાં રગદોળી મૂકે છે અને પોતાનો વિજય થયો છે એમ માને છે પણ રાજ્યલોભના વિજયથી પોતાની આત્મશક્તિનો વિજય થયો નથી એ તેઓ ભૂલી જાય છે

ચંપાપુરીના રાજા ઉપર તરાપ મારવા માટે શતાનીક અને તેના મંત્રીઓ રાજનૈતિક જાળ બીછાવવા લાગ્યા આ બાજુ જ્યારે શતાનીક ચંપાપુરી ઉપર આક્રમણ કરવાની તૈયારી કરી રહ્યો છે ત્યારે બીજી બાજુ દધિવાહનના હૃદયમાં કોઈની સાથે યુદ્ધ કરવાની કે બીજાના રાજ્ય ઉપર આક્રમણ કરવાની લેશ માત્ર ભાવના નથી. તેમ કોઈ બીજો રાજા મારા રાજ્ય ઉપર આક્રમણ કરશે એનો પણ તેને ભય નથી. કારણ કે તેણે આસપાસના બધા રાજાઓ સાથે મિત્રતાપૂર્ણ સન્ધિ કરી લીધી હતી અને એ દૃષ્ટિએ પોતાના રાજ્યનો આન્તરિક પ્રબંધ ચલાવવામાં જેટલી સેનાની જરૂર હતી એટલી જ સેના રાખી વધારે પડતી સેનાને ઓછી કરી નાંખી હતી કારણ કે કોઈ રાજા ઉપર આક્રમણ કરવા માટે કે કોઈ આક્રમણ કરતું હોય તો તેને રોકવા માટે તેણે વધારે સેના રાખી ન હતી.

એક રાજા, બીજા રાજા પાસે કેટલી સેના છે યુદ્ધ માટે તેની પાસે કઈ કઈ અને કેટલી સામગ્રી છે તેની પાસે કેટલો ભંડાર છે અને તેના રાજ્યની સ્થિતિ કેવી છે। વગેરે વિષે ગુપ્ત રીતે વારંવાર ખબર કઢાવ્યા કરે છે ગુપ્તચરોદ્વારા શતાનીકે પણ દધિવાહન પાસે કેટલી સેના, કેટલો અર્થભંડાર તથા રાજ્યની કેવી સ્થિતિ છે। વગેરે ગુપ્ત વાતોની ખબર મેળવી લીધી હતી.

આ ગુપ્ત સમાચારોને આધારે શતાનીક પોતાના મન્ત્રીઓને વારંવાર કહ્યા કરતો કે ધર્મઢોંગી દધિવાહન કાયર છે તે લડાઈથી ડરે છે તેની પાસે કેવળ આટલી જ સેના છે અને તેની પાસે આટલો અર્થભંડાર છે। તેની મુઠ્ઠીભર સેનાને જીતવી એ તો

બાળકોના ખેલ જેવું કામ છે કારણ કે, હવે તો મે સેનામા અરટલો વધારો પણ કરી લીધો છે એટલે કોઇ બીજા રાજા દધિવાહનની સહાય માટે આવે તો તેને પણ હરાવી શકાશે. પહેલા તો કોઈ રાજા, સધિના નિયમ પ્રમાણે દધિવાહનને સહાયતા આપવાની હિંમત કરશે નહિ અને કદાચ સહાયતા આપશે તો તે પણ પરાજિત થશે અને કાળુ મોઢુ કરી પાછો ચાલ્યો જશે. એટલા માટે ચપા ઉપર વિજય મેળવવો એ તો કાંઈ મુશ્કેલની વાત નથી પણ ચપા ઉપર આક્રમણ કરવા માટે કોઈ બહાનુ તો અવશ્ય શોધી કાઢવુ જોઈએ I ”

જ્યા કોઈ બે રાજ્યોની સીમા મળે છે ત્યા કોઈને કોઈ વિવાદાસ્પદ વાત હમેશા ચાલતી જ હોય છે. જો એ વિવાદાસ્પદ વાતનો નિકાલ કરવાની બન્ને રાજ્યોની ઇચ્છા હોય તો તો સરલતાપૂર્વક તેનો નિકાલ થઈ શકે છે પણ જો એ વિવાદાસ્પદ પ્રશ્નનો નિકાલ કરવાની ઇચ્છા ન હોય તો તેને વિશાલરૂપ આપી ભયકર યુદ્ધનું કારણ બનાવી શકાય છે

રાજા શતાનીક, દધિવાહનની ચપાનગરી ઉપર આક્રમણ કરવા માટે એ જ કારણોનો આશ્રય લીધો તેણે યુદ્ધ કરવા માટે કયુ બહાનું કાઢયુ એનો ઉલ્લેખ મળતો નથી પણ કોઈ નજીવા કારણને નિમિત્ત બનાવી, તેણે ચપા ઉપર આક્રમણ કર્યું શતાનીક આ પ્રમાણે ચંપા ઉપર આક્રમણ કરશે એવી દધિવાહનને આશકા પણ ન હતી. જ્યારે શતાનીકની સેના યુદ્ધની ઘોષણા કરતી ચપાપુરીના રાજ્યમા ઘુમી આવી ત્યારે જ દધિવાહનને ખબર પડી કે, શતાનીકે ચપા ઉપર આક્રમણ કર્યું છે, ત્યાસુધી તો તેને યુદ્ધની ખબર પણ ન હતી.

રણભેરી વગાડતી, યુદ્ધની ઘોષણા કરતી અને લોકો પર ત્રાસ વર્તાવતી શતાનીકની સેના ચપાપુરીના રાજ્યમાં ઘુસી આવી. સીમા ઉપર ગખવામાં આવેલા દધિવાહનના ચોકીદારો શતા-

નીની સેનાને રોકી ન શક્યા. તેઓ રોકતાં રોકતાં દધિવાહનની પાસે આવ્યા અને શતાનીકની સેના ચંપા ઉપર ચઢી આવી છે તેના સમાચાર આપ્યા. એટલામાં તો સેના દ્વારા ત્રાસિત પ્રજા પણ બૂમ પાડતી દધિવાહનની પાસે આવી.

શતાનીક ચંપા ઉપર આક્રમણ કરવા સેના લઈ ચઢી આવ્યો છે એ સમાચાર સાંભળી દધિવાહનને ઘણું આશ્ચર્ય થયું અને તે મનમાં આનું કારણ શું છે તે વિચારવા લાગ્યો— 'શતાનીકની મારી સાથે મિત્રતાપૂર્ણ સન્ધિ થએલ છે તેમ છતાં તેણે ચંપા ઉપર આક્રમણ શા કારણે કર્યું! અચાનક જ આક્રમણ કરવાનું કોઈ કારણ પણ જણાતું નથી. મેં કોઈ પણ સંધિ તૂટે એવું કામ કર્યું નથી કે જેથી શતાનીકને ચંપા ઉપર આ પ્રમાણે અચાનક જ આક્રમણ કરવાની તથા સંધિ તોડવાની જરૂર પડે. શતાનીકે શા કારણે ચંપા ઉપર આક્રમણ કર્યું! તેની જ સમજણ પડતી નથી!

રાજા દધિવાહને, તે જ વખતે પોતાના મંત્રીઓની એક આવશ્યક સભા બોલાવી. દધિવાહનની આજ્ઞાનુસાર બધા મંત્રીઓ સભામાં હાજર થયા એટલે દધિવાહને મન્ત્રીઓને શતાનીકના આક્રમણનું વૃત્તાન્ત સંભળાવી કહ્યું કે—

"રાજા શતાનીક મારો સંબંધી છે. તેની અને મારી વચ્ચે મિત્રતાપૂર્ણ સંધિ પણ થએલ છે. તેમ છતાં શતાનીકે ચંપા ઉપર આક્રમણ કર્યું છે અને પ્રજાને ત્રાસ આપી રહ્યો છે તો તેનું કારણ શું છે તે સમજવામાં આવતું નથી. શતાનીકે આક્રમણ શા માટે કર્યું અને એ અવસ્થામાં આપણે શું કરવું જોઈએ તે વિષે વિચાર કરવા તમને બધાને અહીં બોલાવ્યા છે."

દધિવાહનનું પ્રાસ્તાવિક કથન પૂરું થતાં, પરરાષ્ટ્રસચિવે કહ્યું કે "મહારાજ! કૌશાંબીમાં નિયુક્ત આપણા રાજદૂતદ્વારા શતાનીક

સેના વધારી રહ્યો છે એ સમાચાર મને પહેલાંથી મળી ગયા હતા અને તે સમાચાર મેં સેનાસચિવને પણ નિયમિત પહોચાડયા છે ”

સેનાસચિવ—શતાનીકને પોતાની સેના ઉપર અભિમાન છે. અને પોતાની સેનાના વિશ્વાસે જ તે ચ પાપુરી ઉપર પોતાનો વિજય-વાવટો ફરકાવવા ચાહે છે પણ તેની આ દુરાશા કોઈ દિવસ પાર પડી શકે એમ નથી તેના સેનાની સામે સામનો કરવા માટે આપણી પાસે પણ સેના તૈયાર છે આપણી સેના કોઈપણ સમયે ઓછી ન થાય તે માટે રાજ્યમા આજે એવી આજ્ઞા બહાર પાડવી જોઈએ કે, આવશ્યકતા પડે ત્યારે પ્રજામાંની પ્રત્યેક વ્યક્તિએ સેનામા દાખલ થવુ પડશે

પ્રધાન સચિવ-કોઈ ખાસ કારણથી શતાનીક આક્રમણ કરવા આવ્યો નથી પણ ઘણા દિવસોથી કરેલી યુદ્ધની તૈયારી ઉપરથી સ્પષ્ટ જણાય છે કે, તેણે નિષ્કારણ જ ચંપા ઉપર આક્રમણ કરેલ છે અત્યારે એવુ એકપણ કારણ તેની પાસે નથી કે જેથી સંધિનો ભંગ કરી આ પ્રમાણે અનાયાસ જ આક્રમણ કરવાની તેને જરૂર પડે તે કોઈ કારણને લઈને નહિ પણ ચ પાપુરીને પોતાના રાજ્યમાં મેળવી દેવાની દુર્ભાવનાથી પ્રેરાઈને જ ચપા ઉપર ચડી આવ્યો છે

જેનામા આવી દુર્ભાવના હોય છે તેઓ સાધારણ વાતને પણ યુદ્ધનું કારણ બનાવી કે બતાવી શકે છે જો તેનામા દુર્ભાવના ન હોય પણ કોઈ ખાસ કારણને અંગે જ યુદ્ધ કરવાની તેની ઇચ્છા હોય તો તો તે યુદ્ધ પ્રારભ કર્યા પહેલા જ આપણી પાસે યુદ્ધઘોષણાની ખબર મોકલત અને જો તેણે આક્રમણ પણ કર્યું હોત તો પણ તે આપણી સીમા બહાર રહીને આપણી પાસે દૂત મોકલત અને જ્યારે આપણે યદ્ધના

કારણનું સમાધાન ન કરત ત્યારે જ તે આપણા રાજ્યમાં સેનાસહિત પ્રવેશત પરન્તુ શતાનીક રાજાએ તો આ યુદ્ધનીતિથી તદ્દન વિપરીત જ કર્યું છે. તેણે યુદ્ધની પહેલાં શાન્તિ માટે જરા પણ પ્રયત્ન જ કર્યો નથી તેમ કોઈને શાન્તિ સ્થાપવાનો પ્રયત્ન કરવાનો અવસર જ આપ્યો નથી.

તેણે આપણા રાજ્યનો કોઈ રાજા જ નથી અથવા આપણે નિર્બળ જ છીએ એમ માની તે આપણા રાજ્યમાં સેનાસહિત ઘુસી આવેલ છે અને પ્રજાને ત્રાસ આપી રહેલ છે અને આ પ્રમાણે તેણે યુદ્ધની આપણને ચેલેન્જ' આપેલ છે

શતાનીક ભૂપ ઉપર આક્રમણ કરવા માટે નાની નાની વાતોને પણ મોટું રૂપ આપી પોતાની જે દુર્ભાવના બતાવતો હતો તેની ખબર આપી હું મહારાજાનું તે વિષે બરાબર ધ્યાન ખેંચતો હતો પણ મહારાજાના હૃદયમાં શતાનીક પ્રતિ કોઈ પ્રકારનો સંદેહ પણ ન થયો. તેઓ તો તેના કાર્યોની ઉપેક્ષા જ કરતા રહ્યા અને મને વિગ્રહથી બચવા અને શાન્તિની સ્થાપના કરવા માટે સખત પ્રયત્ન કરવાની આજ્ઞા આપતા રહ્યા

મહારાજાની આ આજ્ઞાનુસાર મેં શતાનીકના વિરોધને પરરાષ્ટ્રસચિવની સલાહ પ્રમાણે શાન્ત કરવા પ્રયત્ન કર્યો, અને કોઈ વિરોધી વાતને આગળ વધવા ન દીધી પરંતુ આપણે શાન્તિ સ્થાપવા માટે જે નમ્રતા ધારણ કરી તેથી શતાનીકનું દુસ્સાહસ વધતું જ ગયું અને આપણી શાન્તિને નિર્બળતા ગણી આખરે આપણા રાજ્યને સ્વાહા કરી જવા માટે તેણે મોટી સેના લઈ આપણી ઉપર આક્રમણ કર્યું છે. જે થયું તે થયું. હવે આપણે સતર્ક અને સાવધાન થઈ તેની સામે થવું જોઈએ અને તેની દુષ્ટમનાને દબાવને માટે જલદી કરવી જોઈએ. એ જ મને ઠીક લાગે છે. કેમ યુદ્ધસચિવ આપનો અભિપ્રાય શું છે?

યુદ્ધસચિવ–આપના પ્રસ્તાવનું હું પણ સમર્થન કરું છુ. જ્યારે શતાનીક સૂચના આપ્યા વિના અને શાન્તિ સ્થાપવાનો જરાપણ પ્રયત્ન કર્યા વિના જ આપણા રાજ્યમા ઘુસી આવેલ છે ત્યારે તેની સામે ન થવુ અને ઊલટું તેને સમજાવવાનો પ્રયત્ન કરવો તે આપણી નિર્બળતા બતાવવા સમાન છે. માટે આપણે તેની સામે યુદ્ધ કરવુ એ જ યોગ્ય છે બીજો કોઈ માર્ગ ઠીક નથી

મન્ત્રીઓના વિચારો સાભળી દધિવાહન પોતાના વિચારો જણાવવા લાગ્યો કે,

"મન્ત્રીઓ! જ્યારે શતાનીક પોતે જ સામે લડવા આવ્યો છે તો નીતિ અનુસાર તેની સામે યુદ્ધ કરવામા આપણે વિચાર પણ કરવો ન જોઈએ, પણ કેવળ નીતિના આધારે બેસી રહેવાથી કામ ચાલતું નથી શતાનીક લોભના ભૂતથી ઘેરાયેલો જણાય છે અને તેથી જ પૂર્વાપર કશો વિચાર કર્યા વિના લડાઈ કરવા આવ્યો છે

"લોભી મનુષ્ય લાભાલાભનો કે સારુ–નરસા કે યોગ્ય–અયોગ્યનો વિચાર કરતો નથી તે તો પોતાના લોભની પૂર્તિ કરવામા જ મશગૂલ રહે છે આવા લોભી લોકો દયાને પાત્ર છે. બને ત્યા સુધી શતાનીકનો લોભ શાન્ત કરવાનો આપણે પ્રયત્ન કરવો જોઈએ જો એમ ન કરતા આપણે પણ તેની વિરુદ્ધમા યુદ્ધ કરવા તૈયાર થઈ જઈએ અને તેની સામે મોરચા માડીએ તો તેથી ધન–જનની કેટલી બધી હાનિ થાય!

"મારી કે શતાનીકની તુચ્છ વાસનાની પૂર્તિ માટે હજારો લાખો મનુષ્યોની નિષ્કારણ હત્યા જ થશેને! શતાનીકના હૃદયમાં કોઇએ આપણી વિરુદ્ધ ભ્રમ પેદા કર્યો હોય અને તે કારણે આપણી સાથે લડાઇ કરવા ચડી આવ્યો હોય એ પણ સભવિત છે.

જો મારું આ અનુમાન સાચું હોય તો તે તેના ઉપર્યું નિવારણ કરી યુદ્ધને બંધ કરવું જોઈએ પણ જો મારું આ અનુમાન ખોટું હોય અને હસ્તાનીકના હૃદયમાં ચંપાપુરીના રાજ્યનો લોભ જ હોય તો તે ભલે ચંપાપુરીનું રાજ્ય લઈ લે પણ યુદ્ધ કરી મનુષ્યોની હત્યા કરાવવી એ મને ઠીક લાગતું નથી. કારણ કે રાજ્યથી ચ્યુત થવું ખરાબ નથી પણ મનુષ્યોની હત્યા કરાવવી, ખરાબ છે. જ્યારે મારે રાજ્ય છોડવું પડે તો રાજ્યત્યાગથી પ્રસન્નતા અનુભવીશ પણ યુદ્ધ કરવામાં આનંદ માનીશ નહિ.

"કદાચ આપણે યુદ્ધ કરીએ તો આપણો જ વિજય થશે એ પણ નક્કી નથી. હું યુદ્ધ કરું યુદ્ધમાં હજારો-લાખો પ્રજાજનોના પ્રાણ ભલે જાય તો પણ આપણો જ વિજય થશે એ નક્કી નહિ" એ જોતાં યુદ્ધથી હાનિ જ થવાનો વિશેષ સંભવ છે લાભ શું થશે!

દધિવાહનના અભિભાષણના જવાબમાં પ્રધાન મંત્રીએ જણાવ્યું કે —

રાજનીતિ પ્રમાણે કોઈ રાજા ચઢવા આવે ત્યારે સામે થવું આવશ્યક છે પણ જો ત્યારે કાયરની માફક બેસી રહીએ તો તેથી હાનિ થવાનો વિશેષ સંભવ રહે છે વળી, યુદ્ધ કરવું એ ક્ષત્રિયોનો ધર્મ જ છે.

"જે યુદ્ધની કાયરતાથી ડરી જઈ યુદ્ધથી ભાગવા ચાહે છે તે ક્ષત્રિય નથી. આવો ડરપોક ક્ષત્રિય ક્ષત્રિયજાતિ અને ક્ષત્રિયધર્મને કલંક લગાડે છે. સાચા ક્ષત્રિયો તો યુદ્ધનો પડકાર કરે છે તેઓ ઘરમાં મરવા કરતાં શત્રુઓ સાથે યુદ્ધ કરતાં બહાદુરીપૂર્વક મરવાનું વધારે પસંદ કરે છે.

"ક્ષત્રિયોના આપ ઉત્તમ હોવા છતાં આપ સામે ચઢવા આવેલ શત્રુની સાથે લડવાના સમયે આ પ્રકારની ડરપોક વાતો કેમ કરો છો! એ જ સમજમાં આવતું

નથી. જ્યારે શત્રુ, પોતાની સેનાદ્વારા આપણા રાજ્યને ઝડપી રહ્યો છે, આપણી પ્રજાને ત્રાસ આપી રહ્યો છે ત્યારે યુદ્ધ કરવાને બદલે રાજ્યત્યાગ કરવા ઉદ્યત થવુ, એ વીરતા નહિ પણ કાયરતા છે.

"આપે હમણા જે વાતો કહી તે વીરને છાજે એવી નથી આપ આવી કાયર વાણી ઉચ્ચારો નહિ. આપની આવી કાયર વાણીથી સૈનિકો પણ શિથિલ અને ઢીલાઢબ થઈ જાય એ સ્વાભાવિક છે આવા સમયે તો આપે એવો વીરોચિત પડકાર કરવો જોઈએ કે, જેથી વીરોમા વીરરસ ઉભરાઈ જાય અને તેઓ ઉત્સાહ અને સાહસપૂર્વક યુદ્ધ કરી શકે; માટે આપ હતોત્સાહ બની રાજ્યત્યાગની ભાવના કરો નહિ પણ કાયરવૃત્તિનો ત્યાગ કરી, રણશીગુ વગાડી યુદ્ધની તૈયારી કરવા માટે બધાને આજ્ઞા કરો

"યુદ્ધ માટે આપ તૈયાર થશો તો બધા સુભટો આપના પગલે ચાલશે. શતાનીકની પાસે કેટલી સેના છે અને તેનો કેવો પ્રબંધ છે તેની મને બધી ખબર છે મને તો વિશ્વાસ છે કે, જો દઢતા અને ઉત્સાહપૂર્વક આપણે લડીશુ તો અવશ્ય આપણો જ વિજય થવાનો છે વિજયની ચાવી આપણા હાથમાં છે માટે વિજયડંકો વગાડી આપ જ આગળ કૂચ કદમ કરો તો ફતેહ આપણી જ છે."

દધિવાહન—"મન્ત્રી ! રાજનીતિ પ્રમાણે તમારુ કહેવુ બરાબર છે. આવા કટોકટીના સમયે રાજનીતિ પ્રમાણે તમારે મને આવી સલાહ પણ આપવી જોઈએ; પણ કેવળ રાજનીતિથી, પ્રજાજીવનને કોઈ દિવસ શાન્તિ પહોંચી શકતી નથી પણ તેથી ઊલટું પ્રજાજીવન અશાન્તિમય બની જાય છે એટલા માટે રાજનીતિની સાથે ધાર્મિકતાને પણ સ્થાન આપવાની જરૂર છે ધાર્મિકતાને રાજનીતિમા સ્થાન આપવાથી રાજનીતિમા જે કેવળ સ્વાર્થબુદ્ધિ હોય છે તે ટકી નહિ શકે અને નિષ્કારણ બીજાને સંકટગ્રસ્ત કરવાની ભાવના પણ રહેવા નહિ પામે. પછી એ જ રાજનીતિ

બીજાને કષ્ટદાયક—અશાન્તિકારક નહિ નીવડે પણ સુખદાયક અને શાન્તિકારક નીવડશે.

મેં યુદ્ધથી બચવા વિષે જે કાંઈ કહ્યું છે તે આ ધાર્મિકતાની દૃષ્ટિએ કહ્યું છે કાયરતાની દૃષ્ટિએ નહિ. હું કાયર નથી પણ વીર છું પણ બીજાને દુઃખ પહોંચાડવામાં જ એ વીરતાનો ઉપયોગ કરવો ન જોઈએ. હું યુદ્ધથી ડરતો નથી પણ બીજા લોકોને કષ્ટ થશે, બીજાને હાનિ પહોંચશે, એ ભયથી ડરું છું.

તમે એમ સમજો છો કે હું ક્ષત્રિયોચિત કર્તવ્યથી વિરુદ્ધ કહી રહ્યો છું પણ એમ નથી! હું જે કાંઈ કહી રહ્યો છું તે ક્ષાત્રધર્મની રક્ષા કરવા માટે જ કહી રહ્યો છું. યુદ્ધ કરવું એ ક્ષત્રિયોનો ધર્મ છે એ વાત સાચી પણ તે ધર્મ પ્રજાની રક્ષા માટે હોવો જોઈએ. પોતાના સ્વાર્થ કે અભિમાનને સિદ્ધ કરવા માટે યુદ્ધ કરવું અને પ્રજાને કષ્ટમાં પાડવી એ ક્ષત્રિયોનો ધર્મ નથી.

હું ક્ષાત્રધર્મના પાલન માટે પણ યુદ્ધ ન થાય એમ ચાહું છું. અન્યાયને દૂર કરવો એ ક્ષત્રિયોનો ધર્મ છે પણ અન્યાયને વધારવો એ અધર્મ છે. યુદ્ધથી કેવો ઘોર અન્યાય થાય છે અને તેથી કેટલી બધી ધન-જનની હાનિ થાય છે તે તો તમે જાણો જ છો. યુદ્ધના સમયે નિરપરાધી તથા શાન્તિપ્રિય પ્રજાને લૂંટવામાં આવે છે, મારી નાખવામાં આવે છે તથા વહૂબેટીઓ ઉપર અત્યાચાર પણ કરવામાં આવે છે. આ બધું પોતાની દુર્ભાવનાને સંતોષવા માટે, પોતાની લાલસાને પૂરી કરવા માટે તથા પોતાના અભિમાનને પુષ્ટ કરવા માટે જ કરવામાં આવે છે.

"પ્રધાન! તમે જ કહો કે યુદ્ધના સમયે પ્રજાએ શો અપરાધ કરેલો હોય છે કે, તેમની ઉપર આ પ્રકારનો અત્યાચાર કરવામાં આવે છે! પણ યુદ્ધના સમયે તો શત્રુપક્ષની પ્રજાને ત્રાસ આપવો, કષ્ટ આપવું કે હેરાન કરવા એને ન્યાય માનવામાં આવે છે અને આવા

કૃત્યને 'ક્ષાત્રધર્મ'નુ નામ આપવામા આવે છે પણ પ્રધાન! વાસ્તવમા આ ક્ષાત્રધર્મ નથી પ્રજાની રક્ષા માટે યુદ્ધ કરવુ એ 'ક્ષાત્રધર્મ' છે પણ પ્રજાનો નાશ કરવા માટે યુદ્ધ કરવુ એ ક્ષાત્રધર્મ નથી"

પ્રધાનમન્ત્રી—મહારાજ! શતાનીકની સામે જેટલી નમ્રતા બતાવવામા આવશે તેટલો તે નમ્રતાનો દુરુપયોગ કરશે આપણે પહેલા જરા નમ્રતા બતાવી તો તેનુ પરિણામ એ આવ્યુ કે, આજે તે ચપાના રાજ્યને ઝડપી લેવા તૈયાર થયો છે જો પહેલેથી જ આપણે તેની સામે કડકાઈ રાખી હોત તો આજે તે ચપાના રાજ્યને ઝડપી લેવાનુ દુ સાહસ કરી શકત નહિ. આપણી અને તેની વચ્ચે મિત્રતાની સંધિ થયેલ હતી તે સંધિને તેણે પોતે જ તોડી છે એટલા માટે તે દડને પાત્ર છે તેને યોગ્ય દડ આપવો જ જોઈએ

આવા સ્વમાન સાચવવાના સમયે જો વીરતા દાખવવામા ન આવે તો રાજ્ય બરાબર ચાલી ન શકે. આ વખતે જો કોઈ પણ ઉપાયે શતાનીકને શાન્ત પાડવામા આવશે તો તેને જોઈ ને બીજા મિત્ર રાજાઓ પણ ચપા ઉપર આક્રમણ કરવાનુ સાહસ કરશે પણ જો ચપા ઉપર નિષ્કારણ આક્રમણ કરવા આવેલ શતાનીકની સામે થઈ તેને પરાજિત કરવામા આવે તો પછી કોઈની મગદૂર નથી કે, ચપા ઉપર કુદૃષ્ટિ પણ કેરી શકે! પછી તો આપણા રાજ્યની બધા રાજ્યો ઉપર એવી છાપ પડી જશે કે, ચપાપુરીનું રાજ્ય નિર્બળ નથી, પણ પ્રબળ છે. અને તેથી આપણું રાજ્ય સદાને માટે સુરક્ષિત થઈ જશે કહેવત પણ છે કે, વૈરી અને સર્પને બળવાન બને તે પહેલા જ મારી નાખવા જોઈએ.' નહિ તો તે સદાને માટે ભયકર અને દુઃખદાયિ નીવડે છે

આ જ કારણે હું યુદ્ધ ન કરવા વિષે આપના વિચારને સહમત થઈ શકતો નથી તેમ બીજાઓ પણ તમારી આ પ્રકારની ધાર્મિકતાને ઠીક ગણતા નથી બધા લોકો આપની આવી ધાર્મિકતાને કાયરતા

જ જરૂરી માટે આપ આ વિષે સહિત વિચાર ન કરતાં યુદ્ધ માટે જવાને તૈયાર થવાની આજ્ઞા આપો.

દધિવાહન—"પ્રિય પ્રધાન! મેં હમણાં જે ધાર્મિકતાની વાત કહી તેને તમે કાયરતા ગણો છો તે તમારી ભૂલ છે. હું જે કંઈ કહી રહ્યો છું તે કાયરતાથી નહિ પણ ક્ષાત્રધર્મની પ્રેરણાથી કહી રહ્યો છું. કોઈપણ ઉપાયે યુદ્ધ ન થાય તો સારું એમ હું ચાહું છું. પહેલાં તો શતાનીકના આક્રમણનું કોઈ સ્પષ્ટ કારણ જણાતું નથી.

કોઈ વાતમાં ભ્રમ પેદા થવાથી તે ચડી આવ્યો હોય તો એ ભ્રમનું નિવારણ કરવાથી તે આક્રમણ માટે પશ્ચાત્તાપ કરતો પાછો ચાલ્યો જાય એ શક્ય અને સંભવિત છે. જો મારું આ અનુમાન ઠીક હોય તો આ વાતનો નિર્ણય કર્યા વિના કેવળ તેનું અનુકરણ કરી, યુદ્ધ દ્વારા હજારો માણસોની હત્યા કરાવવી શું ઉચિત કહેવાય? માટે સર્વપ્રથમ આક્રમણ કરવાનું કારણ પૂછવામાં આવે એ જ યોગ્ય છે. જો તેણે કોઈ કારણ બતાવ્યું અને તે કારણનું સમાધાન થઈ ગયું તો યુદ્ધદ્વારા થનારી જનહત્યા અટકી ગઈ તો તો બહુ સારું! પણ જો તે આક્રમણ કરવાનું કોઈ કારણ ન બતાવે પણ રાજ્યલોભથી પ્રેરાઈને તે આક્રમણ કરવા ચડી આવેલ છે એમ જણાય તો તો તેને ન્યાય અને ધર્મના ઉપાયોદ્વારા સમજાવવાનો પણ પ્રયત્ન કરી શકાય.

જો આ બધા ઉપાયોદ્વારા યુદ્ધ બંધ થઈ જાય તો બહુ જ સારું પણ જો કોઈપણ ઉપાયે યુદ્ધ બંધ નહિ થાય અને યુદ્ધ કરવું આવશ્યક જણાશે તો તે વિષે બીજો કોઈ વિચાર કરીશું. પરન્તુ યુદ્ધ રોકવાનો પ્રયત્ન કર્યા પહેલાં જ યુદ્ધ કરવા માટે તૈયાર થઈ જવું, તે યોગ્ય લાગતું નથી."

પ્રધાનમન્ત્રી—"મહારાજ! શતાનીક ચંપાપુરીના રાજ્યને પોતાના રાજ્ય સાથે જોડી લેવાના નિશ્ચયથી જ ચંપા ઉપર આક્રમણ

કરવા આવ્યો છે એટલે તે કોઇને કોઇ કારણુ કે બહાનું બતાવી દેશે એવી અવસ્થામાં ન્યાય, નીતિ અને ધર્મ તરફ તેનું ધ્યાન ખેંચવાથી શો લાભ ? તે વખતે ન્યાયધર્મનો તે વિચાર શા માટે કરે ? મને તો આ પ્રયત્નમા કાંઇ લાભ જણાતો નથી, ઊલટું યુદ્ધ કરવામા વિલંબ કરવાથી આપણી સેનામા શિથિલતા અને તેની સેનામા ઉત્સાહની વૃદ્ધિ થશે એ હાનિ તો સ્પષ્ટ જણાય છે.

દધિવાહન—જો શતાનીક ભ્રમને કારણે ચડાઈ કરી હશે તો તો ભ્રમનું નિરાકરણ થવાથી તે પાછો જ ચાલ્યો જશે. અને જો તેણે નિશ્ચયપૂર્વક જ ચપા ઉપર આક્રમણ કર્યું હશે તથા ન્યાયધર્મ ઉપર વિચાર કરશે નહિ તો એટલુ તો કહેવાનું આપણને રહેશે કે, શતાનીકે અન્યાયપૂર્વક નિષ્કારણ ચપા ઉપર આક્રમણ કર્યું હતું અને તેને યુદ્ધવિરામ માટે અનેક વાર સમજાવવામા આવ્યો છતાં પણ તે સમજ્યો નહિ એ કારણે એક વાર યુદ્ધ રોકવા માટે પ્રયત્ન કરી જોવો મને યોગ્ય લાગે છે

શ્રી કૃષ્ણ એ જાણતા હતા કે, "દુર્યોધન પાચ ગામો આપીને પણ પાડવા સાથે સન્ધિ નહિ કરે અને તેથી તેની સાથે ભૂમિ પાછી મેળવવા માટે યુદ્ધ અવશ્ય કરવુ પડશે" એ જાણવા છતા તેમણે કેવળ એટલા માટે પ્રયત્ન કર્યો કે, જેથી લોકોને માલુમ પડે કે આટલો પ્રયત્ન કરવા છતા પણ દુર્યોધન માન્યો નહિ. આ પ્રમાણે ભલે શતાનીક આપણ માને કે ન માને પણ આપણે તેને સમજાવવાનો પ્રયત્ન તો અવશ્ય કરવો જોઈએ જ."

પ્રધાન મન્ત્રી—મહારાજ! આપે શતાનીકને સમજાવવા માટે કોને મોકલવાનું યોગ્ય ધાર્યું છે ?

દધિવાહન—પ્રિય પ્રધાન! તમારી દૃષ્ટિએ હું, યુદ્ધ અને શત્રુથી ડરું છુ એમ તમે માનો છો પણ હું કાયર નથી પણ વીર છુ એ

અટકાવવા માટે હું એકલો જ ઘોડા ઉપર બેસી શતાનીક પાસે જઈ તેને સમજાવવાનો પ્રયત્ન કરવા ધારું છું.

પ્રધાન મન્ત્રી—મહારાજ! આપનો આ નિશ્ચય જાણી અમને ચિન્તા થાય છે કે મહારાજને આવા અનિષ્ટ વિચારો કેમ આવે છે! આપના આવા વિચારથી અમને તો એમ જણાય છે કે આ વખતે વિજયલક્ષ્મી શતાનિકને વરવાની છે. શત્રુપક્ષના રાજા એકલા પોતાની સેનાની વચ્ચે આવે અને તેમને ચારે બાજુથી વૈરી સેનાઓ આવે, એથી વિશેષ વિજયપ્રાપ્તિ માટે બીજું શું જોઈએ।

જ્યારે આપ એકલા અને અસહાય શતાનીકની પાસે જશો ત્યારે શું તેની સેના આપને કેદ નહિ કરી લે! પાછા તમને આવવા દેશે? તમારા આ વિચારથી તો એમ જણાય છે કે તમે પોતે જાણી જોઈને તેમના કેદી થવાનો અને શતાનીકને વિજય અપાવવાનો માર્ગ શોધ્યો છે।

દધિવાહન—પ્રિય પ્રધાન! હું જાણી જોઈને મારા હાથે શતાનીકનો કેદી બનું એ તમારો ભ્રમ છે. શતાનીક મને કેદી બનાવી લે એવો હું કાયર નથી. પ્રધાન! તમે મારા ઉપર વિશ્વાસ રાખો. જરા પણ ભય કે ચિન્તા ન કરો. હવે સભા વિસર્જિત કરો. હું એકલો શતાનીકની પાસે જઈ આવું છું ત્યાંથી પાછા ફર્યા બાદ આપણે આગળ વિચાર કરીશું.

આ પ્રમાણે કહી દધિવાહને સભા વિસર્જિત કરી અને એક સેવકને ઘોડો તૈયાર કરવાની આજ્ઞા આપી. મંત્રીઓ આ વિષે વાતચીત કરતા પોતાને ઘેર ગયા અને દધિવાહન પોતાના મહેલે ગયા.

## પ્રકરણ

## [ ૬ ]

# અમાનુષિક અત્યાચાર

લડો સૌ આત્મસંગ્રામે,
બીજા સંગ્રામ શા કરો ?
શુદ્ધાત્માથી દુરાત્માને,
જીતીને સુખ મેળવો—જિનાગમ

**મા**નવહૃદયમાં સારી કે ખરાબ જે ભાવના દૃઢરૂપે ઘર કરી લે છે એ ભાવનાને દૂર કરવા માટે ગમે તેટલા પ્રયત્નો કરવામાં આવે તો પણ તે ભાવના મરતા સુધી દૂર કરી શકાતી નથી, પણ જ્યાંસુધી ભાવનાના રંગથી મનુષ્યહૃદય રંગાએલું હોતું નથી અને ભાવનાનો પ્રભાવ પૂરેપૂરો હૃદય ઉપર પડયો હોતો નથી ત્યાં સુધીમાં તો પ્રયત્નદ્વારા, ઘટનાદ્વારા કે સ્થિતિદ્વારા એ ભાવના થોડીઘણી બદલાવી શકાય છે પણ જ્યારે જીવનમાં ભાવના તાણા-વાણાની માફક વણાઈ જાય છે ત્યારે એ ભાવના પ્રયત્નદ્વારા કે ઘટનાદ્વારા બદલાવી શકાતી નથી

ભગવાન અરિષ્ટનેમિની બ્રહ્મચર્ય પાળવાની દૃઢ ભાવના હતી. તેમની આ ભાવનાને બદલાવવા માટે સમુદ્રવિજય શ્રી કૃષ્ણ વગેરે લોકોએ અનેક પ્રયત્નો કર્યા પણ તેઓ તેમાં સફળ ન નીવડ્યા. રાજા મેઘરથમાં અભયદાનની દૃઢ ભાવના હતી. એટલા માટે તેઓ એક કબુતરની રક્ષા માટે પણ પોતાના શરીરનો ત્યાગ કરવા પણ તૈયાર થઈ ગયા પણ રાણીઓ મન્ત્રીઓ તથા પ્રજાજનો વગેરેઓએ સમજાવ્યા છતાં પણ તેમણે કબુતરની રક્ષા માટે પોતાના શરીરનો પણ ભોગ આપ્યો. ગજસુકુમારમાં સંયમ ધારણ કરવાની દૃઢ ભાવના હતી એટલા માટે શ્રી કૃષ્ણ તેમને આખું ખંડનું રાજ્ય આપવા તૈયાર થયા છતાં પણ તેઓ સંયમમાં જ સ્થિર રહ્યા. આ પ્રમાણે શુભ ભાવનાના રંગથી રંગાએલાઓની ભાવના બદલાતી નથી એનાં બીજાં અનેક ઉદાહરણો પણ મળે છે.

આ તો શુભ ભાવનાની વાત થઈ. અશુભ—નીચ ભાવનાને પણ એ જ નિયમ લાગુ પડે છે. નીચ ભાવનાથી જો મનુષ્યનું હૃદય ખૂબ રંગાએલું હોય તો તે ભાવના અનેક પ્રયત્નો કરવા છતાં પણ બદલી શકાતી નથી.

જેમકે કાલક સૂરિ કસાઈના હૃદયમાં હિંસાની ભાવના દૃઢ જામેલી હોવાથી રાજા શ્રેણિકે તેને અહિંસક બનાવવાનાં અનેક પ્રયત્નો કર્યાં પણ તે બધાં નિષ્ફળ ગયાં. કપિલા દાસીમાં સાધુઓને દાન ન દેવાની ભાવના દૃઢ જામેલી હતી. તે પણ કોઈ પણ ઉપાયે દૂર ન થઈ. કંસમાં અન્યાય—અધર્મની ભાવના ઘર ઘાલી બેઠી હતી તે પણ મરતાં સુધી દૂર થઈ ન શકી. દુર્યોધનમાં પાંડવોનો વિરોધ કરવાની ભાવના મજબૂત થઈ ગઈ હતી કે જેને શ્રી કૃષ્ણ વિદુર અને ભીષ્મ જેવાઓ પણ દૂર કરી ન શક્યા. મતલબ કે એકવાર જે કોઈ ભાવના હૃદયમાં દૃઢ થઈ જાય છે તે ભાવના ગમે તેટલાં પ્રયત્નો કરવા છતાં પણ બદલી શકાતી નથી. હા, કોઈવાર એમ બની શકે છે કે કોઈ

અસાધારણ મહાપુરુષના સત્સગથી અને તેમની કૃપાથી ખરાબ ભાવનાનું પરિવર્તન કરી સારી ભાવના બદલાવી શકાય છે પણ જેમના હૃદયમા સારી ભાવના હોય છે તેમની ભાવના અસાધારણ દુષ્ટ પુરુષોની સોબત થવા છતા દુષ્ટ પુરુષોદ્વારા અનેક અત્યાચારો સહેવા છતાં પણ બદલી શકાતી નથી

શતાનીકના હૃદયમા ચપાનુ રાજ્ય ઝડપી લેવાની ભાવનાએ ઘર કરી લીધુ હતું, જ્યારે દધિવાહનના હૃદયમા ધર્મભાવનાએ ઘર કરી લીધુ હતુ આ બન્નેમાથી કોઈની ભાવના બદલે છે કે નહિ તે અત્રે જોવાનુ છે

સભા વિસર્જન કરી દધિવાહન, ઘોડા ઉપર બેસી એકલો જ શતાનીકની પાસે ગયો. દધિવાહનને શતાનીકની સેનામા એકલા જતા જોઈ, રાજકર્મચારીઓ તથા પ્રજાજનો હાહાકાર કરવા લાગ્યા પણ દધિવાહને કોઈની વાત ઉપર ધ્યાન આપ્યુ નહિ કારણકે, તેનુ મન ધર્મભાવના ઉપર કેન્દ્રિત થએલુ હતુ

દધિવાહન નિર્ભય થઈ શતાનીકની સામે એકલો જઈ પહોચ્યો. દધિવાહનને આ રીતે અચાનક એકલો આવેલો જોઈ શતાનીક પ્રસન્ન થયો. 'દધિવાહન મારી શરણે આવ્યો છે, એ વિચાર આવતા જ તે અભિમાનથી ફુલાઈ ગયો પણ દધિવાહને મારી સાથે યુદ્ધ કર્યું નથી અને શરણે આવેલ છે એટલે હવે હું મારી ઇચ્છા પ્રમાણે ચપાપુરીને લૂટી શકીશ નહિ આવી સ્થિતિમા જો હુ ચપાપુરીનો વિધ્વસ કરુ તો લોકોમા મારી ખૂબ નિંદા થશે અને મારુ આવુ કાર્ય કલકિત ગણાશે. એ વિચાર આવતા જ તેને નિરાશા થઈ

શતાનીકની નજદીક જઈ દધિવાહન કહેવા લાગ્યો કેઃ— "મહારાજા! મારી અને આપની વચ્ચે મિત્રતાપૂર્ણ સધિ થએલ છે આપણો પરસ્પરનો સબધ પણ ગાઢ છે અને એ સબધને લીધે આપણે અનેકવાર સાથે ભોજન પણ કરેલ છે. આવો આપણો

પારસ્પરિક સ્નેહસંબંધ હોવા છતાં આજે એવું અચાનક શું કારણ આવી પડ્યું કે આપે એકદમ કોઈપણ પ્રકારની સૂચના આપ્યા વિના નિષ્કારણ જ ચંપા ઉપર આક્રમણ કર્યું ! જો તમે નિષ્કારણ જ ચંપા ઉપર ચઢાઈ કરી છે તો શું તે આપને માટે યોગ્ય છે ! શું તે આપ જેવા ક્ષત્રિયવીરને છાજે એવું કામ છે !

ક્ષત્રિયોનું કામ તો શાન્તિ સ્થાપી અને પ્રજાને સુખી બનાવવાનું છે અશાન્તિ ફેલાવી પ્રજાને કષ્ટ પહોંચાડવું એ ક્ષત્રિયોનો ધર્મ નથી. આમ હોવા છતાં આપ જેવા ક્ષત્રિયવીરે યુદ્ધદ્વારા અશાન્તિ ફેલાવવાનો વિચાર કેમ કર્યો ! મેં આપની પ્રજાને કોઈ પણ પ્રકારનું કષ્ટ પહોંચાડ્યું નથી, આપના રાજ્યની સીમ જેટલી જમીન પણ લીધી નથી તેમ કોઈ પ્રકારનું અવિધિક મેં કામ કર્યું નથી. તો પછી આપે શા કારણે ચંપા ઉપર ચઢાઈ કરી ! શું આ પ્રમાણે નિષ્કારણ ચઢાઈ કરવી તે ન્યાયયુક્ત છે ?

હું ન્યાયનીતિપૂર્વક ચંપાની પ્રજાનું પાલન કરી રહ્યો છું જો મારા તરફથી પ્રજાને કોઈ પ્રકારનું કષ્ટ પહોંચ્યું હોય અને એ દશામાં પ્રજાની રક્ષા કરવા માટે આપે આક્રમણ કર્યું હોત તો પણ આપના આક્રમણને અનુચિત કહી શકત નહિ પણ મારી પ્રજાને મારા તરફથી કોઈ પ્રકારનું કષ્ટ નથી તો પછી આપે શા કારણે ચંપા નગરી ઉપર ચઢાઈ કરી !

આપ જરા ન્યાયની તરફ નજર ફેરવી જુઓ ! અન્યાય તરફ ઝૂકી જઈને યુદ્ધદ્વારા મનુષ્યોની હત્યાના કારણભૂત બનો નહિ, પણ આપનો અમારી સાથે જેવો સ્નેહસમ્બંધ રહ્યો છે તેવો સંબંધ બાંધી રાખો. જે પ્રમાણે આપ યુદ્ધ માટે ચઢી આવ્યા તે પ્રમાણે હું પણ યુદ્ધ માટે ચઢાઈ કરી શકતો હતો પરન્તુ મને એકવાર આપની સાથે એકલા મળી જઈને વાતચીત કરવાનું ઠીક લાગ્યું અને એટલા જ માટે હું આપની પાસે આવ્યો છું ”

આ પ્રમાણે શતાનીકની સામે દધિવાહને ન્યાય અને ધર્મની ઘણી વાતો કરી પણ યુદ્ધપિપાસુ શતાનીકના હૃદય ઉપર તેનો કાંઈ પ્રભાવ પડ્યો નહિ. તેના હૃદયમા તો ચપાનગરી ઉપર આધિપત્ય જમાવાનો લોભ લાગ્યો હતો એટલે દધિવાહનની વાતો તેના ગળે કેમ ઉતરી શકે? શતાનીક, દધિવાહનની વાતોનો ઉચિત ઉત્તર આપી શકે એવી સ્થિતિમા ન હતો. એટલે તેણે ચડાઈનું કારણ ન બતાવતા બીજો જ માર્ગ પકડ્યો.

તે દધિવાહનને કહેવા લાગ્યો કે, "યુદ્ધના સમયે આ પ્રમાણે ન્યાય પૂછવાનું તમારા જેવા કોઇ ધર્મઢોંગી અને કાયર પુરુષને જ સૂઝે, બાકી વીર પુરુષને તો આવુ કામ છાજે નહિ

યુદ્ધના સમયે ન્યાય-અન્યાયનો પ્રશ્ન જ રહેતો નથી તે વખતે તો યુદ્ધ કરવા આવેલ શત્રુઓ સાથે યુદ્ધ કરવુ એ જ ન્યાય છે પરતુ તમારામા યુદ્ધ કરવાની શક્તિ નથી તમે વીર નહિ પણ કાયર છો; એટલે ન્યાય-અન્યાય વિષે પૂછવા આવ્યા છો જુઓ! હું ન્યાય પણ બતાવી દઉં છુ ક્ષત્રિયો માટે યુદ્ધ કરવુ, દેશ જીતવો તથા રાજ્યનો વિસ્તાર વધારવો, એ જ ન્યાય છે અને તેથી વિરુદ્ધ બધુ અન્યાય છે આપણે રાજા છીએ, ક્ષત્રિય છીએ એટલે આપણા ન્યાય-અન્યાયનો નિર્ણય યુદ્ધમા જ થઈ જશે '

દધિવાહન-મહારાજ! તમારા કહેવા ઉપરથી તો એમ જણાય છે કે, તમે લોભને વશ થઈ યુદ્ધ કરવા ચડી આવ્યા છો પણ આપના આ અનુચિત લોભને કારણે કેટલા મનુષ્યોની હત્યા થશે! એ વિષે પણ આપ જરા વિચાર કરો! પોતાની તૃષ્ણાને શાન્ત કરવા માટે કરવામા આવતા યુદ્ધની કોઈ દિવસ પ્રશસા થતી નથી એવા યુદ્ધની પ્રશસા ભાટ કે ચારણ લોકો ભલે કરે, પણ વીરપુરુષો તો એવા યુદ્ધને યોગ્ય ગણતા નથી તેમ તેની પ્રશસા કરતા નથી તમે એક રાજા છો છતા તમારામા આટલી બધી તૃષ્ણા છે તો

કોણ જાણે પ્રજામાં કેટલી નથી તૃષ્ણા હતી! આ પ્રમાણે રાજા અને પ્રજાની તૃષ્ણાથી કેટલો નથી અત્યાચાર અશાન્તિ ફેલાય, તેને પણ આપ વિચાર કરો.

શતાનીક—મને સંતોષની કમજોરી જરૂર નથી. મે એ સંતોષ તો તમારા જેવા ધર્મપ્રેમી કાયર પુરુષોને જ સોંપી દીધો છે. હું તો એમ જ માનું છું કે સંતોષી રાજા નષ્ટ થઈ જાય છે. જે લોક કાયર છે વીર નથી, તે લોકો જ સંતોષનું પૂછડું પકડી બેસી રહે છે. જો અમારામાં બળ, વીર્ય અને સાહસ છે તો આખી પૃથ્વીને પોતાના તાબામાં કરી શકીએ. એમાં અન્યાયની કોઈ વાત જ નથી. અમારા માટે તો આ તાતી તલવાર જ ન્યાય છે અને નવાં નવાં રાજ્યોનો વધારો કરવો એ જ અમારો ધર્મ છે.

અમારામાં શક્તિ છે એટલે જ અમે આ પણ રાજ્ય લૂંટવી લેવા ચડાઈ કરી આવ્યા છીએ. જો તમારામાં શક્તિ હોય તો તમે અમારી સામે થાઓ અને જો શક્તિ ન હોય તો આત્મ-સમર્પણ કરી અમારી અધીનતા સ્વીકારો. અને જો આ બન્ને વાતોમાંથી કોઈ પણ કરી શકતા નથી તો જંગલમાં ચાલ્યા જાઓ, પણ આ પ્રમાણે ન્યાય-અન્યાયનો ન્યાય કરાવવા અને આવી યુક્તિયુક્તને સ્થાપિત કરવું ઉચિત નથી. અમે તમારા જેવા કાયર નથી કે ન્યાય-અન્યાયના વિચારથી બાહુબળે મેળવેલી શક્તિનો ઉપયોગ કરીએ નહિ!"

મંત્રીઓની ના હોવા છતાં, શતાનીકને સમજાવવાથી કદાચ તે યુદ્ધ બંધ કરશે એ આશાએ દધિવાહન તેની પાસે ગયો હતો પણ શતાનીકનો ઉત્તર સાંભળી તેને ખાત્રી થઈ ગઈ કે શતાનીક કોઈપણ હિસાબે ચંપા ઉપર આધિપત્ય જમાવવા માટે જ આવ્યો છે. તેના મનમાં રાજ્યવિસ્તાર કરવાનો લોભ પૂરેપૂરો લાગેલો છે. એટલે મારા કહેવાથી તેના ઉપર જરાપણ અસર થઈ નથી. પણ ઊલટો મને યુદ્ધ માટે ઉત્તેજિત કરે છે.

શતાનીકે દધિવાહનની સાથે જે અસભ્યતાપૂર્ણ વાતો કરી હતી અને તેને જે અપમાનપૂર્ણ શબ્દો કહ્યા હતા તે સાભળીને બીજો કોઈ માણસ હોત તો તે જરૂર ઉત્તેજિત થઈ જાત અને પોતાના બળાબળનો વિચાર કર્યા વિના યુદ્ધ માટે તૈયાર થઈ જાત, પણ દધિવાહન બુદ્ધિમાન, દુરદર્શી અને ધર્મજ્ઞ હોવાથી તેણે ઊંડો વિચાર કર્યો કે, "આ મને યુદ્ધ માટે ઉત્તેજિત કરે છે તો પણ મારે એવી વાતોથી ઉત્તેજિત થઈને વિવેકને તરછોડી દેવો ન જોઈએ, મારે પ્રત્યેક વાત વિષે ગભીરતાપૂર્વક પૂર્વાપર વિચાર કરવો જોઈએ કારણકે જો ઉત્તેજિત થઈ અવિચારી પગલુ ભરવામા આવે તો તેનુ પરિણામ હમેશા આગળ જતા પશ્ચાત્તાપપૂર્ણ આવે છે."

શતાનીક જોકે પ્રચડ સેના લઈને યુદ્ધની પૂરેપૂરી તૈયારી કરીને ચડી આવ્યો છે, તેણે પ્રજા પાસેથી જે કરના પૈસા આવ્યા છે તે ધનનો અધિકાંશ ભાગ સેના પાછળ ખર્ચ્યો છે અને એ રીતે તેણે પોતાની સેનાને મજબૂત બનાવી છે જ્યારે મે પ્રજા પાસેથી તેની રક્ષા માટે જેટલી પૈસાની જરૂર હતી એટલા જ પૈસા કરરૂપે લીધા છે એટલે મારી પાસે શતાનીકની સેનાની સામે થવા જેટલી યોગ્ય સેના પણ નથી તેમ યુદ્ધસંબધી બીજી સામગ્રી પણ નથી

આમ છતાં મારી પ્રજા કાયર નથી, વીર છે અને રાજભક્ત પણ છે, તો પણ યુદ્ધશિક્ષાથી કેળવાએલી શતાનીકના સૈનિકોને જીતી શકે એવી કેળવાએલી નથી. આવી દશામા યુદ્ધ કરી નિષ્કારણ અનેક માણસોની હત્યા કરાવવી એ યોગ્ય તેમજ લાભદાયક નથી.

શતાનીકે યુદ્ધ કરવા સિવાય બીજો માર્ગ અધીનતા સ્વીકારવાનો બતાવ્યો છે પણ કોઈ પણ પ્રજાહિતૈષી અને સ્વતન્ત્રતાપ્રિય વીર પુરુષ એ માર્ગને સ્વીકારી શકે નહિ કારણ કે જો એમ કરવામા આવે તો તેની આજ્ઞાનુસાર તેના હિત માટે અને તેની ધનપિપાસા શાન્ત કરવા માટે મારે પ્રજા ઉપર આકરા કર નાખવા પડશે અને પ્રજા

ઉપર તે મારે અત્યાચાર પણ કરવા પડશે તો પછી હું તો નામ માત્રનો રાજા ગણાઈશ. મારે શતાનીકની આજ્ઞા શિરોધાર્ય કરવી પડે અને તેથી પ્રજાની રક્ષા અને તેમનું કલ્યાણ કરવાની સત્તા મારા હાથમાં રહેશે નહિ. આ સિવાય અત્યારસુધી હું તેની બરોબરીનો રાજા રહ્યો છું અને અમે એક બીજાનો મિત્રભાવે આદરસત્કાર કરતા રહ્યા છીએ. પણ હવે જો હું તેની અધીનતા સ્વીકારું તો અમારો મિત્ર તરીકે સબંધ ન રહેતાં સ્વામિ-સેવકના જેવો સંબંધ રહેશે.

આ બધી વાતોને દૃષ્ટિમાં રાખી તેની અધીનતા સ્વીકારવા કરતાં તેણે બતાવેલો-વનમાં ચાલ્યા જવાનો-માર્ગ સ્વીકારવો તે યોગ્ય છે. આ માર્ગે જવાથી કોઈ પ્રકારની ઝંઝટ માથે વહોરવી નહિ પડે.

આ પ્રમાણે વનમાં ચાલ્યા જવાનો નિશ્ચય કરી, દધિવાહન પોતાના ઘોડા ઉપર બેસવા જતાં શતાનીકને કહ્યું કે— ઠીક, મહારાજ! તમારી ઇચ્છા જ ચંપા ઉપર આક્રમણ કરી તેને અધિકારમાં લાવવાની છે તો આપ ખુશીથી ચંપા ઉપર અધિકાર કરો. અત્યાર સુધી ચંપાનું તથા ત્યાંની પ્રજાનું હું પાલન કરતો હતો હવે આપ પાલન કરો.

હું પણ એ જ વિચાર કરતો હતો કે હું વૃદ્ધ થયો છું મારે પુત્ર નથી, કેવળ એક કન્યા જ છે એટલે પ્રજાને પાલન કરવાનો ભાર કોને સોંપીશ! જો કન્યા ઉપર રાજ્યનો ભાર નાખું તો તે દુઃખી થઈ જાય! એટલે રાજ્યનો ભાર કોને સોંપું એની મને હમેશાં ચિન્તા રહ્યા કરતી હતી પણ હવે આપ ચંપાના રાજ્યનો ભાર તમારી ઉપર લઈ લેશો એટલે હું ચિન્તામુક્ત થઈ જઈશ. આ મારા માટે આનંદનો વિષય છે.

આ પ્રમાણે શતાનીકને કહી દધિવાહન ઘોડા ઉપર બેસી જંગલમાં જવા માટે રવાના થયો.

દધિવાહનને જંગલ તરફ જતો જોઇ શતાનીકને ઘણો આનંદ થયો તેણે તુરત પોતાના સેનાપતિ વગેરે રાજ્યાધિકારીઓને પોતાની પાસે બોલાવ્યા અને તેમને કહેવા લાગ્યો કે, "યુદ્ધ કર્યા પહેલાં જ મારો વિજય થયો છે આક્રમણથી ભય પામી દધિવાહન હમણા અહીં આવ્યો હતો મારી સાથે તેની જે વાતચીત થઈ છે તેનો સાર માત્ર એટલો જ છે કે, તે ચંપાનું રાજ્ય મને સોંપી પોતે જંગલમા ભાગી જવા ચાહે છે એટલે હવે તો યુદ્ધ કરવાની પણ જરૂર ન રહી હવે તો ચંપામા જઈને આપણો વિજયવાવટો ફરકાવવાનો છે અને ત્યાના ભંડારને આપણા અધિકારમા લાવવાનો છે મારૂં ભાગ્ય ખુલ્યુ જણાય છે અને વિજયલક્ષ્મી મને જ વરવા ચાહે છે અને તેથી જ એક પણ સૈનિકનો ભોગ આપ્યા વિના કેવળ મારી ધાકથી ચંપાનું રાજ્ય મારા હાથમા આવ્યુ છે.

શતાનીક હજી પોતાનું કથન પૂરૂં કર્યું ન હતું ત્યાં તો સેનાપતિ વગેરે રાજ્યકર્મચારીઓ તેની પ્રશંસા કરવા લાગ્યા કે, "વાસ્તવમા આપના પ્રતાપ આગળ કોની તાકાત છે કે, કોઈ શત્રુ પોતાનુ મસ્તક ઊંચુ રાખી શકે ! તમારૂં વચન પડતા જ શત્રુઓને નમતુ આપવુ પડે એવો આપનો પ્રભાવ છે, તો પછી તમારી ફેલાવેલી વિશાળ સેનાને સાથે યુદ્ધ કરવાનું કોણ એવો મૂર્ખ શત્રુ હોય કે, જે સાહસ કરે ! તમને ચંપાનુ રાજ્ય પરિશ્રમ કર્યા વિના જ હાથ આવી ગયુ એ ઘણો જ હર્ષનો વિષય છે પણ સાથે જ આપ જેવા ચતુર અને રાજનીતિજ્ઞ મહારાજાદ્વારા એક લાયક ભૂલ કેમ થઈ ગઈ એ આશ્ચર્યજનક છે.

"નીતિમા કહેલ છે કે શત્રુને જીવતો જ છોડવો ન જોઈએ પછી ભલે તે શત્રુ નિર્બળ હોય કે સબળ હોય પણ તેને જીવતો રાખવાથી જેમ પગમાં ભોંકાયેલો કાંટો વારંવાર દુઃખ આપે છે તેમ જીવતો શત્રુ

પણ વારંવાર રાજ્યમાં વિદ્રોહ કર્યા જ કરે છે. આપે દધિવાહનને છૂટતો જવા દીધો એ નીતિના કથન પ્રમાણે તમે ઠીક ન કર્યું.

દધિવાહન આપણી કેળવાએલી મોટી સેના જોઈ ભયભીત થઈ અત્યારે તો ચુપચાપ સરકી ભાગી ગયો છે પણ અમારું અનુમાન છે કે તે અંતરમાંને જરૂર કોઈ વિદ્રોહ ફેલાવતો રહેશે, તે ચૂપ બેસી નહિ રહે. એવો કયો ક્ષત્રિય હશે કે જે પોતાનું રાજ્ય ચાલ્યા જવાથી ચુપચાપ બેસી રહે અને તેને પાછું મેળવવાનો પ્રયત્ન જ ન કરે!

દધિવાહન પણ વીર ક્ષત્રિય છે ક્ષત્રિય લોકો સાપની જેમ જીવનપર્યંત વેર લેવાનું ભૂલતા નથી. ભલે તેઓ સમય જોઈને નમ્ર બની જાય કે બીજાની અધીનતા સ્વીકારે કે બીજાને પોતાનું રાજ્ય પણ સોંપી દે પણ તેમના હૃદયમાં તો વૈરાગ્નિ તો સળગતો જ હોય છે અને શત્રુનું વેર લેવાને માટે તેમના ગુપ્ત કે પ્રગટરૂપે પ્રયત્નો તો ચાલુ જ હોય છે

દધિવાહન પણ ક્ષત્રિયવીર છે તો તે પણ આગળ જતાં પોતાનું ક્ષત્રિયપણું અવશ્ય બતાવશે જ કોને ખબર છે કે તે જંગલમાં જવાનું બહાનું કાઢીને અંતરમાંનેથી સેનાની તૈયારી કરતો હોય અને બીજા રાજાઓની સહાયતા લઈ પોતાના રાજ્યને પાછું મેળવવા માટે પ્રયત્ન કરતો નહિ હોય!

આ પ્રમાણે આપે દધિવાહનને છૂટતો જવા દઈને ગંભીર ભૂલ કરી છે. જો એ વખતે અમે હાજર હોત તો, કદી દધિવાહનને કેદ કરી લેત અથવા તેની હત્યા કરી નાખત પણ તેને સ્વતંત્રતાપૂર્વક છૂટતો તો જવા જ ન દેત."

સેનાપતિ અને મન્ત્રીઓની વાત સાંભળી શતાનીક કહેવા લાગ્યો કે—વાસ્તવમાં અને તે વખતે તેનું જરાપણ ધ્યાન ન રહ્યું દધિવાહનને છૂટતો જવા દેવામાં અવશ્ય મેં ભૂલ કરી છે. પણ તે હમણાં જ ગયો છે એટલે બહુ દૂર ગયો નહિ હોય! માટે તેને

પકડવા માટે બહાદુર સૈનિકોને તેની પાછળ દોડાવો. સંભવ છે કે, કદાચ તે પકડાઈ પણ જાય."

શતાનીકની આજ્ઞા પ્રમાણે સેનાપતિએ દધિવાહનને પકડવા બહાદુર ઘોડેસવાર સૈનિકોને પાછળ દોડાવ્યા અને તેમને કહ્યું કે, "બને ત્યા સુધી તો દધિવાહનને જીવતો જ પકડી લાવશો અને કદાચ જીવતો પકડાય નહિ તો તેનો શિરોચ્છેદ કરી તેનું માથું અહીં લાવશો પણ તે જીવતો બચી ન જાય તેનો ખાસ ખ્યાલ રાખજો." સૈનિકો આજ્ઞા મળતા જ દધિવાહનની પાછળ દોડયા પણ તેનો ક્યાય પત્તો ન લાગવાથી નિરાશ થઈ પાછા ફર્યા.

સૈનિકોને ખાલી હાથે પાછા આવતાં જોઈ, સેનાપતિ તથા મન્ત્રીઓ શતાનીકને કહેવા લાગ્યા કે, "મહારાજ ! એ નાલાયક ક્યાક છુપાઇ ગયો હશે એટલે પકડાયો નહિ ખેર ! હવે તેની સાવધાનપૂર્વક ખબર રાખવામા આવશે અને તે ક્યાં જાય છે, શુ કરે છે, વગેરે તેની ગતિ-વિધિ ઉપર પણ ખૂબ જાપ્તો રાખવામા આવશે હવે તો આપણે વિના વિલબે ચપાપુરી ઉપર આક્રમણ કરી લૂટી પડવુ જોઈએ અને જેટલુ લૂટી શકાય એટલુ ત્યાથી લૂટી લેવુ જોઈએ

"આપણી સેનામા ઘણા સૈનિકો તો એ આશાએ દાખલ થયા છે કે, 'યુદ્ધ સમાપ્ત થયા પછી ચપાનગરીમા લૂટફાટ કરવાની આપણને રજા મળશે અને લૂટફાટમાં ઘણું દ્રવ્ય મળશે ' માટે સૈનિકોની આ આશાને પૂરી કરવા માટે ચપામા યુદ્ધ બાદ લૂટ ચલાવવાની પણ આજ્ઞા મળવી જોઈએ"

સેનાપતિનું આ કથન સાભળી, શતાનીકે ઉત્તર આપ્યો કે, "સેનાપતિ ! જ્યારે યુદ્ધ જ થયુ નથી તો પછી લૂટ કેમ ચલાવી શકાય ? નિષ્કારણ લૂટફાટ કરવાથી તો તે ઘોર અન્યાયરૂપ ગણાશે !"

સેના ઘણી છે એટલે તેની સાથે લડવામા આપણી સેના વિજય પ્રાપ્ત કરી શકે એમ નથી માટે યુદ્ધ કરી આપણી સેના અને પ્રજાની હત્યા કરાવવી યોગ્ય નથી અત્યારસુધી ચંપાની રક્ષા મે કરી પરંતુ હવે શતાનીક ત્યાનો રાજા બની પોતાને માથે પ્રજાની રક્ષા કરવાનો ભાર લેવા ચાહે છે માટે હવેથી મારી જગ્યાએ શતાનીકને રાજા તરીકે માનજો ”

દધિવાહનની આ ખબર જેવી ચંપામા પહોચી કે આખી ચંપાપુરીમા ખળભળાટ મચી ગયો. મન્ત્રીઓ તથા પ્રજાજનો દધિવાહનને કાયર ગણી તેની નિંદા કરવા લાગ્યા અને ‘ હવે શું કરવુ ! ’ તે વિષે વિચાર કરવા લાગ્યા

વિચાર કરતા બધા એ નિશ્ચય ઉપર આવ્યા કે, “ ગમે તે પરિણામ આવે પણ શતાનીકની સાથે યુદ્ધ તો કરી જ છૂટવુ. રાજાની માફક આપણે પણ કાયર બની શતાનીકના હાથમા ચંપાનુ રાજ્ય આપણે હાથે તેને સોપીએ એ યોગ્ય નથી આપણી પાસે સેના છે તે આપણી સેનાનો ચંપાની રક્ષા કરવામા તથા શતાનીક સાથે દઢતાપૂર્વક યુદ્ધ કરવામા ઉપયોગ કરવો જોઈ એ.

“ રાજા તો એવા કાયર નીકળ્યા કે પાછા તે સમાચાર દેવા પણ ચંપામા ન આવ્યા પહેલા તો અમારી બધાની સંમતિ વિરુદ્ધ જઈ શતાનીકની પાસે જવુ જ યોગ્ય ન હતુ તેમ છતા ગયા તો પાછા આવી અમને ખબર તો આપવી હતી ! આ તો શતાનીકની સેનાથી ભય પામી અમારી રક્ષા કરવાને બદલે સીધા જ ગલમા ચાલ્યા ગયા ! પ્રજાની ચિન્તા કે રક્ષા કરવી તો દૂર રહી પણ પોતાની રાણી તથા રાજકુમારીની પણ તેમણે ચિન્તા ન કરી !

“ રાજાએ ભલે કાયરતા બતાવી પણ આપણે તો કાયરતાની કાચળી ઉતારી, વીરતા ધારણ કરી શત્રુ શતાનીકની સાથે યુદ્ધ કરવુ જોઈએ અને યુદ્ધ કરી તેની યુદ્ધપિપાસાને હમેશાને માટે શાન્ત કરી દેવી જોઈએ.”

આ પ્રમાણે નિશ્ચય કરી પ્રધાનમન્ત્રીએ યુદ્ધની પેરવી કરી સેનાને તૈયાર થઈ જવાની આજ્ઞા આપી. તેણે સેનાને ઉદ્દેશીને કહ્યું કે " આજે ચંપાપુરીની રક્ષાનો ભાર તમારા જ હાથમાં છે તમે તેની આબરુ સાચવજો. આપણા મહારાજા અત્યારે અહીં નથી એટલે ચંપાની રક્ષાનું બધું ઉત્તરદાયિત્વ તમારી ઉપર રહેલું છે. એટલા માટે તમે વીરતાપૂર્વક એવું યુદ્ધ કરો કે જેથી શતાનીકને પરાસ્ત થઈ પાછું જવું પડે. "

આ પ્રમાણે સેનામાં ઉત્સાહ આણી પ્રધાનમન્ત્રીએ સેનાપતિની સાથે સેનાને યુદ્ધ માટે નગર બહાર મોકલી. આ બાજુ શતાનીક પોતાની સેના લઈ ચંપા ઉપર વિજયવાવટો ફરકાવવા માટે રવાના થયો. તે એમ જ ધારતો હતો કે હું ત્યાં જતાં જ ચંપા ઉપર અધિકાર જમાવી લઈશ અને ત્યાં મારો વિજયવાવટો ફરકાવી દઈશ. સેના પણ એ આશાએ આગળ ધપે જતી હતી કે " અમે ચંપામાં પ્રવેશ કરતાં જ લૂંટફાટ ચલાવી લઈશું અને જ્યાંથી મળે ત્યાંથી ધનનો ઢગલો એકઠો કરી લઈશું "

આ પ્રમાણે શતાનીક અને તેની સેના વિચાર કરતી ચંપા તરફ પ્રસ્થાન કરતી હતી પણ ચંપાની નજીક પહોંચતાં જ તેમને વિપરીત સ્થિતિ જણાવા લાગી. ચંપાના મુખ્ય દરવાજા પાસે પહોંચતાં તેમણે જોયું કે દરવાજો બંધ છે અને ચંપાની સેના યુદ્ધ કરવા તૈયાર ઊભી છે એ જોઈને શતાનીકે પણ પોતાની સેનાને લડવા માટે તૈયાર થવાની આજ્ઞા આપી. આજ્ઞા મળતાં જ શતાનીકની સેના, દધિવાહનની સેના સાથે લડવા લાગી.

દધિવાહનની સેનાએ શતાનીકની સેના ઉપર ઉગ્ર આક્રમણ કર્યું અને વીરતાપૂર્વક ઘોર યુદ્ધ લડવા લાગી. રણભૂમિ રક્તરંજિત થઈ ગઈ અને લોહીની નદી વહેવા લાગી. જ્યાં જુઓ ત્યાં માથાં ને ધડ જુદાં પડવા લાગ્યાં. થોડી વાર તો દધિવાહનની સેનાએ

શતાનીક સેનાને હફાવી દીધી પણ શતાનીકની કેળવાયેલી વિશાળ સેના આગળ નાયક વિનાની નાની સેના કેટલો વખત સામે ટકી શકે ! શતાનીકની સેનાથી પગરત થઈ ચંપાની સેના રણભૂમિ છોડી ભાગી.

ચંપાની સેનાને ભાગતી જોઈ શતાનીકનુ માથુ ગર્વથી ઊંચુ થઈ ગયુ અને પોતાના થએલા વિજય માટે અભિમાન કરવા લાગ્યો. અને એ અભિમાનમા સેનાને ચપાનો દરવાજો તોડી નાખી નગરમાં ઘૂસી જવાની અને તેને લૂટી લેવાની તેણે આજ્ઞા આપી

શતાનીકની આજ્ઞા મળતા જ વિજયમદથી ઉન્મત્ત બનેલી તેની સેનાએ ચપાપુરીનો દરવાજો તોડી નાખ્યો અને ચપાપુરીમા ઘૂસી જઈ જેમ ભૂખ્યુ બાજ પક્ષી, પક્ષીઓ ઉપર તૂટી પડે તેમ, ચંપાની પ્રજા ઉપર સેના તૂટી પડી. અને તેઓની ધનસંપત્તિ લૂટવા લાગી. જે કોઈ ધનસપત્તિ લૂટતા અટકાવતુ, તેને તલવારદ્વારા મોતને સ્વાધીન કરી દેવામા આવતો

આ પ્રમાણે ભયભીત થએલી પ્રજા જ્યા જવાનો માર્ગ મળ્યો તે તરફ જીવ લઈને નાઠી ચપાપુરીમાં તે વખતે જાણે સૈનિકોનુ રાજ્ય થઈ ગયુ હોય તેમ લાગતુ હતુ તે વખતે ચપાપુરીની કેવી દુર્દશા થઈ હતી તેની કલ્પના તો વિક્રમ સવત્ ૧૯૧૪ ના બળવાનો ઇતિહાસ વાચવાથી સહેજે આવી શકે બળવાના સમયે જેવી દુર્દશા થાય છે તેવી દુર્દશા ચપાપુરી અને ત્યાની પ્રજાની થઈ હતી

તે વખતનુ બીભત્સ દૃશ્ય અને કરુણ ક્રન્દન, પથ્થર જેવા કઠોર દિલવાળાને પિગળાવી મૂકે એવા હતા, પણ પથ્થરથી પણ વધારે કઠોર એવા વજ્રહૃદયવાળા શતાનીક અને તેના સૈનિકોને ચારે બાજુ દેખાતા બીભત્સ દૃશ્યની અને વેદનાભર્યાં સંભળાતા કરુણ ક્રન્દનની કાંઇ પણ અસર થઇ નહિ, પણ 'ત્રાહિ ત્રાહિ 'ના પોકારમા અને હાહાકારમા પણ શતાનીકની સેના અમાનુષિક અત્યાચાર કર્યે જતી હતી અને નરપિશાચ શતાનીક એ અત્યાચારોને જોઈ જોઇ તે પ્રસન્નતા અનુભવતો હતો

## પ્રકરણ

## [ ૭ ]

## ઉપદેશ



જીવનધર્મનું ધ્યેય, વિશ્વબન્ધુત્વભાવના;
વિશ્વશાન્તિ જમાવાને, મેને જીવનમાં વણો.
જીવનમાં વણાશે જે, વિશ્વબન્ધુત્વભાવના;
તો સાથે મિત્રતા થાશે, એવેર તમા જશે. —જિનાગમ

ઉપદેશકનો માર્ગ ઘણો જ મુશ્કેલ છે. ખાંડાની તીક્ષ્ણ ધાર ઉપર ચાલવું તો સરલ પણ કદી ગણાય પણ સાચા ઉપદેશકનો માર્ગ એટલો સરલ નથી પણ તેથી વધારે મુશ્કેલ છે. કારણ કે ઉપદેશકને અનેક વિરોધી વિચારો અને વિરોધી મતોમાંથી પસાર થવું પડે છે. એટલું જ નહિ પણ એ બધા વિરોધીઓને શાન્ત કરવા માટે અને પોતાના ઉપદેશનો પ્રભાવ બીજા ઉપર પાડવા માટે ત્યાગ અને વિવેકને જીવનમાં મૂર્તિ રૂપ આપવું પડે છે.

ઉપદેશકનું બળ, ત્યાગ અને વિવેક હોય છે. જે ઉપદેશકમાં જેટલો ત્યાગ અને વિવેક હોય છે, તે ઉપદેશકના ઉપદેશનો તેટલો પ્રભાવ શ્રોતાઓ ઉપર અવશ્ય પડે છે જેઓમા ત્યાગ કે વિવેક નથી, જે ત્યાગ વિનાનો કેવળ કોરો ઉપદેશ આપે છે તેનો ઉપદેશ પણ નિષ્ફળ જાય છે અને જે ઉપદેશકે ત્યાગ અને વિવેકને જીવનમા વણ્યા છે અને જરૂર પડયે પોતાના પ્રિય પ્રાણોનો પણ ત્યાગ કરવાની ભાવના કેળવી છે તે ઉપદેશકનો ઉપદેશ પણ અવશ્ય સફળ અને કાર્યસાધક નીવડે છે પછી તે ઉપદેશ, ઉપદેશકના મૃત્યુ બાદ પણ સફળ કેમ થતો ન હોય પણ એ ઉપદેશ પાછળ ત્યાગ અને વિવેક-ભાવના ઊભેલી હોવાથી તે ઉપદેશ અવશ્ય સફળ થાય છે.

દેશભક્ત મહારાણા પ્રતાપ અને તેના ભાઈ શક્તસિંહની વચ્ચે એક શિકારને કારણે જગલમા ઝગડો થઈ ગયો મહારાણા પ્રતાપ કહેતા હતા કે, આ શિકાર મે કર્યો છે. જ્યારે શક્તસિહ તેની વિરુદ્ધમા કહેતા હતા કે, એ શિકાર મે કર્યો છે! બસ! આ નાનકડા વિવાદે જ, ભયકર ઝગડાનું રૂપ ધારણ કરી લીધું હતું તે એટલે સુધી કે બન્ને જણાએ પોતપોતાની તલવારને મ્યાનમાથી કાઢી અને એ તલવારદ્વારા એ વિવાદનો નિકાલ કરવા તૈયાર થઈ ગયા.

તે વખતે ત્યા રાજપુરોહિત પણ હાજર હતો રાજપુરોહિતે બન્ને ભાઈઓને શાન્ત થવાનો ઘણો ઉપદેશ આપ્યો અને ધર્મગ્રન્થોમાંથી અનેક શિક્ષાસૂત્રો પણ કહી સભળાવ્યાં આ પ્રમાણે કલહને દૂર કરવા માટે તેણે ઘણો પ્રયત્ન કર્યો પણ એ કટોકટીના સમયે એ ઉપદેશ બન્નેમાથી કોઈને શાન્ત કરી શક્યો નહિ બન્નેય આ વિવાદને તલવારદ્વારા ન્યાય આપવા તૈયાર થયા હતા. મ્યાનમાથી તલવાર બહાર કાઢવામા આવી હતી, કેવળ એક બીજા ઉપર ઘા કરવાની વાર હતી. પુરોહિતે જોયુ કે, આ વખતે મારા કેવળ મૌખિક ઉપદેશથી કામ નહિ ચાલે અત્યારે તો આત્મત્યાગની આવશ્યકતા છે અને તે પણ

સાધારણ નહિ પણ એ જનના હૃદયનું પરિવર્તન કરી નાંખે એવા અદ્ભુત ત્યાગની જરૂર છે.

તેણે મનમાં વિચાર્યું કે "મેં આ રાજ્યનું નમક ખાધું છે અને આ મારું શરીર એ રાજકુળમાં અન્ન-જળથી પોષાયું છે તો આ બન્ને ભાઈઓના આ પ્રાણઘાતક વિવાદને શાન્ત કરવામાં તેનો સદુપયોગ થઈ જાય તો આ બન્ને વીર ભાઈઓની રક્ષા થઈ શકશે અને સાથે સાથે હું પણ રાજ્યના ઋણથી મુક્ત થઈ શકીશ. જો અત્યારે મહાન ત્યાગના સચોટ ઉપદેશદ્વારા આ બન્ને વીર ભાઈઓને સમજાવવામાં નહિ આવે તો આ બન્ને ભાઈઓ વાદવિવાદની તાણાતાણીમાં કપાઈ મરી જશે."

આ પ્રમાણે વિચાર કરી પુરોહિત યુદ્ધને માટે તત્પર થએલા પ્રતાપ અને શક્તસિંહની વચ્ચે ઊભો થઈ ગયો અને કહેવા લાગ્યો કે, "આપ બન્ને તમારી તલવાર મારી ગરદન ઉપર ચલાવો." પણ જ્યારે તેણે જોયું કે આ બન્ને ભાઈઓ કોઈ પણ રીતે તેમ માનવા તૈયાર નથી અને મને પોતાને એક બાજુ ઊઠી જઈ મરવા તૈયાર થએલા છે ત્યારે તેણે કટાર કાઢી પોતાના પેટમાં ભોંકી દીધી.

પુરોહિતના આ બલિદાનથી કોઈ પણ રીતે નહિ માનનાર પ્રતાપસિંહ અને શક્તસિંહ કાંપી ઊઠ્યા. આ પુરોહિતના મૃત શરીરે બન્નેના વિવાદને આગળ ન વધવા દેતાં સદાને માટે શાન્ત કરી દીધો. બન્નેની તલવારો એક બીજા ઉપર પ્રહાર કરવાને બદલે મ્યાનમાં છુપાઈ ગઈ અને આ પ્રમાણે આત્મત્યાગના ઉપદેશથી બન્ને ભાઈઓનો વાદજનિત કલેશ સદાને માટે શમી ગયો.

આ તો ઇતિહાસની વાત થઈ પણ કથાઓમાં પણ તેના રૂપાન્તરમાં આવી અનેક ઘટનાઓ મળી આવે છે. અને તેમાં ધારિણીના બલિદાનની ઘટના અનુપમ છે. પોતાના ઉપદેશને સફળ અને સાર્થક કરવા માટે ધારિણીએ જે બલિદાન આપી ઉપદેશોને

આત્મત્યાગનો જે માર્ગ બતાવ્યો છે, તેનું જ્વલંત ઉદાહરણ બીજા કોઈ સાહિત્યમાં બહુ ઓછું જોવામાં આવશે.

ચંપાની સેના રણક્ષેત્ર છોડી ભાગી ગઈ અને શતાનીકની સેના ચંપાનગરીનો દરવાજો તોડી અંદર ઘૂસી ગઈ શતાનીકની ક્રૂર આદતના પરિણામે અનાથ સ્ત્રીને ગુંડાઓ લૂંટી લે તેમ ચંપાપુરીને શતાનીકની સેના લૂંટવા માંડી જ્યાં જુઓ ત્યાં અરાજકતાનું તાંડવ નૃત્ય થઈ રહ્યું હતું ચંપાની પ્રજા શતાનીકની સેનાથી ત્રાસી ગઈ હતી

જ્યાં જુઓ ત્યાં સૈનિકો લૂંટફાટ કરતા જ નજરે પડતા આવી અવસ્થામાં ચંપાની પ્રજાને કાતો શતાનીકની સેનાની રક્તપિપાસા શાન્ત કરવા માટે સદાને માટે પૃથ્વીના પેટમાં સમાઈ જવાનો કે પ્રાણ લઈ કોઈ જગ્યાએ નાસી જવા સિવાયનો બીજો કોઈ માર્ગ ન હતો.

ચંપાપુરીમાં જ્યારે એક બાજુ આ પ્રમાણે અરાજકતાનું તાંડવ નૃત્ય થતું હતું ત્યારે બીજી બાજુ રાજમહેલમાં બેઠેલી ધારિણી માતા વસુમતિને ધાર્મિકતાનો ઉપદેશ આપી રહી હતી દધિવાહનના જંગલ ચાલ્યા જવાના સમાચાર ધારિણીને મળી ગયા હતા છતાં તે સ્વાભાવિક ધૈર્યનો ત્યાગ કરી અધીરી ન થઈ તેમ જ્યારે ચંપાપુરીમાં ચાલેલી લૂંટ તથા પ્રજા ઉપર થએલા અત્યાચારની ખબર પડી ત્યારે પણ તે દુઃખથી ગભરાઈ નહિ અને રાજ-સેવકોએ હમણાં રાજમહેલને પણ શતાનીકની સેના લૂંટવા આવવાની છે એવી સાવચેતી આપી છતાં તે હાયવોય કરવા ન લાગી

તેનું હૃદય આ બધાં કારણોથી જરા પણ વિચલિત ન થયું તે નિર્ભય હતી અને નિર્ભયતાનો ઉપદેશ વસુમતિને આપી રહી હતી વાસ્તવમાં જેમનું હૃદય નિર્ભય હોય છે તે લોકો વર્તમાનમાં આવી પડેલી વિપત્તિઓથી જરા પણ ગભરાતા નથી પણ ભવિષ્યનો દૃઢતાપૂર્વક વિચાર કરે છે.

ધારિણીની પાસે વસુમતિ બેઠેલી છે અને શાન્તચિત્તે ધારિણી ઉપદેશ આપી રહી છે કે પુત્રી! તારા સ્વપ્ન પ્રમાણે ચંપાપુરી દુઃખસાગરમાં ડૂબી રહી છે. તારા પિતા જંગલમાં ચાલ્યા ગયા છે એટલે મારી અને તારી રક્ષા કે સહાયતા કરનાર અહીં કોઈ રહ્યું નથી. પણ તેથી તું કંઈ ગભરાઈશ નહિ. આપણને જે ધર્મની શિક્ષા મળી છે તેને કાર્યમાં પરિણત કરવાનો આ જ શુભ અવસર છે. આપત્તિના સમયે ધૈર્ય ધારણ કરો એવી ધર્મશિક્ષા આપે છે. આપણે ધર્મની આ શિક્ષાનું બરાબર પાલન કરીએ છીએ કે નહિ એની પરીક્ષાનો આ વિપત્તિનો સમય છે. એટલે આપણે જો આ વિપત્તિના સમયે ધૈર્યનો ત્યાગ કરી દઈશું તો આપણે કંઈ કરી શકીશું નહિ. માણસ જે અધીર બને છે કે ગભરાઈ જાય છે તે વ્યક્તિ કંઈ કરી શકતી નથી. માટે ધૈર્ય ન ગુમાવતાં સ્વપ્નનો બીજો ભાગ કેમ સત્ય થાય તે વિષે હે! પુત્રી! ધૈર્યપૂર્વક વિચાર કર. આ વિપત્તિનો સમય તારે માટે ગભરાઈ જવાનો નહિ પણ પ્રસન્ન થવાનો છે કે તારા હાથે જે મહાન કાર્ય થવાનું છે તેની આ ભૂમિકા તૈયાર થઈ રહી છે. માટે હૃદયમાં ધૈર્ય ધારણ કરી રાખજે જરા પણ ગભરાઈશ નહિ.

તારા પિતા કોઈ ઉચ્ચ વિચારથી જ જંગલમાં ચાલ્યા ગયા હશે. માટે તેમના વિષે કોઈ પ્રકારની ચિન્તા કરવી તે ઠીક નથી. તેઓ ગયા તો ભલે ગયા. આપણું બધું લૂટાઈ જાય પણ આપણો ધર્મ લૂટાઈ ન જાય તો બધુંય સારું થઈ જશે. જે ચંપાપુરી આજે નષ્ટ થઈ રહી છે તે કોઈ દિવસ ફરી વાર નવી વસાવી શકાશે, પરંતુ જો ધર્મ નષ્ટ થઈ ગયો તો તે પાછો વાળી શકાશે નહિ. જો આપણામાં ધર્મ રહ્યો તો તારા સ્વપ્નનો શેષ ભાગ પણ સિદ્ધ થશે. અર્થાત્ દુઃખસાગરમાં ડૂબેલી ચંપાપુરીનો તું ઉદ્ધાર કરી શકીશ પણ જો વિપત્તિના કારણે ધર્મભ્રષ્ટ થયાં તો પછી આપણાથી કે તારાથી કંઈ થઈ શકવાનું નથી.

" હે ! પુત્રી ! આપણે સ્ત્રી છીએ, આપણે અબળા છીએ, અમે સ્ત્રીઓ શું કરી શકીએ એવી કાયરતાને કોઈ દિવસ તારા હૃદયમાં સ્થાન આપીશ નહિ પણ તારે હમેશા એવી ઉન્નત ભાવના રાખવી કે, ' સ્ત્રીઓ પુરુષો કરતા પણ વધારે શકિત ધરાવે છે સ્ત્રીઓની શકિતથી જ પુરુષો કામ કરી શકે છે અને કરે છે અમે પુરુષોને જન્મ આપનાર પણ સ્ત્રી જ છે એટલે સ્ત્રીશકિત પુરુષોની શકિત કરતા જરાપણ ઓછી કે ઊતરતી નથી ' આવી ઉન્નત ભાવના ભાવવાથી તારી કાયરતા ટકી શકશે નહિ આ સમયે શતાનીક ખરાબ છે, નાલાયક છે એવો ઉપાલભ આપવાની જરૂર નથી. આ સમયે તો દુ:ખસાગરમા ડુબેલી ચપાપુરીનો ઉદ્ધાર કેમ થાય એ વિષે જ ધૈર્યપૂર્વક વિચાર કરવાનો છે "

ધારિણી આ પ્રમાણે વસુમતિને ઉપદેશ આપી રહી હતી, એટલામા તો ત્યા શતાનીકની સેનાનો એક નાયક આવી પહોચ્યો ચપાપુરીને લૂટતા લૂટતાં તેને વિચાર આવ્યો કે, " પ્રજાને લૂટવાથી બહુ થોડુ મળશે માટે એના કરતા રાજમહેલને જ લૂટુ તો રાજ્યભંડારમાથી ઘણી સપત્તિ હાથ લાગશે. વળી દધિવાહનની સેના તો ભાગી જ ગઈ છે એટલે રાજમહેલને લૂટવામા પણ કોઈ પ્રકારની બાધા ઊભી નહિ થાય માટે હું જ પહેલવહેલો જઈ રાજ્યની સપત્તિને લૂટી આવુ ત્યાથી જે સપત્તિ મળશે તે ભારી પણ નહિ હોય અને વધારે મૂલ્યવાન હશે એટલે આપણો બેડો પાર થશે. " આ પ્રમાણે વિચાર કરી તે પ્રજાજનોને લૂટવાનું છોડી, સીધો રાજમહેલ તરફ ગયો રાજમહેલના રક્ષકો અને સેવકો પ્રાણનાશના ભયે ભાગી ગયા હતા અથવા છુપાઈ ગયા હતા, તેથી રાજમહેલની રક્ષા કરનાર કોઈ ન હતુ એટલે રાજમહેલમા પ્રવેશ કરતા સેનાપતિને જરા પણ મુશ્કેલી ન પડી તે પોતાનો રથ એક બાજુ ઊભો રાખી સગળતાપૂર્વક રાજમહેલમા દાખલ થઈ ગયો. રાજભંડારમા અનેક પ્રકારના હીરા, માણેક, રત્ન વગેરે જોઈ સેનાપતિના આનદનો

પાર ન રહ્યો. તે પોતાના ભાગ્યનો ઉદય થયો સમજવા લાગ્યો અને મનમાં કહેવા લાગ્યો કે મારા ભાગ્યનો ઉદય થવાનો હતો તેથી જ હું અહીં આવ્યો. નહિ તો મને આટલી બધી સંપત્તિ પ્રાપ્ત થાત નહિ. મને તો એમ જણાય છે કે મારા સદ્ભાગ્યે જ યુદ્ધ થયું. જો યુદ્ધ થયું ન હોત તો મને આ રત્ન-રાશિ મહેનત વિના કેવી રીતે મળી શકત !

આ પ્રમાણે પ્રસન્ન થતો સેનાપતિ રત્ન-રાશિ ઉપાડવાનો વિચાર કરતો જ હતો ત્યાં તેની નજર એકાએક ધારિણી ઉપર પડી. ધારિણીને જોતાં જ તે મુગ્ધ થઈ નિમેષ ઊભો રહ્યો. તે ધારિણીના સૌંદર્ય ઉપર એટલો બધો મોહિત થઈ ગયો કે તે સામે પડેલાં રત્નોને ભૂલી ગયો. તેણે વિચાર્યું કે, "આ સ્ત્રી દધિવાહનની પત્ની જણાય છે. વાસ્તવમાં દધિવાહન ઘણો ભાગ્યશાળી હતો કે તેને ત્યાં અપ્સરાઓને પણ શરમાવે એવી આ સ્ત્રી છે. આ સૌંદર્યની સાક્ષાત્ પ્રતિમા આગળ આ રત્નો કંકરા-પથ્થરની માફક ફેંકી દેવા યોગ્ય છે. આ બધાં રત્નો તો આ સ્ત્રીના એક જ અંગ ઉપર ન્યોછાવર કરી શકાય એમ છે. તો હું આ પથ્થરરત્ન અને આ સ્ત્રીરત્ન એ બેમાંથી કોને વધારે મહત્ત્વ આપું ! વાસ્તવમાં આ ચૈતન્ય રત્નને છોડી આ રત્ન-કંકરા પથ્થરને મહત્ત્વ આપવું તે તો મૂર્ખતા જ ગણાય. માટે અપ્સરાઓના માનનું મર્દન કરનારી આ સ્ત્રીને જ હું પસંદ કરું એ જ મારા માટે યોગ્ય છે. જો આ સ્ત્રીએ મને પોતાનો પ્રેમપાત્ર બનાવી લીધો તો હું અવશ્ય ભાગ્યશાળી બનીશ. પણ આ રાજરાણી છે. ક્ષત્રિય કન્યા છે એટલે એ મારી પ્રાર્થનાને સરલતા પૂર્વક સ્વીકારી લે એ સંભવ નથી. માટે તેને બલદ્વારા પોતાના વશમાં કરી લેવી જોઈએ. ગમે તેમ થાય, ભલે બધું ચાલ્યું જાય પણ આ સ્ત્રીરત્ન કોઈ પણ હિસાબે મારા હાથમાં આવે તો મારું યુદ્ધ કર્યું સાર્થક જ છે. કોઈ પણ ઉપાયે તે મારી પ્રેયસી બની જાય તો સારું !

આ પ્રમાણે વિચાર કરી સેનાપતિ, હાથમાં ખુલ્લી તલવાર લઈ ધારિણીની સામે યમરાજની માફક ઊભો રહ્યો. તે ધારિણીને ખુલ્લી તલવાર બતાવી કહેવા લાગ્યો કે, " ઊઠો ! અને મારી સાથે ચાલો ! હવે અહીં તમારું કાંઈ નથી તારો પતિ દધિવાહન જંગલમાં ભાગી ગયો છે. હવે ચંપાપુરીનું રાજ્ય મહારાજા શતાનીકનું છે અને અહીંની બધી સંપત્તિને સૈનિકો લૂંટી રહ્યા છે. મારા હાથમાં સંપત્તિરૂપે તું આવી છો એટલા માટે ચુપચાપ ઊઠો અને રાજમહેલની બહાર રથ ઊભો રાખવામાં આવ્યો છે તેમાં મારી સાથે બેસી જાઓ ! જરા પણ વિલંબ કરો નહિ જો વિલંબ કરશો તો ઠીક નથી આ તલવાર સામું જુઓ જરા પણ આનાકાની કરી તો આ તલવાર દ્વારા માથાને ધડથી જુદું કરી નાખીશ આ તલવારે ચંપાપુરીના અનેક પ્રજાજનોનું જે પ્રમાણે રક્તપાન કર્યું છે તેમ તમારું પણ રક્તપાન કરશે. માટે વિલંબ કર્યા વિના ચૂપચાપ રથમાં બેસી જાઓ ! "

સેનાપતિની ક્રૂરતાભરી લાલ આંખો જોઈ ધારિણીને લાગ્યું કે, " આ સમયે આ માણસના હૃદયમાં દયાભાવ નથી એટલે તે મારી નાખવા પણ તૈયાર થઈ ગયો છે તો આ સમયે મારે શું કરવું જોઈએ ! જો હું તેની સાથે જતી નથી તો તે મારી નાખવા તૈયાર થઈ ગયો છે વળી વસુમતિને માટે જે શિક્ષા આપવી છે તે પણ હું પૂરી આપી શકી નથી ત્યાં તો આ કાળ આવી ઊભો ! હવે જો તેની સાથે જાઉં નહિ તો તે મને તલવારદ્વારા હમણા જ મારી નાખે અને મારે જે વસુમતિને બાકીનો ઉપદેશ આપવાનો છે તે પણ આપી શકાય નહિ અને સાથે જાઉં છું તો તે માણસ મારું સતીત્વ લૂંટશે તેવો ભય રહે છે. પરંતુ એની સાથે ન જતાં તેની તલવાર દ્વારા હમણા મરી જવામાં કાંઈ લાભ જણાતો નથી, કારણકે આ પ્રમાણે પ્રાણત્યાગ કરવા કરતાં વસુમતિને પૂરો ઉપદેશ આપ્યા બાદ વીરતાપૂર્વક જ શા માટે પ્રાણત્યાગ ન કરું ! એટલા માટે હમણા

આ માણસની સામે જઈશ તો વસુમતિને માટે જે ઉપદેશ આપવાનો છે તે આપી શકીશ અને તે ઉપદેશને સફળ કરવા માટે તેની સામે કોઈ આદર્શ પણ ઊભો કરી શકીશ.

" હવે રહી સતીત્વરક્ષાની વાત. આ સેનાપતિ જો કે અત્યારે ક્રૂર ને નિર્દય જણાય છે પરન્તુ તેની મુખમુદ્રા ઉપરથી તે કોઈ વીરપુરુષ હોય એમ સ્પષ્ટ જણાય છે માટે જો આ વીરપુરુષને કોઈ સદુપદેશ આપીશ તો જરૂર તેનો પ્રભાવ તેની ઉપર પડશે. વીરપુરુષોને સુધારવું મુશ્કેલ કામ નથી. જો મારા ઉપદેશથી આ વીરપુરુષ સુધરી જશે તો મારે મરવું પણ નહિ પડે અને તે પણ સુધરી જશે. અને કદાચ તે ન પણ સુધરે તો સતીત્વની રક્ષા માટે પ્રાણત્યાગનો જે માર્ગ અત્યારે મારી સામે છે તે જ માર્ગ તે સમયે ખુલ્લો હશે। જે પ્રમાણે અત્યારે પ્રાણત્યાગ કરી સતીત્વની રક્ષા કરી શકીશ, તે પ્રમાણે ત્યારે પણ સતીત્વની રક્ષા કરી શકીશ। પરન્તુ આ વખતે મરવામાં અને તેની સાથે જઈ તેને સુધારવાનો પ્રયત્ન કરવા છતાં પણ ન સુધરે અને ત્યારે સતીત્વની રક્ષાર્થે મરવામાં ઘણું જ અંતર રહેલું છે. કારણ કે અત્યારે પ્રાણત્યાગ કરવાથી હું વસુમતિને શાન્તિનો ઉપદેશ આપી શકીશ નહિ તેમ આ વીર સેનાપતિને સુધારવાનો પ્રયત્ન પણ કરી શકીશ નહિ. પણ તેની સાથે જવાથી વસુમતિને શાન્તિનો ઉપદેશ આપી શકીશ, તેનામાં ધર્મ-દઢતાનો પ્રાણ ફૂંકી શકીશ, પોતાના સતીત્વની રક્ષા કરવાનો માર્ગ બતાવી શકીશ, આ વીર સેનાપતિને સુધારવાનો પ્રયત્ન કરી શકીશ અને અન્તે જ્યારે સતીત્વની રક્ષા માટે બીજો કોઈ માર્ગ નહિ રહે ત્યારે પ્રાણત્યાગ કરી વસુમતિની સમક્ષ બલિદાનનો એક આદર્શ પણ ઉપસ્થિત કરી શકીશ. આ દૃષ્ટિએ આ સેનાપતિની તલવારથી અત્યારે મરણ કરતાં તેની સાથે જવું એ ઠીક છે. આ વીર સેનાપતિ છે પણ તે વિજયને વશ થએલો હોવાથી અત્યારે મદાંધ બની ગયો છે એટલે અત્યારે તેની બુદ્ધિ પ્રમાદવશથી જરા એવી થઈ ગઈ છે માટે

અત્યારે તેનુ કહેવુ માની લેવું એ યોગ્ય છે. કદાચ એ વીર સેનાપતિ મારા ઉપદેશથી સુધરી ગયો તો તો મને એક વીર ભાઈનો પણ લાભ મળશે."

આ પ્રમાણે વિચાર કરી ધારિણી, વસુમતિને સાથે લઈ ઊભી થઈ. તે વખતે તેના મુખ ઉપર ચિંતા, દુ:ખ કે રોષની રેખા પણ જણાતી નહતી. તે તો હંમેશાની માફક શાન્ત અને પ્રસન્નચિત્તે વસુમતિને સાથે લઈ રાજમહેલની બહાર નીકળી ઉઘાડી તલવાર હાથમા લઈ સેનાપતિ તેની પાછળ ચાલ્યો રથ પાસે પહોચતાં સેનાપતિએ રથમા બેસી જવાનુ કહ્યુ ત્યારે જેમ ભાઈની સાથે બેનને જવામા સકોચ થતો નથી તેમ નિસકોચ થઈ ધારિણી, વસુમતિની સાથે રથમા બેઠી પુત્રી સહિત ધારિણીને રથમા નિસકોચ બેઠેલી જોઈ, સેનાપતિ ઘણો પ્રસન્ન થયો. તે કોઈ વાર પોતાના ભાગ્યની પ્રશસા કરતો, કોઈ વાર ભયપ્રદર્શનની નીતિની બડાઈ મારતો તો કોઈ વાર પોતાની વીરતાભરી આકૃતિની, યોગ્યતાની, પોતાના સુદર શરીરની કે પોતાની યુવાવસ્થાની પ્રશસા કરતો હતો કોઈ વાર એમ વિચારતો કે જો મે એમને મરણનો ભય બતાવ્યો ન હોત તો આ સ્ત્રીરત્ન મારા હાથમા આવત નહિ. એ તો સારું થયુ કે, મે કોઈ બીજા ઉપાયોનો ઉપયોગ કરવાને બદલે તલવારનો જ ઉપયોગ કર્યો કોઈ વાર એમ વિચારતો કે મારા નશીબ જ ચડિયાતા છે એટલે બધુ સારુ જ થાય છે જો મારુ નશીબ ચડિયાતું ન હોત તો પ્રજાને લૂટવાનુ છોડી અહી આવવાની અને આ સ્ત્રીને અપનાવવાની મને એવી બુદ્ધિ જ કેમ સૂઝત ! કોઈ વાર એવી કલ્પના કરતો કે આ સ્ત્રી મારી વીરતાભરી આકૃતિ, તથા યુવાવસ્થા તથા મારુ સુદર શરીર જોઈને મારી ઉપર મુગ્ધ થઈ ગઈ હોય તો, તેમા કાંઈ આશ્ચર્ય નહિ ! કારણકે તેનો પતિ તો ભાગી ગયો છે એટલે તેને કોઈ બીજા પુરુષના શરણે તો જવુ જ પડત. એવી અવસ્થામા મારા જેવો બીજો કયો વીરપુરુષ મળવાનો હતો ? મારી સાથે

આવવામાં તેણે પોતાનો સ્વાર્થ જોયો છે અને તેથી જ તે પ્રસન્નતા પૂર્વક મારી આનાકાની કર્યા વગર મારા રથમાં બેસી ગઈ છે કે તો એમ જ માનું છું કે આ લડાઈ અને લૂટફાટ મારા ભાગ્યોદયથી જ થઈ છે જો યુદ્ધ થયું ન હોત કે યુદ્ધ થવા છતાં પણ શતાનીકે ચંપાપુરીને લૂટવાની આજ્ઞા આપી ન હોત તો મને આ સૌન્દર્યની સાક્ષાત્ પ્રતિમાઓની પ્રાપ્તિ કેવી રીતે થઈ શકત ! આ બન્ને કેવી અનુપમ સુન્દરીઓ છે. અને તેમાં એક તો અવિકસિત કલીની સમાન જ છે એવો સમય ક્યારે આવશે કે જ્યારે એ યુવતીઓને પોતાની કરી ધન્ય થઈશ !

આ પ્રમાણે પોતાની કલ્પનાઓથી ઉન્મત્ત બનેલો સેનાપતિ, રથની ચારેય બાજુ પડદો નાંખી રથને હાંકવા લાગ્યો. તેણે વિચાર્યું કે આ રથને ચંપાપુરીની મધ્યમાંથી હાંકી જવો ઠીક નથી કારણ કે કદાચ ન શતાનીક કે બીજા કોઈને આ વાતની ખબર પડશે તો આ સુન્દરીઓને શતાનીક પોતાના મહેલમાં લઈ જશે એટલા માટે ચંપાપુરીની મધ્યમાંથી જવું યોગ્ય નથી, તેમ એકદમ સીધા કૌશાંબી જવું એ પણ ઠીક નથી માટે આ રથને જંગલ તરફ હાંકી જવો એ ડહાપણભર્યું છે કારણ કે ત્યાં કોઈ પણ ઉપાયે આ રમણી સાથે સુખભોગ કરી શકીશ અને તેને મારી પત્ની બનાવી શકીશ. પછી કૌશાંબી જઈશ તો ઠીક રહેશે કે જેથી કોઈ પ્રકારની ચર્ચા જ પેદા ન થાય તેમ આ સ્ત્રીઓ મારી વિરુદ્ધ કંઈ બોલી પણ શકે નહિ. બન્યું તો આ બે સુન્દરીઓમાંથી એકને જ મારી પત્ની બનાવવાનો મારે પ્રયત્ન કરવો જોઈએ. કારણ કે જ્યારે એક મને પતિરૂપે સ્વીકારી લેશે—મારી સ્ત્રી બની જશે તો પછી બીજી તો મારી થવાની જ

ધારિણી તથા વસુમતિને કેદ ઉપાડી જશે એ લાલચી અને પોતાની કામવાસનાને પૂરી કરવા માટે સેનાપતિ રથને જંગલ તરફ

હાંકી ગયો રસ્તામાં તે અનેક પ્રકારની કલ્પનાઓ કર્યે જતો હતો આ બાજુ સેનાપતિ કલ્પનાજગતમાં ઉન્મત્ત થઈ ભમી રહ્યો છે જ્યારે બીજી બાજુ રથમા બેઠેલી ધારિણી વસુમતિને ઉપદેશજગતમા ભ્રમણ કરાવી રહી છે ધારિણી વસુમતિને કહેવા લાગી કે, "વહાલી પુત્રી ! તુ એમ વિચાર કરી રહી હશે કે તારા પિતાજી અમને છોડીને કોણ જાણે ક્યા ચાલ્યા ગયા હશે અને આ દુષ્ટ અમને ક્યા લઈ જઈ રહ્યો છે ? હવે અમારી કોણ જાણે કેવી દુર્દશા થશે પણ પુત્રી ! આ પ્રમાણે વિચાર કરવો તે કાયરોનું કામ છે ભવિષ્યમા તારે તો મહાન કાર્ય કરવાનુ છે એટલે તારે કાયરતા નહિ પણ વીરતા ધારણ કરવી જોઈએ કારણકે જેમનામા વીરતા હોય છે તે કોઈ પણ સમયે ગમે તેવી દશામા જરા પણ ગભરાતો નથી તેમ જ બીજાની મદદ પણ ચાહતો નથી બીજાની સહાયતા ચાહનારો અને બીજાના આશ્રયે જીવનારો કાયર ગણાય છે વીર તો પોતાની રક્ષા પોતે જ કરે છે બીજાની સહાયતાની અપેક્ષા રાખતો નથી, એટલા માટે તું તારા પિતા ચાલ્યા ગયા છે એ વિષે જરા પણ ચિન્તા કર નહિ તારા પિતા તો ગયા જ છે પરન્તુ હું પણ તારી સાથે વધારે સમય સુધી રહી શકીશ નહિ જો હું તારી સામે જ આ સેનાપતિના કહેવા પ્રમાણે રથમા બેસી ચાલી આવી, તે જ પ્રમાણે ન જાણે હું ક્યારે તને પણ છોડી ચાલી જઈશ ! જો તારા હૃદયમાં તું વીરતાને ધારણ કરી રાખીશ, તો તો તું એકલી હોવા છતાં તારે જરા પણ દુઃખ ભોગવવુ નહિ પડે તારે જે મહાન કાર્ય કરવાનુ છે, તે પણ કરી શકીશ તથા તને જે સ્વપ્ન આવ્યુ હતું તે સ્વપ્નનો બાકીનો ભાગ પણ સત્ય સિદ્ધ કરી શકીશ પણ જો તું તારા પગ ઉપર ઊભા રહેતા શીખીશ નહિ, સ્વાવલંબિની બનીશ નહિ તો તો તું ભવિષ્યમા કાંઈ કરી શકીશ નહિ અને દુઃખી થઈને મરી જઈશ. માટે હું એકલી થઈ જઈશ એ વાતનું તને જરા પણ દુઃખ હોવુ જ ન જોઈએ

"પુત્રી વસુમતિ ! હું હવે તને એવો ઉપદેશ આપવા ચાહું છુ કે

જે ઉપદેશ તારા જીવનનો સાથી, તારા કાર્યનો સહાયક અને સ્વપ્નના ફલ ભાગને સત્યસિદ્ધ કરવામાં સાધનભૂત બનશે. જો તું મારા ઉપદેશ પ્રમાણે વર્તીશ તો તું પોતે તો સુખી થઈશ જ પણ સાથે સાથે બીજાને પણ સુખી બનાવી શકીશ. મને આશા છે કે તું મારા ઉપદેશની વિરુદ્ધ કોઈ પણ દિવસ વર્તીશ નહિ.

"વસુમતિ! તેં જે સ્વપ્ન જોયું હતું તેના એક ભાગ તો સત્ય સિદ્ધ થયો. ચંપાપુરી અત્યારે દુઃખસાગરમાં ડૂબી રહી છે. તેની ઉપર મોટું સંકટ આવ્યું છે. નિષ્કારણ તેની ભૂમિ ઉપર હજારો—લાખો મનુષ્યોના રક્તની નદીઓ વહી છે. શાન્ત પ્રજાને લૂંટી લેવામાં આવી અને અનેક પ્રકારનું કષ્ટ તેને પહોંચાડવામાં આવ્યું છે. એટલું જ નહિ પણ અવિચારી પ્રજાજનોને નનમી મારી નાંખવામાં આવ્યાં છે. જન્મભૂમિ ચંપાપુરી ઉપર આ એક ઘોર સંકટ છે. આ સંકટનું આવવું એ જ ચંપાપુરીનું દુઃખસાગરમાં ડૂબવું છે. ચંપાપુરી એ તારી જન્મભૂમિ છે. તારું શરીર એ જન્મભૂમિના અન્નજળથી પોષાયું છે. તું ત્યાં જ ઉત્પન્ન થઈ અને આટલી મોટી પણ ત્યાં જ થઈ છો. એટલે ચંપાની ભૂમિની તું ઋણિયાણી છે. જો તેં તારી જન્મભૂમિ ઉપર આવેલા સંકટને પીધું નહિ તો તારું જીવન ધિક્કારને પાત્ર ગણાશે, કારણ તારી જન્મભૂમિ ચંપાપુરી ઉપર આવેલા સંકટને પીવાનો બધો ભાર તારી જ ઉપર છે એમ માન અને ચંપાપુરી ઉપર આવેલા સંકટને પીવું એ જ દુઃખસાગરમાં પડેલી ચંપાપુરીનો ઉદ્ધાર છે એમ સમજ અને આ પ્રમાણે એ જન્મભૂમિ ચંપાપુરીનું સંકટ પીવાનું માથે લે તો જ તને આવેલા સ્વપ્નનો શેષ ભાગ સત્ય સિદ્ધ થઈ શકશે.

"વહાલી પુત્રી! જન્મભૂમિ ચંપાપુરીનું સંકટ પીવું અને તેનો ઉદ્ધાર કરવો એ કોઈ સરલ નથી. એ માટે તો તારે યુદ્ધ ખેલવું પડશે. જેવું યુદ્ધ ચંપાપુરીમાં થયું છે અને યુદ્ધને કારણે ચંપાપુરીને સંકટ

લાગ્યુ છે તેવુ યુદ્ધ તારે ખેલવુ પડશે નહિ. ચપાપુરીમાં જે યુદ્ધ થયું હતું તે હિસાત્મક યુદ્ધ હતું તે યુદ્ધથી ધન-જનની જે હાનિ થએલી તે તે પ્રત્યક્ષ જોઈ છે. આવુ હિસાત્મક યુદ્ધ કરવુ, તે પશુતા છે. એવુ યુદ્ધ તો પશુઓ પણ કરે છે તો મનુષ્યો આવુ હિંસાત્મક યુદ્ધ કરે એ તો પશુઓના યુદ્ધ કરતા પણ ખરાબ છે. પશુઓ કોઈ પ્રકારના અસ્ત્ર-શસ્ત્રોની સહાયતા લેતા નથી પણ તેમને જે પ્રકૃતિ-દત્ત સાધનો મળેલા છે તે સાધનોથી યુદ્ધ કરે છે. પશુઓ પ્રકૃતિદત્ત સાધનોનો આ પ્રમાણે બીજાને કરડવામા ઉપયોગ કરે છે એ તેમની અવશ્ય ભૂલ છે પણ આખરે તે પશુ હોવાથી તે ભૂલ ક્ષમ્ય છે. પશુઓ વિવેક ન હોવાને કારણે જ આવી ભૂલ કરે છે પણ મનુષ્યોમાં વિવેકબુદ્ધિ છે છતાં પણ મનુષ્યો મળેલાં સાધનોનો બીજાને હાનિ પહોચાડવા માટે—બીજાની હત્યા કરવા માટે—વિવેકબુદ્ધિનો દુરુપ-યોગ કરી કૃત્રિમ સાધનો ઊભા કરે છે અને તેનો ઉપયોગ કરે છે એટલા જ માટે શસ્ત્રસગ્રામ કરવો, એ પશુતાથી પણ ખરાબ છે. આ પ્રકારનો શસ્ત્રસગ્રામ કરવાથી કોઈને શાન્તિ કોઈ દિવસ મળી નથી તેમ મળી પણ શકતી નથી. ઉત્તેજિત થઈ બીજાને શત્રુ માની તેની સાથે લડવુ, કોઈને હાનિ કરવી, કોઈના પ્રાણ હરવા, કોઈની ધનસં-પત્તિ લૂટવી, વગેરે પ્રકારે જે પોતાનામા રહેલી પશુતાનું પ્રદર્શન કરે છે તે કોઈ દિવસ પોતે સુખે રહી શકતા નથી તો બીજાને સુખ ક્યાથી આપી શકે ? તેઓ તો બીજા લોકોને પણ નિષ્કારણ દુઃખી બનાવે છે. ચપાપુરીની પ્રજાની જે દુર્દશા થઈ છે, તેમને માથે જે વિપત્તિઓ પડી છે, તે બધુ હિંસાત્મક યુદ્ધની પશુતાનું જ પરિણામ છે. જો કદાચ કોઈનો અપરાધ હશે તો તે તારા પિતાનો કે શતાનીકનો હશે તેમાં બિચારી પ્રજાએ શો અપરાધ કર્યો કે તેની ઉપર અન્યાય-અત્યાચાર કરવામા આવ્યો ! પણ હિસાત્મક યુદ્ધની પશુતા, ન્યાય-અન્યાયનો વિવેક કરતી નથી આ સિવાય આવા હિંસાત્મક યુદ્ધમાં જે વિજયી કે પરાજિત થાય છે તે બન્નેય દુઃખના ભાગીદાર બને છે. કારણકે જે

પરાજિત થાય છે તે તો દુઃખી થાય જ છે પણ જે વિજયી બને છે તે પણ સુખે રહી શકતો નથી પણ તેનામાં થોડીઘણી રહેલી મનુષ્યતા પણ ગુમાવી બેસે છે અને શેતાનોની માફક નિરપરાધી લોકો ઉપર અત્યાચાર કરે છે અને એ રીતે તે પોતાના પરલોકને વધારે દુઃખમય બનાવે છે માટે હે ! પુત્રી ! તું શસ્ત્રસંગ્રામથી ચંપાપુરીનો ઉદ્ધાર કરવાની કલ્પના પણ કરીશ નહિ. તારે તો ચંપાપુરીનો ઉદ્ધાર કરવા માટે તારી જન્મભૂમિ—તારા સ્વદેશ—ઉપર લાગેલું કલંક ધોવા માટે સંસાર સમક્ષ એક નૂતન આદર્શ ઉપસ્થિત કરવા માટે અને લોકોને શસ્ત્રસંગ્રામની ખૂનખરાબી અને નિરુપયોગિતા સમજાવવા માટે અહિંસાત્મક યુદ્ધ ખેડવું પડશે. અને અહિંસાત્મક યુદ્ધ દ્વારા જ તું ચંપાપુરીને દુઃખ સાગરમાંથી ઉગારી શકીશ.

"વહાલી પુત્રી! અહિંસાત્મક યુદ્ધ કરવામાં હિંસાત્મક યુદ્ધની માફક કોઈ હિંસા થતી નથી પણ અહિંસાત્મક સંગ્રામ તો હિંસાત્મક સંગ્રામથી તદ્દન વિપરીત જ હોય છે. આમાં હિંસાત્મક યુદ્ધની માફક પક્ષપાતને જરા પણ સ્થાન નથી. આ યુદ્ધથી કોઈ પણ વખતે પોતાને કે બીજાને અશાન્તિ કે દુઃખ થતાં નથી. આમાં વિજય કે પરાજય થવાથી કોઈ પ્રકારનું દુઃખ, અભિમાન કે પશ્ચાત્તાપ થતાં નથી. હિંસાત્મક સંગ્રામમાં તો કેવળ ખરાબી જ છે જ્યારે આ અહિંસાત્મક સંગ્રામમાં તેથી વિપરીત બધું સારું જ છે. આમાં હારવા કે જીતવાથી દુઃખ કે પ્રસન્નતા થતી નથી. જીતવાથી ગર્વ થતો નથી અને હારવાથી હાનિ થતી નથી. એટલા માટે હે પુત્રી ! તારે જન્મભૂમિના ઉદ્ધાર માટે અહિંસાત્મક યુદ્ધ જ કરવું જોઈએ. આ યુદ્ધદ્વારા તું મોટા મોટા વિરોધીઓને પણ તારા સ્તંભિત બનાવી શકીશ અને તેઓમાં શત્રુતાના સ્થાને મિત્રતાને પ્રગટાવી શકીશ. હિંસાત્મક યુદ્ધમાં તો પરાજિત શત્રુ પુનઃ વિજય પ્રાપ્ત કરવા માટે વેરનો બદલો લેવાનો અવસર શોધ્યા કરે છે તેનામાં વૈરબુદ્ધિ વધતી જાય છે અને અવસર મળતાં જ પોતાને છતી બનાવીને પરાજિત કરવાની ચેષ્ટા

કરે છે. આ પ્રમાણે હિંસાત્મક યુદ્ધમા વિજયી પણ દરેક રીતે નિર્ભય બની શકતો નથી જ્યારે અહિંસાત્મક યુદ્ધમાં ભયનુ ભૂત જ રહેવા પામતું નથી બધા નિર્ભય થઈ રહી શકે છે એટલું જ નહિ પણ અહિંસાત્મક યુદ્ધમા જય–પરાજયની ભાવના જ રહેવા પામતી નથી એટલે વૈર લેવાની અને બીજાને નીચા પાડવાની વૃત્તિ જ રહેવા પામતી નથી

"પુત્રી વસુમતિ ! આ અહિંસાત્મક યુદ્ધમાં સૌથી પહેલા ધૈર્યની આવશ્યકતા રહે છે ભલે ગમે તેવી વિષમ પરિસ્થિતિ સામે આવે, ભલે વિપત્તિઓના વાદળાં માથે તૂટી પડે તોપણ ધૈર્યને કદાપિ છોડવુ ન જોઈએ. બીજુ તો શુ કદાચ માથા ઉપર વજ્રનો પ્રહાર થાય કે શરીરના ટુકડે ટુકડા થઈ જાય તો પણ અકપ ધૈર્ય ટકાવી રાખવુ જોઈ એ—અધૈર્યને જરા સ્પર્શ પણ થવો ન જોઇએ. કારણકે ધૈર્ય એ તો આ અહિંસાત્મક સગ્રામનું મુખ્ય શસ્ત્ર છે આ સિવાય ધૈર્યને દઢ કરવા માટે સહિષ્ણુ બનવાની આવશ્યકતા છે. કારણ કે જેઓમાં સહિષ્ણુતા હોતી નથી તેઓ ઘણી વખતે ધૈર્યને ખોઈ બેસે અને અધીરા થઈ કાયરની માફક રોવા જેવા થઈ જાય છે તેવા કાયરો આ સગ્રામમા સૈનિક તરીકે દાખલ થવા માટે અયોગ્ય છે. આ સગ્રામમા, ધૈર્ય, સહિષ્ણુતાની સાથે સાથે નિર્વૈરભાવનાને શુદ્ધ અને પવિત્ર રાખવાની ખાસ આવશ્યકતા છે પોતાનું અહિત કરનાર, પોતાને કષ્ટ આપનાર અને પોતાનું સત્યાનાશ વાળનારને પણ પોતાનો શત્રુ માનવો નહિ અને તેના તરફ બદલો લેવાની જરા પણ વૈરવૃત્તિ રાખવી નહિ પોતાનું ભયકર અહિત કરનારને પોતાનો પ્રાણપ્રિય મિત્ર માની તેની સાથે મિત્રતાપૂર્ણ વ્યવહાર કરવો. શત્રુભાવ ન રાખવો એવી નિર્વૈર ભાવના રાખવી એ, આ સગ્રામના સૈનિકનું એક હથિયાર છે.

"હે ! પુત્રી ! જન્મભૂમિ ચંપાપુરીના ઉદ્ધાર માટે તારે પોતાને ધીર, સહિષ્ણુ અને નિર્વૈર સર્વ પ્રથમ થ પડશે. અને અહિંસા-

જ્યારે યુદ્ધ પ્રારંભ કર્યા પછી વિશ્રામ કરવાનો તને જરા પણ અવકાશ નહિ મળે. ત્યારે દિવસ અને રાત અવિરત કામ કરવુ પડશે. અને અંતે મરણે શરીરમાં જરા પણ શિથિલતા આવી ન જાય તેની ખાસ ચીવટ રાખવી પડશે. વળી, જ્યાંસુધી તારુ કાર્ય સફળ ન થાય ત્યાં સુધી તારે દેશોદ્ધાર અતિ ઉચિત રહેવું પડશે. તારે એ વાત હમેશાં ધ્યાનમાં રાખવી જોઈએ કે મારે માથે દેશોદ્ધાર કરવાનો મોટો ભાર રહેલો છે એટલે જ્યાંસુધી એ ભાર માથા ઉપરથી ઉતારુ નહિ ત્યાં સુધી મને વિશ્રામ કે નિશ્ચિંતતા ક્યાંથી હોઈ શકે ! આ પ્રમાણે ઉદાર વિચાર દ્રષ્ટિસમક્ષ રાખી દેશનું કલંક ધોવા માટે તારે નિર્ભય થઈ અહિંસાત્મક યુદ્ધ ખેલવું પડશે. આ અહિંસાત્મક યુદ્ધમાં બીજાના લોહીનું ટીપું પણ ન પાડવું જોઈએ, એનો ખ્યાલ સમજી રાખવો પડશે ને પોતાના લોહીને પાણી સમજીને તેની ધારા દેશ ઉપર લાગેલ કલંક રૂપ મળ ધોવો પડશે. અને તે પણ વેરરૂપે ક્રોધથી નહિ પણ હર્ષપૂર્વક ધોવો પડશે. અર્થાત દેશ ઉપર લાગેલા કલંકના ડાઘને દૂર કરવા માટે તારે જરૂર પડ્યે તારા લોહીનો પણ ભોગ આપવો પડે તો તે માટે પણ તૈયાર રહેવું પડશે. એટલું જ નહિ પણ કદાચ દેશોદ્ધાર કરવા જતાં મૃત્યુને પણ ભેટવાનો પ્રસંગ આવે તો મૃત્યુથી ડરવું નહિ પણ આ શરીર તો નાશવાન છે તો એનો નાશ થવાથી કંઈ મારા આત્માનો નાશ થવાનો નથી હું તો અવિનાશી છું મારો નાશ કોઈ કરી શકે એમ નથી. આ પ્રમાણે આત્મા અને શરીરને ભિન્ન માની આત્માને અવિનાશી અને શરીરને વિનાશી સમજી દેશોદ્ધાર કરવા જતાં આ ભૌતિક શરીરનો ભોગ આપવો પડે તો સહર્ષ આપવો. હે ! કુંતી! આત્મસમર્પણ કરવાની આવી ઉન્નત ભાવના દેશોદ્ધાર માટે હૃદયમાં જ્યારે ઉદ્‌ભવશે ત્યારે જ દેશનું કલંક અવશ્ય ધોઈ શકાશે. પણ એક વાત તારે ભૂલી ન જવી જોઈએ કે તારે જે સત્યાનુમોદિત કામ હોય તે જ માર્ગે પ્રયાણ કરવું પડશે. જે માર્ગ સત્યરહિત અને સ્વાર્થ—પ્રધાની

ભરપૂર છે તે માર્ગે ભૂલેચૂકે પણ પગ મૂકવો નહિ અને માતૃભૂમિના ઉદ્ધાર માટે જ હું જીવીશ અને મરીશ અને જ્યાસુધી મારા હૃદયમાં સત્યધર્મ રહેલો છે ત્યાંસુધી મારો જ જય થવાનો છે એવી ઉન્નત ભાવના હમેશાં તારે રાખવી તો સદા તારો જ જય થવાનો છે

"વહાલી પુત્રી ! મે હમણા અહિંસાત્મક યુદ્ધ માટે જે વાત કહી તેની હિંસાત્મક યુદ્ધમા પણ જરૂર રહે છે એવો તને કદાચ પ્રશ્ન થાય એ સ્વાભાવિક છે. કારણકે હિંસાત્મક યુદ્ધ--શસ્ત્રસગ્રામ માટે પણ ધર્મ અને સહિષ્ણુતાની જરૂર રહે છે અને જેઓમા આ ગુણો નથી તેઓ શસ્ત્રસંગ્રામમા ફતેહ પામતા નથી આ જ પ્રમાણે હિંસાત્મક યુદ્ધમાં પણ ભય, શ્રમ, વિશ્રામ, અને નિશ્ચિંતતાને સ્થાન જરા પણ હોતું નથી. આવુ યુદ્ધ કરનારો પણ પોતાના માથે પણ જય મેળવવાનો ભાર સમજે છે. તે પણ મોતથી ડરતો નથી, પ્રાણની પરવા કરતો નથી અને પોતાનુ બળિદાન આપવા પણ તે હમેશા સહર્ષ તૈયાર રહે છે આવી દશામા હિંસાત્મક યુદ્ધ અને અહિંસાત્મક યુદ્ધમા શુ અતર રહેલું છે, આ પ્રકારનો સદેહ તને થાય તો હુ તને એ જ કહીશ કે, તુ હજી હિંસાત્મક યુદ્ધ અને અહિંસાત્મક યુદ્ધ વચ્ચે શુ અતર રહેલું છે તે સમજી શકી નથી હિંસાત્મક યુદ્ધમા પણ જોકે ધૈર્યાદિ ગુણો કેળવવા પડે છે પણ તે બીજાની હત્યા તથા હાનિ કરવા માટે શત્રુઓને હું કેવી રીતે મારુ, રીબાવુ અને દુ:ખી કરુ એ જ ભાવના એમા રહે છે તેનામા ક્રોધ હોય છે, બદલો લેવાની વૈરવૃત્તિ હોય છે અને બીજા ઉપર વિજય મેળવવાની, બીજાને પોતાને આધીન બનાવવાની, બીજાને અપમાનિત કરવાની અને બદલો લેવાની ઇચ્છા તેનામા રહે છે જ્યારે અહિંસાત્મક યુદ્ધમા આ વિરોધી વાતોને જરા પણ સ્થાન હોતું નથી અહિંસાત્મક યુદ્ધનો યોદ્ધો હમેશાં અહિંસક જ હોય છે. તે પોતે બીજાને મારવાની ઇચ્છા રાખતો નથી પણ તેને બદલે પોતે

મારી છુ એટલે મારાથી એ શી રીતે બની શકે ' એવો તુ વિચાર સરખો પણ મનમા લાવીશ નહિ તેમ વિપત્તિઓ માથે આવી પડે ત્યારે 'હું શુ કરુ ! ક્યા જાઉં ' એવી હાયવોય પણ કરીશ નહિ જો તુ દુ ખમા ગભરાઈ જઈશ તો તુ પોતે જ દુ ખસાગરમા ડૂબી જઈશ તો પછી બીજાનો ઉદ્ધાર કેવી રીતે કરી શકીશ ? ક્રોધને તો તુ હમેશાને માટે નિલાંજલિ આપી દેજે ક્રોધની છાયા પણ તારા અગ ઉપર પડવા દઇશ નહિ. તેમ જ હમેશા નિર્ભય થઈ તારુ કામ કર્યા કરજે બીજાથી ડરી જવુ તો બાજુએ રહ્યું પણ સાક્ષાત્ મૃત્યુ પણ જો તારી સામે આવે તો તેથી પણ ડરીશ નહિ. આ નશ્વર શરીર માટે બીજાથી ડરવાની શી જરૂર છે ! તારે મનમા એવો દઢ નિશ્ચય કરી રાખવો કે, શરીર તો નશ્વર છે અને સત્ય અવિનાશી છે માટે નશ્વર દેહનો ભોગ આપીને પણ સત્યની રક્ષા કરજે પણ શરીરની રક્ષા માટે સત્યનો ભોગ કોઈ દિવસ આપીશ નહિ હમેશા ' સત્યનો જ જય થાય છે ' એ વાતને તુ મડાગાઠની માફક પકડી રાખજે જ્યા સત્ય છે ત્યા જ વિજય છે, ત્યા જ લક્ષ્મી છે અને ત્યા જ સુખ છે એટલા માટે સત્યની રક્ષા માટે શરીરને તુચ્છ માની મૃત્યુને પણ ભેટવા તુ તૈયાર રહેજે, પણ કાયરોની માફક આત્મહત્યા કરીશ નહિ આત્મહત્યા કરવી એ આત્માની નબળાઈ છે. માટે સત્યની રક્ષા માટે— જન્મભૂમિ ઉપર લાગેલુ કલક ધોવા માટે પોતાના પ્રાણને ન્યોછાવર કરવા માટે હમેશા તત્પર રહેજે માતૃભૂમિનુ જ્યા કલ્યાણ થતું હોય ત્યા મરણ, ભય કે જીવવાની આશાની પણ દરકાર ન કરતા સ્વદેશોદ્ધાર કરવામા જ જીવનનુ બલિદાન આપી દેવુ. જો પુત્રી ! મારામા ભય હોત તો હું રથમા બેસી આ પ્રમાણે નિર્ભયતાપૂર્વક ચાલી ન આવત અને તને શિક્ષા આપી છે તે પણ આપી ન શકત. હજી ભવિષ્યમા શુ થશે, તે હું કહી શકતી નથી પણ એટલુ તો તને હુ કહી જાઉં છુ કે હું રહું કે ન રહું પણ તુ મારી શિક્ષાને કોઈ દિવસ ભૂલીશ નહિ તો તુ દેશ ઉપર લાગેલું કલક ધોઈ શકીશ,

દુઃખ સાગરમાં ડૂબેલી ચંપાપુરીનો ઉદ્ધાર કરી શકીશ અને સાથે સાથે તારા આત્માનો પણ ઉદ્ધાર કરી શકીશ. માટે હે પુત્રી! તારે માથે જે મહાન ધર્મનો ભાર રહેલો છે તે ભારને ઉતારવા માટે તું વીરતા ધારણ કરી, ધર્મને માટે જીવવા કે મરવા તૈયાર રહી શકે એટલું શક્તિસામર્થ્ય પ્રાપ્ત કર એ જ મારી અંતરની આશા છે.

આ પ્રમાણે વીરતાધારિણી ધારિણી માતા વસુમતિને ઉપદેશ આપી રહી છે અને વસુમતિ શાંતચિત્તે ઉપદેશને સાંભળતી જાય છે અને હૃદયમાં ઉતારતી જાય છે. માતા જ્યારે વસુમતિને ઉપદેશ આપી રહી હતી ત્યારે તેની મુખમુદ્રા ઉપર એવી તેજસ્વિતા, વીરતા અને સાહસિકતા જણાઈ રહી હતી જેવી કોઈ દિવસ વસુમતિએ એવી તેજસ્વિતા, સાહસિકતા કે વીરતા જોઈ ન હતી કે સાંભળી ન હતી. જેમ કોઈ વિદ્યાર્થી શિક્ષકે આપેલી શિક્ષાને હૃદયમાં ઉતારી લે છે તેમ વસુમતિ ધારિણી માતાનો ઉપદેશ એકચિત્તે સાંભળી રહી હતી અને એ શિક્ષાને હૃદયમાં ઉતારી રહી હતી.



પ્રકરણ

[૮]

## આત્મસમર્પણ

મૃત્યુ કેરું સ્વરૂપ જો, સાચું માનવ પ્રોછશે,
દ્વાર સનાતનતાતણું, જાણી નિરન્તર રીઝશે
જો સનાતનતાતણું, પૂર વ્યાપ્યું સઘળું સ્થળે,
મૃત્યુ ત્યહાં લુપ્ત જ થયું, જીવન વિના ન બીજું મળે

—સ્વ નરસિંહરાવ

**ભારતની** સ્ત્રીઓએ સતીત્વની રક્ષા કરી પોતાની પ્રાણ-પ્રતિષ્ઠા જાળવી છે ને પ્રસિદ્ધિ પામેલ છે ભારતમાં એવી અનેક સ્ત્રીઓ થઈ ગઈ છે કે જેમણે સતીત્વની રક્ષા માટે પોતાનુ સર્વસ્વ—પોતાના પ્રાણુ સુધ્ધાં—પણુ હસતે મુખે અર્પી દીધા છે તેમને સતીત્વથી વિચ-લિત કરવા માટે કોઈ પણ શક્તિ કે સામ, દામ, દંડ અને ભેદ એ ચારેય નીતિ પણ સફલ નીવડી નથી તેઓએ જીવનપર્યંત ઘોર યાતનાઓ સહેવાનુ કબૂલ કર્યું, પોતાની આંખ સામે પોતાના પ્રિયજ-નોનો કરુણ વધ જોવા પણ તૈયાર થઈ પણ સતીત્વ વેચવાનો કે

ઉપાડવાનો તેમણે વિચાર સરખો પણ ન કર્યો. એવાં અનેક આર્ય ઉદાહરણો સુવર્ણાક્ષરે ઇતિહાસને પાને નોંધાએલાં છે. સીતાને રાવણે ભય પણ બતાવ્યો, કષ્ટ પણ આપ્યું અને અનેક પ્રકારનાં પ્રલોભન આપ્યાં તે એટલે સુધી કે એક બાજુ તો શ્રી રામને મારી નાખવાનો ભય અને બીજી બાજુ તેને પોતાની પટરાણી બનાવવાનું પ્રલોભન બતાવ્યું તોપણ તે ભય કે પ્રલોભનથી રાવણ સીતાના હૃદયને ડગાવી ન શક્યો. આ જ પ્રમાણે પોતાના પતિનું મૃત્યુ થવાથી મદનરેખાએ વનમાં ભટકવાનું તો સ્વીકાર્યું પણ સતીત્વને ભોગે રાજસુખ ભોગવવાનું સ્વીકાર્યું નહિ. ચિત્તોડની રાણી પદ્મિનીએ અગ્નિમાં કૂદી ભસ્મ થઈ જઈ પણ સતીત્વને ગુમાવી જીવિત રહેવાનું પસંદ ન કર્યું. દેવલદેવીએ જીવતાં જ દીવાલમાં ચણાઈ જવાનું કબૂલ કર્યું પણ સતીત્વનો નાશ થવા ન દીધો. રાખેંગારની રાણી રાણકદેવીએ પોતાના પતિ અને પુત્રનું પોતાની આંખે મૃત્યુ થતું જોયું પણ સતીત્વનો ભોગ આપી તેમની રક્ષા માગી નહિ. જસમા ઓડણે મજૂરી કરી જીવનનિર્વાહ ચલાવતી હતી પરંતુ સતીત્વના બદલામાં રાણી બની સુખ ભોગવવાનું મળતું જ પણ તે સ્વીકાર્યું નહિ અને અંતે સતીત્વની રક્ષા કરતાં જ તે પતિની સાથે કપાઈ મરી. આ પ્રમાણે અનેક એવાં ઉદાહરણો મળી આવે છે કે જે ઉપરથી ભારતની સ્ત્રીઓ સતીત્વની રક્ષા માટે સંસારના સમસ્ત પદાર્થો—સમસ્ત સુખોને કાંઈ ગણકારતી નહિ અને મોટી મોટી વિપત્તિઓ આવી પડે તોપણ તેને ધૈર્યપૂર્વક સહન કરી એવું સ્પષ્ટ જણાય છે. મહારાણી ધારિણીનું ઉદાહરણ પણ આ વિષયમાંનું આ જ પ્રકારનું છે પણ આ ઉદાહરણ, બીજાં બધાં ઉદાહરણો કરતાં ખાસ વિશેષતા ધરાવતું હોવાથી તદ્દન ભિન્ન પ્રકારનું છે. જે રથમાં ધારિણીને વસુમતિ બેઠેલાં હતાં તે રથને હાંકનાર એક વીર જ મદમાં થઈ ગયો. તેણે વિચાર્યું કે આ નિર્જન વનમાં કોઈ નથી એટલે અહીં સામ, દામ, દંડ અને ભેદ આ ચારેય નીતિ-

પાયો વડે આ સુંદરીને મારી સ્ત્રી બનાવવા માટે સમજાવીશ અને તેની સાથે સુખોપભોગ કરીશ જ્યારે આ મોહિની સ્ત્રી મારી સાથે પ્રેમભાવ બતાવે ત્યારે જ મારો જન્મ, મે કરેલુ યુદ્ધ તથા હાથ લાગેલા રત્નોનો ત્યાગ કરવો અને આ સુંદરીઓને જંગલમા લઈ આવવાનો શ્રમ એ બધુ ત્યારે જ સાર્થક ને સફળ થયુ ગણાય. અત્યારે આ સ્ત્રીઓ મારા કબજામા છે અને અહીં કોઈ તેની રક્ષા કરનાર નથી, તથા કોઈ તેની રક્ષા કરવા અત્રે આવે એવો આશા પણ નથી એટલે એ સ્ત્રીઓ મને પોતાની મેળે જ પતિ તરીકે સ્વીકાર કરી લેશે અને જો કદાચ સીધી રીતે મને નહિ સ્વીકારે તો પછી હુ એ નીતિનો પ્રયોગ કરી જોઈશ મોટા મોટા યોદ્ધાઓ અને ત્યાગી લોકો પણ આ નીતિની જાળમા ફસાઈ જાય છે તો પછી આ સ્ત્રીઓનુ તેમા ફસાઈ જવુ શુ મુશ્કેલ છે ? પણ નીતિનો પ્રયોગ કરતી વખતે પહેલા દડનીતિને કામમા લાવવી ઠીક નથી. કદાચ દડનીતિનો પ્રયોગ સફળ પણ થઈ જાય અને તે દડના ભયથી મને સ્વીકારી પણ લે પણ દંડનીતિની સિવાય બીજી નીતિઓથી વશ કરવાથી જે સહવાસનો—ઉપભોગનો આનદ મળે છે તેવો આનદ દડનીતિથી વશ કરવાથી અનુભવાતો નથી, એટલા માટે પહેલા દડનીતિનો પ્રયોગ ન કરતા સામ, દામ અને ભેદનીતિના પ્રયોગદ્વારા તેમને વશ કરવી જોઈએ. જ્યારે આ નીતિઓ સફલ ન થાય ત્યારે નિરુપાયે દડનીતિનો પ્રયોગ કરવો જોઈએ.

આ પ્રમાણે વિચાર કરી સેનાપતિએ રથનો પડદો ખુલ્લો કર્યો અને ધારિણીને નીચે ઊતરી જવાનુ કહ્યુ. સેનાપતિના કહેવા પ્રમાણે ધારિણી વસુમતિ સહિત નીચે ઊતરી અને વૃક્ષની છાયા નીચે બેસી ગઈ આ બાજુ સેનાપતિ પણ વૃક્ષની પાસે નિશક ઊભો રહ્યો અને એકીટશે ધારિણી સામુ જોવા લાગ્યો અને મનમાં તેના રૂપ લાવણ્યની પ્રશસા કરતો, અને હમણા આ સુંદરતાની મૂર્તિ મને પતિરૂપે સ્વીકારશે અને એ સૌંદર્યમૂર્તિને મળવાથી હું મારા જીવનને

રવા ન દે, આ સેનાપતિ વીરપુરુષ છે એટલે જ મને બધી મહત્વા આપી રહ્યો છે પણ અત્યારે તેની દૃષ્ટિ વિકૃત થઈ ગઈ હોવાથી કામાંધ બની ગયો છે અને આવી કામોત્તેજક વાતો કરી રહ્યો છે. તોપણ તેનો વીર સ્વાભાવ હોવાથી તે પોતે જ 'સ્વમુખેથી તું જેવી સુંદરી છો તેવો જ સુંદર કર' એવો મારા માટે સુંદર ઉપદેશ આપી રહ્યો છે જો કે અત્યારે એની દૃષ્ટિ વિકારવિષયથી વિકૃત થઈ ગઈ છે અને વિકારને વશ થઈ તે આવી વાતો કરી રહ્યો છે તો તે વાતો ઉપર ધ્યાન ન આપતા, તેના કર્તવ્યઉપદેશ ઉપર જ મારે ધ્યાન આપવું જોઈએ જે પ્રમાણે હંસ મિશ્રિત થએલા દૂધપાણીમાંથી પાણી અને દૂધનો વિવેક કરી દૂધને જ ગ્રહણ કરે છે તેમ મારે પણ આ સેનાપતિની કામવૃત્તિ ઉપર ધ્યાન ન આપતા તેના જીવનમાથી જે કર્તવ્યનો ઉપદેશ મળે છે તેને આપનાવવો જોઈએ.

"એ સેનાપતિ મારી દ્વારા પોતાના જીવનને સફલ કરવા ચાહે છે તો જ્યારે હું તેને મારો ભાઈ સમજું છું તો તેના જીવનમા જે વિકારવિષ ફેલાઈ ગયું છે તેને દૂર કરી તેના જીવનને અમૃતમય બનાવી મારે સફળ બનાવવું જોઈએ. વળી તે કહે છે કે, 'તને મેળવીને હું મને પોતાને ભાગ્યશાળી થયો સમજું છું' આ કથન પણ તેનું ઠીક છે કારણકે જે બહેન પોતાના ભાઈને સુધારવા માટે પોતાનું બલિદાન આપવા તૈયાર હોય તેવી બહેનને મેળવીને એવો કયો ભાઈ હશે કે પોતાને ભાગ્યશાળી થયો માનતો ન હોય? વાસ્તવમાં હું તેને તેના સૌભાગ્યથી જ મળી છું. અંતર કેવળ એટલું જ છે કે તે પોતે ખોટે માર્ગે જવામાં પોતાને સદ્‌ભાગી માને છે જ્યારે હું તેને ખોટે માર્ગેથી બચાવી સન્માર્ગે લઈ જવામાં સદ્‌ભાગી બનાવવા ચાહું છું."

આ પ્રમાણે વિચાર કરતી ધારિણી જરા હસી પડી. ધારિણીને હાસ્ય કરતી જોઈ સેનાપતિનું હૃદય પ્રસન્નતાથી ફુલાઈ ગયું.

પછી છે અને હવે થોડા જ સમયમાં મારી પ્રેયસી બની જશે. એ વિચાર આવતાં તે વધારે પ્રસન્ન થયો.

આ પ્રમાણે પ્રસન્ન થયેલો સેનાપતિ ધારિણીને ફરી કહેવા લાગ્યો કે હે! હૃદયેશ્વરી! તારા વિકસિત મુખ કમળને જોઈ હું ભ્રમરની માફક મસ્ત થઈ ગયો છું. તારા મધુર હાસ્યથી તું મારી પ્રાર્થનાને ઠુકરાવતી નથી એ સ્પષ્ટ જણાઈ આવે છે છતાં તું મારી પ્રાર્થનાની સ્પષ્ટ સ્વીકૃતિ કેમ નથી આપતી? તેનું કારણ પણ હું સમજી ગયો છું. તું એમ સમજતી હોઈશ કે હું એક રાજપુત્રી છું અને અત્યારસુધી એક રાજાની રાણી રહી છું. મારે ત્યાં અનેક દાસદાસીઓ હતી. કોઈએ મારી ઉપર કોઈ દિવસ અનુશાસન કર્યું નથી. તેમ મેં અત્યાર સુધી દરેક પ્રકારનાં સુખો અનુભવ્યાં છે. તો હવે આ પુરુષને ત્યાં ન જાણે કેવો વ્યવહાર કરવામાં આવે! અને કોણ જાણે ત્યાં સુખ મળે કે દુઃખ! હું સમજું છું કે આવા સંકલ્પોને કારણે જ તેં મારી પ્રાર્થનાને સ્પષ્ટ સ્વીકૃતિ આપી નહિ હોય! વાસ્તવમાં તું બુદ્ધિમતી સ્ત્રી હોવાથી આ પ્રકારનો સંકલ્પ તને થાય એ સ્વાભાવિક છે પણ હું તારા એ સંકલ્પને મટાડી દઉં છું. હું તને વિશ્વાસ આપું છું કે તેં જે સંકલ્પ કર્યો છે તે સંકલ્પને અવકાશ જ નહિ રહે એ પ્રમાણે હું તારી સાથે વર્તીશ. જો, હું તારી સામે પ્રતિજ્ઞા કરું છું કે તને હું મારી પ્રેયસી બનાવીશ તો પણ હું તારી ઉપર કોઈ પ્રકારની આજ્ઞા ચલાવીશ નહિ પરંતુ હું પોતે તારો આજ્ઞાકારી થઈને રહીશ. હું તને મારી પ્રાણેશ્વરી બનાવી રહ્યો છું એટલે મારું શરીર જ નહિ પણ મારા પ્રાણો પણ તારા સંકેત પ્રમાણે જ આ શરીરમાં રહેશે નહિ તો શરીરની બહાર નીકળી જશે. જ્યારે મારા પ્રાણો પણ તારી આજ્ઞાનું પાલન કરશે તો શરીર તો આજ્ઞાધીન જ છે. એટલે આ શરીર તો તારી આજ્ઞાનું પાલન કરશે જ. હું તારી સાથે કદાપિ વિશ્વાસઘાત નહિ કરું. પણ જે હું તને વિશ્વાસ આપી રહ્યો છું તેનું અક્ષરશઃ પાલન કરીશ. હું પણ વીરક્ષત્રિય છું

એટલે હું જે કોઈ પ્રતિજ્ઞા કરું છુ તેને બરાબર પાર ઉતારુ છુ. માટે તું મારી પ્રતિજ્ઞા ઉપર વિશ્વાસ રાખ અને જો તને વિશ્વાસ ન આવતો હોય તો હું સોગંદપૂર્વક કહું છુ કે, 'જો હું તારી ઉપર આજ્ઞા કરૂ કે હુ તારો આજ્ઞાધીન થઈને ન રહું અને તારા સુખનું બરાબર ધ્યાન ન રાખુ તો હું ક્ષત્રિય નહિ અને મને ગોહત્યા, સ્ત્રીહત્યા અને બાલહત્યાનું પાપ લાગે' હું ઈશ્વર અને ધર્મની સાક્ષીએ કહું છું કે મારી પાસે જે વિશાળ સપત્તિ છે તેની એક માત્ર તું જ અધિકારિણી છે અને તે સપત્તિનો તું ચાહે તેમ ઉપયોગ કરી શકે છે, હું તારા કોઈ કાર્યમાં હસ્તક્ષેપ કરીશ નહિ તારી કોઈ વાતને અનુચિત માનીશ નહિ પણ જેમ આજ્ઞાકારી સેવક સ્વામીની સેવા કરે છે તેમ હું પણ તારો આજ્ઞાકારી સેવક થઈને રહીશ બસ! હવે તો તારો સંશય મટી ગયો ને! હવે તો મારી પ્રાર્થનાનો સ્પષ્ટરૂપે સ્વીકાર કરી મને તારી સેવા કરવાનો અવસર આપ!"

સેનાપતિની આ બધી વાત સાંભળી, ધારણી તો પહેલાંની માફક વિચારમગ્ન જ બેસી રહી અને મનમા વિચારવા લાગી કે, "અહા! કામની કેવી વિચિત્ર માયા છે! આ સેનાપતિ શતાનીકનો મહારથી છે અને તેની વીરતા ઉપર શતાનીક વિશ્વાસ કરતો હશે. તેની આકૃત્તિ પ્રકૃતિ ઉપરથી પણ તે વીર હોય એમ સ્પષ્ટ જણાય છે અને પોતે પણ પોતાને વીર માને છે છતા આવો વીર પુરુષ પણ મારા કહ્યા વિના જ મારો આજ્ઞાકારી સેવક બનવા તૈયાર થયો છે અને કહ્યા વિના ઈશ્વર અને ધર્મના સોગદ પણ ખાઈ રહ્યો છે! એમ તો કોઈ કોઈને આજ્ઞાકારી સેવક બનવાનું કહે અથવા આજ્ઞાકારી સેવક બનવા માટે કોઈ મોટી જાગીર આપવા તૈયાર થાય તોપણ તે એ પ્રસ્તાવ સ્વીકારે કે નહિ એ વિચારણીય પ્રશ્ન છે. અને આવા પ્રસ્તાવને પોતાનું અપમાન સમજી પ્રસ્તાવકનો શિરોચ્છેદ કરવા પણ તૈયાર થઈ જાય તો તે કાંઈ આશ્ચર્યજનક નથી પણ અત્યારે તે પોતે જ મારો આજ્ઞાકારી સેવક બનવાની પ્રતિજ્ઞા કરે છે

અને તે વિષે ઈશ્વર અને ધર્મના શોધક પણ ખાસ છે। આ નવો એ વીરપુરુષ શા માટે કરી રહ્યો છે। કેવળ કામવૃત્તિને વશ થઈ પોતાની દુર્ભાવનાઓને પૂરી કરવા માટે તે આમ કરી રહ્યો છે। ધિક્કાર છે એ કામવિકારને કે જે કામવિકાર, મારા આવા વીર ભાઈને પણ પતિત કરી રહ્યો છે અને જનતાની સેવા છે અને ભ્રષ્ટ કરી રહ્યો છે। આ સમયે મારું એ જ કર્તવ્ય છે કે તેને હું પતિત થવા ન દઉં અમર થવા ન દઉં અને તેને ભ્રષ્ટ પણ થવા ન દઉં આ વીરપુરુષ મારો આજ્ઞાકારી સેવક બનવા તૈયાર છે તેમ છતાં એને હું તેનો ઉપકાર કરું નહિ કે બહેન તરીકે મારું કર્તવ્ય બજાવું નહિ તો તે ઠીક કહેવાય નહિ. જ્યારે તે મારા માટે બધુંય કરવા તૈયાર છે તો પછી મારે પણ તેનું કલ્યાણ કરવું જ જોઈએ!"

આ પ્રમાણે ધારિણી શાન્તચિત્તે વિચાર કરી રહી હતી. ધારિણીની પ્રસન્ન મુખમુદ્રા જોઈ સેનાપતિ મનમાં જ ખુશી થયો. અને એમ વિચારવા લાગ્યો કે "આ મારા પ્રસ્તાવનો સ્વીકાર કરવા માટે જ વિચાર કરી રહી છે અને હમણાં જ પોતાની વાતમાં 'હું તમારી વાત સ્વીકારું છું' એમ પોતાના મુખે જ કહેશે." આ પ્રમાણે આકાશતરંગોમાં ગોથાં ખાતો સેનાપતિ આ રમણી ક્યારે બોલે અને તેના સુખાત્મક વચનામૃતો હું ક્યારે સાંભળી કૃતાર્થ થાઉં એવી પ્રતીક્ષા કરતો ધારિણી સામું જોયા કરતો હતો.

સેનાપતિ ધારિણીનો ઉત્તર સાંભળવા ઉત્સુક થઈ ગયો હતો એટલામાં જ તેણે જોયું કે ધારિણી કંઈ કહેવા હોઠ હલાવી રહી છે આકાશકુસુમના તરંગોમાં ઝોલાં ખાતો સેનાપતિ ધારિણીના મુખેથી અનુકૂળ ઉત્તર સાંભળવા ચાહતો હતો પણ ધારિણીએ જે ઉત્તર આપ્યો તેથી સેનાપતિની આશા નિરાશામાં ફેરવાઈ ગઈ હોય એમ લાગ્યું.

સેનાપતિની પ્રાર્થનાના ઉત્તરમાં ધારિણીએ કહ્યું કે "ભાઈ! તમે પોતાને વીર કહેવડાવો છો પણ તમારી આવી અનુચિત માગ

પરથી તો એમ જણાય છે કે તમને તમારી વીરતાનું તથા ઉચિત-અનુચિતતાનું ભાન નથી ! તમે મને સુન્દરી કહી મારી પ્રશંસા કરો છો અને મને સુંદર વિચાર કરવાનું કહો છો પણ તમે પોતે મારી પાસેથી વિપરીત ચાહો છો તેનું શું ? હું તમને પૂછું છું કે, નિયમ ધર્મનું પાલન કરવું એ સુંદર વિચાર કહેવાય કે નિયમ-ધર્મનો ભંગ કરવો એ વિચાર સુંદર કહેવાય ? મને સુંદર વિચાર કરવાનું કહીને પણ 'હું ધર્મનિયમને ભૂલી જાઉં અને તમારી દુર્વાસનાને પૂરી કરું' એમ તમે મારી પાસેથી ચાહો છો ! તમારી બુદ્ધિ ભ્રષ્ટ થઈ ગઈ છે એટલે જ તમે કહો છો જુદું અને ચાહો છો જુદું ! જો તમે સાચા વીરપુરુષ હો તો વીરોચિત વચન પ્રમાણે વીરોચિત કાર્ય કરો. પણ તમારી નીતિ-કહેવું જુદું અને કરવું જુદું-તો કાયરોચિત છે, વીરોચિત નથી કારણકે જે સાચો વીર હોય છે તે આવી પરસ્પર વિરુદ્ધ વાતો કોઈ દિવસ કરતો નથી માટે તમે તમારી બુદ્ધિને ઠેકાણે લાવો, અને તમારી જાતને મલારો અને તમારી વીરતાને કલંક લાગે એવી વાતો કહો નહિ કદાચિત્ તમે મારી વાત માનો નહિ તોપણ-હું તમારી બહેન છું એટલા માટે-હું તમારી રક્ષા કરું એ મારું કર્તવ્ય છે, જ્યારે તમે તમારી બુદ્ધિને સ્થિર કરો, તમારામાં જે ઉન્મત્તતા આવી ગઈ છે તેને શાન્ત કરો અને તમે જે પહેલા પ્રતિજ્ઞા લીધી છે તેને યાદ કરો તો જ અને ત્યારે જ મારી વાત તમને ગળે ઊતરી શકશે

"તમે હમણાં મારા આજ્ઞાવર્તી સેવક થઈ રહેવાની તથા મારી સાથે વિશ્વાસઘાત ન કરવાની પ્રતિજ્ઞાઓ લીધી અને એ પ્રતિજ્ઞાઓનું દૃઢતાપૂર્વક પાલન કરવા માટે ઈશ્વર તથા ધર્મની સાક્ષીએ સોગંદ પણ ખાધા, પરંતુ તમારી એવી પ્રતિજ્ઞાઓ અને એવાં સોગંદો ઉપર કોણ વિશ્વાસ કરશે ! કારણકે, જે વ્યક્તિ પહેલાં લીધેલી પ્રતિજ્ઞાઓનું તથા સોગંદોનું બરાબર પાલન કરતો નથી, પ્રતિજ્ઞાભંગ કરે છે, તે વ્યક્તિની નવીન પ્રતિજ્ઞા તથા સોગંદ ઉપર કોઈ વિશ્વાસ

કરી શકતું નથી. આ જ વાત તમને પણ લાગુ પડે છે એટલે તમારી એ પ્રતિજ્ઞાઓનું તથા એ સોગંદોનું મારી આગળ કંઈ મૂલ્ય નથી, કારણકે જેમ જેમ મારી સામે પ્રતિજ્ઞા કરી રહ્યા છો અને સોગંદ ખાઈ રહ્યા છો તેમ મારી મોટીબેન અર્થાત્ તમારી પત્નીની સાથે પણ તમે તે જ પ્રતિજ્ઞા કરી હતી અને સોગંદ ખાધા હતા. પણ આજે તમે એ પ્રતિજ્ઞા અને એ સોગંદને તોડી નાખવા તૈયાર થયા છો કે નહિ ! શું એ જ તમારી વીરતા છે ! એવી હાલતમાં તમે જે પ્રતિજ્ઞા અને સોગંદ લો છો તેની ઉપર કોણ વિશ્વાસ કરશે ! તમે તમારા વિવાહના સમયે અનેક લોકોની સમક્ષ ધર્મ ઈશ્વર, અગ્નિ, નદીઓ અને દેવતાઓને આહ્‌વાન કરી બધાની સાક્ષીએ તમારી પત્નીની સાથે જે પ્રતિજ્ઞાઓ કરી હતી તેને પાળવામાં પણ વીરતા બતાવી શકતા નથી, કાયરતા બતાવો છો તો હવે જે નવી પ્રતિજ્ઞા લેવા તૈયાર થયા છો તો તેને કેવી રીતે પાળી શકશો અને તમારી ઉપર કોણ વિશ્વાસ કરશે ! ભાઈ ! જો તમે સાચા વીર છો, જો પ્રતિજ્ઞા અને સોગંદનો ભંગ કરવા ચાહતા નથી જો તમે ધર્મને સમજો છો તો પહેલાં વિવાહના સમયે તમારી પત્નીની સાથે લીધેલી પ્રતિજ્ઞાઓથી ચલિત થવાનો વિચાર સરખો પણ ન કરો. તમારી પત્નીએ તમારી પાસેથી વચન લીધું હતું કે તમે પરસ્ત્રીઓ-પછી તે રંભા કે રંભાની સમાન સુંદરી જ કેમ ન હોય-સેવન કરશો નહિ કિન્તુ પરસ્ત્રીને માતા કે બહેન સમાન માનશો. તમે તમારી પત્નીને વચન આપ્યું હતું અને એ વચનને પાળવાની પ્રતિજ્ઞા પણ કરી હતી તો પછી આજે એ પ્રતિજ્ઞાનો ભંગ કરી રહ્યા છો ! અને જો તમે એ પ્રતિજ્ઞાને તોડવા પણ ચાહો તો હું તમારી બહેન-તમને પતિત થવા કેમ દઉં ! હે વીર ભાઈ ! કદાચ તમે મારું કહેવું ન પણ માનો, પહેલાં કરેલી પ્રતિજ્ઞાનો ભંગ કરવા પણ તૈયાર થઈ જાઓ અને વીરતાનો પણ ત્યાગ કરી દો તો પણ હું તો મારી પ્રતિજ્ઞા ઉપર દૃઢ રહીશ. હું તો મહારાજ દધિવાહનની જ પત્ની છું અને તમારી

તો બહેનજ છુ તમે જે પ્રતિજ્ઞા તમારી પત્ની પાસે કરી હતી તે પ્રતિજ્ઞાનુસાર પણ હું તમારી બહેન છુ અને મે મારા પતિ પાસે જે પ્રતિજ્ઞા કરી હતી તે પ્રતિજ્ઞાનુસાર પણ હું તમારી બહેન છુ. તમે તમારી પત્નીને કહ્યું હતું કે, 'મારા માટે પરસ્ત્રી માતા અને બહેનની સમાન છે' આ જ પ્રમાણે મે પણ મારા પતિ સમક્ષ પ્રતિજ્ઞા કરી હતી કે, મારા માટે પરપુરુષ પિતા, ભાઈ કે પુત્ર સમાન છે, આ બન્નેય પ્રતિજ્ઞાનુસાર તમે મારા ભાઈ છો અને હું તમારી બહેન છુ. તમે ભલે તમારી પ્રતિજ્ઞાથી ભ્રષ્ટ થઈ જાઓ પણ હું તો ક્ષત્રિય કન્યા છુ, વીરપુત્રી છુ અને વીરપત્ની છુ એટલા માટે હું તો મારી પ્રતિજ્ઞા ઉપર મેરુપર્વતથી પણ અધિક દૃઢ રહીશ મેં મારા પતિને જે વચન આપ્યુ છે તે વચનનો કદાપિ જીવના જોખમે પણ ભંગ કરીશ નહિ તમને પણ હું એ જ કહું છુ કે તમે તમારી પત્નીને જે વચન આપ્યુ છે તેનું બરાબર પાલન કરો, તેનો ભંગ કરો નહિ. વચનનું પાલન કરવામાં જ તમારું કલ્યાણ છે વીર ક્ષત્રિયો એક વાર જે પ્રતિજ્ઞા કરે છે તે પ્રતિજ્ઞાને જીવન પર્યંત પાળે છે તો પછી તમારા જેવા વીરક્ષત્રિય પુરુષ નિષ્કારણ પ્રતિજ્ઞાભ્રષ્ટ કેમ થઈ રહ્યા છો! અને ક્ષત્રિય પુરુષને ન શોભે એવા વચનો કાઢી મુખને દૂષિત કેમ કરી રહ્યા છો? ભાઈ! તમે કોણ છો! તેનો ખ્યાલ કરો, તમે જે પહેલાં પ્રતિજ્ઞાઓ લીધી છે તેને યાદ કરો અને બહેનને ન કહેવા જેવી વાત કહો નહિ!"

ધારિણીની હિતકારી વાત સાભળી સેનાપતિ થોડો તો શરમાયો પણ કામુકતાને કારણે એ લજ્જા વધારે વખત ટકી શકી નહિ । નિર્લજ્જ થતા જ તે પાછો એ જ વિચાર કરવા લાગ્યો કે, મારી-સામ, દામ નીતિનો પ્રયોગ તો નિષ્ફળ ગયો। તેણે તો મારુ મોઢું જ શીવી લીધુ. એની બુદ્ધિમતાપૂર્ણ વાતોએ મને વધારે મુગ્ધ બનાવ્યો છે ગમે તે થાય પણ એ બુદ્ધિમતી સુદરીને ગમે તે ભોગે પ્રેયસી તો

પણ ભંગ નહિ કરુ હું તમને પૂછુ છું કે, જ્યારે તમે વિવાહના સમયે તમારી પત્નીની સામે પ્રતિજ્ઞા કરી હતી ત્યારે શું તમે એ વાત નક્કી કરી હતી કે, ' હું તને પણ મારી સાથે રાખીશ અને બીજી સ્ત્રી લાવીશ તેને પણ સાથે રાખીશ ? ' જો એ વખતે કરવામાં આવેલી પ્રતિજ્ઞામા આ વાત નક્કી કરવામા નથી આવી તો પછી તમે એમ કેમ કહી શકો છો કે તમે પહેલી પ્રતિજ્ઞાનો ભગ કરવા ચાહતા નથી ! ભાઈ, વાસ્તવમા તમારી બુદ્ધિ જ અત્યારે ઠેકાણે નથી અને તેથી જ પરસ્ત્રીને—જે તમારી બેન છે તેને—પણ પોતાની સ્ત્રી બનાવવા ચાહો છો અને સાથે સાથે હુ પ્રતિજ્ઞાનો ભગ કરતો નથી એમ ધર્મની સાક્ષીએ કહી રહ્યા છો ! હું તો પરસ્ત્રીને પોતાની સ્ત્રી બનાવનાર પુરુષની વારવાર નિંદા કરુ છું, તેને કાયર સમજું છુ અને ધિક્કારને પાત્ર ગણું છુ "

ધારિણીની આ વાતની અસર સેનાપતિ ઉપર જરા પણ ન પડી. તે તો વિકારપાશમાં પૂરેપૂરો ફસાઈ ગયો હતો તે તો એ જ વિચાર કરતો હતો કે, " આ સ્ત્રી આજે નહિ માને તો કાલે માનશે પણ કોઈ પણ ઉપાયે તે માનશે જરૂર અત્યારે તે મારા કાબૂમાં છે. ગમે તેમ કરી તેને મનાવી લઈશ હું તો એમ જ ચાહતો હતો કે કોઈ, સામ-દામની નીતિથી સમજી જાય તો ભેદનીતિ કે દડનીતિનો પ્રયોગ જ કરવો ન પડે પણ જ્યારે સામ-દામનીતિથી સમજતી જ નથી તો હવે ભેદનીતિથી જ કામ લેવુ જોઈએ અને જ્યારે ભેદનીતિ સફલ નહિ થાય ત્યારે દડનીતિ તો આખરે છે જ."

આ પ્રમાણે નિશ્ચય કરી સેનાપતિ ધારિણીને ફરી કહેવા લાગ્યો કે, " હે ! મધુરભાષિણી ! તમે જે ડાહી વાતો કહો તે ઠીક છે, પણ અત્યારે તમારુ ધ્યાન કેવળ એક બાજુ હોવાથી બીજી બાજુનો વિચાર કરી શકતા નથી. તમે મારી પ્રતિજ્ઞા ઉપર તો ધ્યાન આપો છો પણ તમારા હિતા-હિત વિષે જરાપણ ધ્યાન આપતા નથી. હું જે કાંઈ કરી રહ્યો છું તે

આ પ્રમાણે નિશ્ચય કરી સેનાપતિ ધારિણીને ફરી કહેવા લાગ્યો કે "તમે જે કાંઈ કહ્યું તે ઠીક છે. હું મારી પત્નીને જે વચન આપ્યું છે તેનું પાલન કરું એ તમારી વાત હું સ્વીકારું છું. એ પ્રતિજ્ઞાનું પાલન પણ અવશ્ય કરીશ. જો મારી સાથે કરવો હોય તો તમારી પહેલી પત્નીનો ત્યાગ કરી દો એમ તમે મને કહ્યું હોત તો હું તમને નિર્દય અને સ્વાર્થિની સમજ પણ તેથી ઊલટું તમે જે કાંઈ કહ્યું છે તે તમારા ઉદાર હૃદય નિસ્વાર્થભાવને પ્રકટ કરે છે. તમારી ઉદાર દિલની વાતો સાંભ હું તમારી ઉપર વધારે મુગ્ધ થઈ ગયો છું. હું તમારી વાર પ્રશંસા કરું છું અને તમને વિશ્વાસ આપું છું કે તમને મારી જનાવીશ તોપણ હું મારી પત્નીને આપેલું વચન બરાબર પા અને તેનો ત્યાગ કદાપિ કરીશ નહિ. હું તમને છોડીશ નહિ જ તેમ તેને પણ છોડી નહિ આપું. કિન્તુ તમને બન્નેને બન્ને આંખોની સમાન આદર આપીશ. હું ધર્મની મર્યાદા છું એટલા માટે એ મર્યાદાનું ઉલ્લંઘન કોઈ દિવસ નહિ. પણ અત્યારે મારે એક જ પત્ની છે અને તમારા જેવી સુશીલ નથી એટલે એક તમે અને એક તે એમ પત્ની મારે થાય એમ હું ચાહું છું. અત્યાર સુધી મારે એક હોવાથી એક આંખવાળો જ હતો. જ્યારે તમે પણ મારી થાઓ ત્યારે જ હું બે આંખોવાળો થઈશ. માટે બીજો કોઈ વિચાર કરતાં મારા કહેવા ઉપર ધ્યાન આપો અને મારી પ્રાર્થ સ્વીકાર કરો."

સેનાપતિના કથનના ઉત્તરમાં ધારિણીએ તેને જવાબ "ભાઈ અત્યારે તમે સ્વાર્થના પંજામાં વધારે સપડાઈ ગયા છો તેથી જ તમે ન્યાય-અન્યાયનો ધર્મ-અધર્મનો, ઉચિત-અનુચિ વિવેક કરી શકતા નથી. જો એમ ન હોત તો તમે એમ ન કે હું પહેલાં લીધેલી પ્રતિજ્ઞાનો ભંગ કરું અને આ નવી પ્રતિ

પણ ભગ નહિ કરૂં. હું તમને પૂછુ છુ કે, જ્યારે તમે વિવાહના સમયે તમારી પત્નીની સામે પ્રતિજ્ઞા કરી હતી ત્યારે શું તમે એ વાત નક્કી કરી હતી કે, ' હું તને પણ મારી સાથે રાખીશ અને બીજી સ્ત્રી લાવીશ તેને પણ સાથે રાખીશ ? ' જો એ વખતે કરવામાં આવેલી પ્રતિજ્ઞામા આ વાત નક્કી કરવામા નથી આવી તો પછી તમે એમ કેમ કહી શકો છો કે તમે પહેલી પ્રતિજ્ઞાનો ભંગ કરવા ચાહતા નથી ! ભાઈ, વાસ્તવમા તમારી બુદ્ધિ જ અત્યારે ઠેકાણે નથી અને તેથી જ પરસ્ત્રીને—જે તમારી બ્હેન છે તેને—પણ પોતાની સ્ત્રી બનાવવા ચાહો છો અને સાથે સાથે હું પ્રતિજ્ઞાનો ભગ કરતો નથી એમ ધર્મની સાક્ષીએ કહી રહ્યા છો ! હું તો પરસ્ત્રીને પોતાની સ્ત્રી બનાવનાર પુરૂષની વારવાર નિંદા કરૂ છું, તેને કાયર સમજું છુ અને ધિક્કારને પાત્ર ગણું છુ."

ધારિણીની આ વાતની અસર સેનાપતિ ઉપર જરા પણ ન પડી. તે તો વિકારપાશમા પૂરેપૂરો ફસાઈ ગયો હતો તે તો એ જ વિચાર કરતો હતો કે. "આ સ્ત્રી આજે નહિ માને તો કાલે માનશે પણ કોઈ પણ ઉપાયે તે માનશે જરૂર અત્યારે તે મારા હાથમાં છે ગમે તેમ કરી તેને મનાવી લઈશ હું તો એમ જ ચાહતો હતો કે કોઈ, સામ–દામની નીતિથી સમજી જાય તો ભેદનીતિ કે દડનીતિનો પ્રયોગ જ કરવો ન પડે પણ જ્યારે સામ–દામનીતિથી સમજતી જ નથી તો હવે ભેદનીતિથી જ કામ લેવુ જોઈએ અને જ્યારે ભેદનીતિ સફલ નહિ થાય ત્યારે દડનીતિ તો આખરે છે જ."

આ પ્રમાણે નિશ્ચય કરી સેનાપતિ ધારિણીને ફરી કહેવા લાગ્યો કે, "હે ! મધુરભાષિણી ! તમે જે ડાહી વાતો કહો તે ઠીક છે, પણ અત્યારે તમારૂ ધ્યાન કેવળ એક બાજુ હોવાથી બીજી બાજુનો વિચાર કરી શકતા નથી તમે મારી પ્રતિજ્ઞા ઉપર તો ધ્યાન આપો છો પણ તમારા હિતા-હિત વિષે જરાપણ ધ્યાન આપતા નથી. હું જે કાંઈ કરી રહ્યો છુ તે

તમારા ભલા માટે કરી રહ્યો છું એ વિષે વિચાર પણ કરતા નથી. હું તમારો ઉપકાર કરવા માટે જ તમને અપનાવવા તૈયાર થયો છું અને તમારી સાથે સેવક થઈ રહેવાની પ્રતિજ્ઞા કરી રહ્યો છું. કદાચ હું મારી પહેલી પ્રતિજ્ઞાથી ભ્રષ્ટ થઈ રહ્યો છું—તેનું ઉલ્લંઘન કરી રહ્યો છું—તો તે પણ તમારો ઉપકાર કરવાની દૃષ્ટિએ જ પ્રતિજ્ઞા ભ્રષ્ટ થઈ રહ્યો છું. હું તો એ જ વિચાર કરતો હતો કે આ રત્ન કાગડાના ગળે શોભા આપતું નથી. કાગડાના ગળામાં પહેરેલું રત્ન જોઈને પણ એ રત્નને કાગડાના ગળામાં રાખવા જ દેવું એ રત્નનું અપમાન કરવા બરાબર છે. કોઈ મૂર્ખ શિરોમણિ પણ આવા મૂલ્યવાન અને સુંદર રત્નને જ્યાં તેની કિંમત થતી નથી ત્યાં રહેવા દે નહિ. જો કોઈ વ્યક્તિ કાગડાના ગળામાં પહેરેલી રત્નમાળા લઈ લે અને તેની કિંમત વધારે તો કંઈ અપરાધ નથી, પણ એ તો રત્ન ઉપર ઉપકાર છે. આ જ વાત મારા અને તારા વિષે પણ સમજ. તારા જેવી સુંદરી અને વીર પુત્રી દધિવાહન જેવા કાયર પુરુષના હાથમાં જાય એ તો તારું અપમાન છે. દધિવાહન જેવા કાયર પુરુષની સાથે તારી શોભા ન હોઈ શકે. દધિવાહન એ તદ્દન કાયર પુરુષ છે. તેનામાં વીરતાનો અંશ નથી. જેનામાં વીરતા હોય તે ક્ષત્રિયપુત્ર ભલે યુદ્ધમાં લડતો મરી જાય પણ યુદ્ધના ભયથી તે ભાગી જતો નથી. દધિવાહન તો સેના જોતાં જ એવો ડરીને ભાગ્યો કે અત્યાર સુધી તેનો પત્તો પણ લાગતો નથી. પ્રાણનાશના ભયથી એ તમને છોડીને પણ ચાલ્યો ગયો. એણે એટલું પણ વિચાર્યું નહિ કે હું નાસી તો જાઉં છું પણ મારી પાછળ મારી સ્ત્રી વગેરેની શી દશા થશે! તેમના ઉપર કેટલી મુશ્કેલીઓ આવી પડશે! દધિવાહનની ઉપર તમારી રક્ષા કરવાનો ભાર હતો, એટલે જ્યાંસુધી શરીરમાં પ્રાણ હોય ત્યાંસુધી તમારી રક્ષા કરવી એ તેનું કર્તવ્ય હતું પણ એણે કર્તવ્યનું પાલન ન કર્યું અને તમને અરક્ષિત અવસ્થામાં મૂકી જઈ પોતે જંગલમાં ભાગી ગયો. એ તો સારું થયું કે તમારા મહેલમાં હું જ આવી

મ્હોચ્યો અને તમને સુરક્ષિત અવસ્થામાં અહીં લઈ આવ્યો, નહિ તો કોઈ બીજો સૈનિક ત્યાં આવત તો કોણ જાણે તમારી કેવી અવદશા થાત ? હવે તમે જ બતાવો કે, જે પોતાનું કર્તવ્ય બજાવી શકતો નથી, જે પોતાના પ્રાણની રક્ષા માટે પોતાની સ્ત્રીને પણ અરક્ષિત અવસ્થામાં મૂકી દઈ ભાગી જાય છે અને જે યુદ્ધના ભયથી ભાગી જઈ પોતાની રક્ષા કરવા ચાહે છે તે કાયર પુરુષની સાથે તમારે રહેવું એ શું તમારા શૌર્ય અને સૌંદર્યનું અપમાન નથી ? તમારા એ અપમાનમાંથી તમને મુક્ત કરવા માટે જ હું તમને મારી પત્ની બનાવવા ચાહું છું

આ પ્રમાણે સેનાપતિ ધારિણી ઉપર ભેદનીતિનો પ્રયોગ કરવા લાગ્યો અને દધિવાહનને કાયર બતાવી તેના તરફ ધારિણીના હૃદયમાં ઘૃણા પેદા કરવાની ચેષ્ટા કરવા લાગ્યો પણ શુદ્ધ સત્ય પ્રેમ આગળ તેની ભેદનીતિ તદ્દન નિષ્ફળ જ નીવડી ધારિણી એવા કાચા હૃદયની ન હતી કે તે સેનાપતિની નીતિની જાળમાં ફસાઈ જાય દધિવાહન પ્રતિ ધારિણીને અનન્ય પ્રેમ હતો તે પતિવ્રત ધર્મની મહત્તા સમજતી હતી અને તેનું બરાબર પાલન કરવામાં પોતાની પ્રતિષ્ઠા રહેલી માનતી હતી. પતિવ્રતા સ્ત્રી, પોતાના પતિની સિવાય સંસારમાં કોઈને સુંદર, વીર કે વૈભવશાળી માનતી નથી તેની દૃષ્ટિમાં તો પતિ એ જ સર્વસ્વ છે. પતિથી વધારે સંસારમાં બીજી બીજુ કાંઈ નથી પતિવ્રતા સ્ત્રી, પતિના કોઈ દુર્ગુણ ઉપર ધ્યાન જ આપતી નથી તેનું ધ્યાન તો પતિના સદ્ગુણો ઉપર રહેલું હોય છે. પ્રેમીજનોનો આવો જ સ્વભાવ હોય છે શુદ્ધ પ્રેમી, પોતાના પ્રેમા-
૮ સ્પદના દુર્વ્યવહાર ઉપર ધ્યાન ન આપતાં સદ્વ્યવહારને જ પોતાના હૃદયમાં સ્થાન આપે છે. અને પ્રેમાસ્પદને કોઈથી ઊતરતો માનતા નથી આ જ વાત ધારિણીને પણ લાગુ પડતી હતી દધિવાહનની પ્રતિ ધારિણીના હૃદયમાં જે પ્રેમભાવ હતો તેને દૂર કરવા માટે સેનાપતિ દધિવાહનની નિંદા કરતો હતો, પણ દધિવાહનના

તમારા બધા માટે કરી રહ્યો છું એ વિષે વિચાર પણ કરતા નથી. હું તમારો ઉપકાર કરવા માટે જ તમને અપનાવવા તૈયાર થયો છું અને તમારી સાથે સેવક થઈ રહેવાની પ્રતિજ્ઞા કરી રહ્યો છું. કદાચ હું મારી પહેલી પ્રતિજ્ઞાથી ભ્રષ્ટ થઈ રહ્યો છું—તેનું ઉલ્લંઘન કરી રહ્યો છું—તો તે પણ તમારો ઉપકાર કરવાની દૃષ્ટિએ જ પ્રતિજ્ઞા ભ્રષ્ટ થઈ રહ્યો છું. હું તો એ જ વિચાર કરતો હતો કે આ રત્ન કાગડાના ગળે શોભા આપતું નથી. કાગડાના ગળામાં પહેરેલું રત્ન જોઈને પણ એ રત્નને કાગડાના ગળામાં રાખવા જ દેવું એ રત્નનું અપમાન કરવા બરાબર છે. કોઈ મૂર્ખ શિરોમણિ પણ આવા મૂલ્યવાન અને સુંદર રત્નને જ્યાં તેની કિંમત થતી નથી ત્યાં રહેવા દે નહિ. જો કોઈ વ્યક્તિ કાગડાના ગળામાં પહેરેલી રત્નમાળા લઈ લે અને તેની કિંમત વધારે તો કોઈ અપરાધ નથી, પણ એ તો રત્ન ઉપર ઉપકાર છે. આ જ વાત મારા અને તારા વિષે પણ સમજ. તારા જેવી સુંદરી અને વીર પુત્રી દધિવાહન જેવા કાયર પુરુષના હાથમાં જાય એ તો તારું અપમાન છે. દધિવાહન જેવા કાયર પુરુષની સાથે તારી શોભા ન હોઈ શકે. દધિવાહન એ તદ્દન કાયર પુરુષ છે. તેનામાં વીરત્વનો અંશ નથી. જેનામાં વીરતા હોય તે ક્ષત્રિયપુત્ર સામે યુદ્ધમાં આવેલો મરી જાય પણ યુદ્ધના ભયથી તે ભાગી જતો નથી. દધિવાહન તો સેના જોતાં જ એવો ડરીને ભાગ્યો કે અત્યાર સુધી તેનો પત્તો પણ લાગતો નથી. પ્રાણનાશના ભયથી એ તમને છોડીને પણ નાસી ગયો. એણે એટલું પણ વિચાર્યું નહિ કે હું નાસી તો જાઉં છું પણ મારી પાછળ મારી સ્ત્રી વગેરેની શી દશા થશે! તેમના ઉપર કેવી મુશ્કેલીઓ આવી પડશે! દધિવાહનની ઉપર તમારી રક્ષા કરવાનો ભાર હતો, એટલે જ્યાંસુધી શરીરમાં પ્રાણ હોય ત્યાંસુધી તમારી રક્ષા કરવી એ તેનું કર્તવ્ય હતું પણ એણે કર્તવ્યનું પાલન ન કર્યું અને તમને અરક્ષિત અવસ્થામાં મૂકી જઈ પોતે જ જંગલમાં ભાગી ગયો. એ તો સારું થયું કે તમારા મહેલમાં હું જ આવી

પહોંચ્યો અને તમને સુરક્ષિત અવસ્થામાં અહીં લઈ આવ્યો, નહિ તો કોઈ બીજો સૈનિક ત્યાં આવત તો કોણ જાણે તમારી કેવી અવદશા થાત ? હવે તમે જ બતાવો કે, જે પોતાનું કર્તવ્ય બજાવી શકતો નથી, જે પોતાના પ્રાણની રક્ષા માટે પોતાની સ્ત્રીને પણ અરક્ષિત અવસ્થામાં મૂકી દઈ ભાગી જાય છે અને જે યુદ્ધના ભયથી ભાગી જઈ પોતાની રક્ષા કરવા ચાહે છે તે કાયર પુરુષની સાથે તમારે રહેવું એ શું તમારા શૌર્ય અને સૌંદર્યનું અપમાન નથી ? તમારા એ અપમાનમાંથી તમને મુક્ત કરવા માટે જ હું તમને મારી પત્ની બનાવવા ચાહું છું.

આ પ્રમાણે સેનાપતિ ધારિણી ઉપર ભેદનીતિનો પ્રયોગ કરવા લાગ્યો અને દધિવાહનને કાયર બનાવી તેના તરફ ધારિણીના હૃદયમાં ઘૃણા પેદા કરવાની ચેષ્ટા કરવા લાગ્યો પણ શુદ્ધ સત્ય પ્રેમ આગળ તેની ભેદનીતિ તદન નિષ્ફળ જ નીવડી ધારિણી એવા કાચા હૃદયની ન હતી કે તે સેનાપતિની નીતિની જાળમાં ફસાઈ જાય દધિવાહન પ્રતિ ધારિણીને અનન્ય પ્રેમ હતો તે પતિવ્રત ધર્મની મહત્તા સમજતી હતી અને તેનું બરાબર પાલન કરવામાં પોતાની પ્રતિષ્ઠા રહેલી માનતી હતી પતિવ્રતા સ્ત્રી, પોતાના પતિની સિવાય સંસારમાં કોઈને સુંદર, વીર કે વૈભવશાળી માનતી નથી. તેની દૃષ્ટિમાં તો પતિ એ જ સર્વસ્વ છે પતિથી વધારે સંસારમાં બીજી બીજું કાંઈ નથી પતિવ્રતા સ્ત્રી, પતિના કોઈ દુર્ગુણ ઉપર ધ્યાન જ આપતી નથી તેનું ધ્યાન તો પતિના સદ્‌ગુણો ઉપર રહેલું હોય છે. પ્રેમીજનોનો આવો જ સ્વભાવ હોય છે શુદ્ધ પ્રેમી, પોતાના પ્રેમાસ્પદના દુર્વ્યવહાર ઉપર ધ્યાન ન આપતા સદ્‌વ્યવહારને જ પોતાના હૃદયમાં સ્થાન આપે છે. અને પ્રેમાસ્પદને કોઈથી ઊતરતો માનતા નથી આ જ વાત ધારિણીને પણ લાગુ પડતી હતી દધિવાહનની પ્રતિ ધારિણીના હૃદયમાં જે પ્રેમભાવ હતો તેને દૂર કરવા માટે સેનાપતિ દધિવાહનની નિંદા કરતો હતો, પણ દધિવાહનના

જગલમા ચાલ્યા ગયા એનું કારણ તેમની કાયરતા નહિ પણ યુદ્ધમાં થતી હિંસા જ છે હિંસાથી જે ધન–જનની હાનિ થાય છે તે તેમને પસદ નથી એટલે જ મારા પતિએ અહિંસાના ઉચ્ચ ધ્યેયને દૃષ્ટિ સમક્ષ રાખી જગલમા ચાલ્યા જવાનું પસંદ કર્યું છે બાકી કોઈ કારણ નથી. છતાં તમે મારા પતિને કાયર કહો છો અને તમે પોતાને વીર માનો છો એ સર્વથા મિથ્યા—ખોટું છે.

"જો તમે સાચા વીર પુરુષ હોત તો તમે અન્યાય—અત્યાચારને કદાપિ અપનાવ્યો ન હોત પણ અન્યાયનો વિવેક કર્યો હોત હું તમને પૂછુ છુ કે, મારા પતિએ એવો કયો અપરાધ કર્યો હતો કે જેથી શતાનીકને ચપા ઉપર ચડાઈ કરવાની જરૂર પડી ? અને જો મારા પતિએ કોઈ અપરાધ કર્યો ન હતો એટલે શતાનીકે જે આક્રમણ કરેલું તે અન્યાયપૂર્ણ હતુ એમ તમે માનો છો તો તમે શતાનીકને સહકાર શા માટે આપ્યો ? અને તેનો વિરાધ કેમ ન કર્યો ? થોડી વાર માટે એમ માની લો કે મારા પતિનો અપરાધ હતો અને શતાનીકે નિષ્કારણ ચપા ઉપર ચડાઈ કરી ન હતી તો પણ પ્રજાએ શો અપરાધ કર્યો હતો કે તેને મારવામાં આવી, કાપવામા આવી અને લૂટવામા આવી ? અને એ લૂટમાં તમે શા માટે ભાગ લીધો ? અન્યાય કરવો, અત્યાચાર કરવો, બીજાને નિષ્કારણ કષ્ટ પહોંચાડવુ, બીજાના પ્રાણ હરવા, બીજાની સપત્તિ લૂટવી એમા જ શુ વીરતા છે ? તમે ભલે આને વીરતા માનતા હો પણ કોઈ એને વીરતા નહિ પણ ક્રૂરતા જ કહેશે. તમે પોતાને વીર કહેવડાવો છો પણ અન્યાયનો વિરોધ તો કરી ન શકયા અને એ રીતે તમે તમારી કાયરવૃત્તિનો પરિચય આપેલ છે. તમે હત્યા, લૂંટ, ચોરી અને પરદારહરણ કરવા છતા પણ પોતાને વીર માની રહ્યા છો એટલે જ તમારી બુદ્ધિ અત્યારે ઠેકાણે નથી એમ હુ તમને કહું છુ.

"ભાઈ ! તમે મારી ઉપર જે ઉપકાર કરવા ચાહો છો તે ઉપકાર તમે તમારી જ પાસે રાખો ! તમારે મારા માટે કષ્ટ સહેવાની કે

પ્રતિજ્ઞાથી ભ્રષ્ટ થવાની જરા પણ જરૂર નથી. મારા પતિ અમર છે કે વીર, તેમણે કર્તવ્યનું પાલન કર્યું છે કે નહિ, તેઓ મને સુરક્ષિત મૂકી ગયા છે કે અરક્ષિત એ બધી વાતની તમે શા માટે વ્યર્થ ચિંતા કરો છો! કદાચ મારા પતિએ અમરતા મેળવી છે કે તેમણે કર્તવ્યનું પાલન કર્યું નથી તો હું શા માટે અમરતા મેળવું! હું કર્તવ્યચ્યુત શા માટે થાઉં અને હું ધર્મની મર્યાદાનું ઉલ્લંઘન શા માટે કરું! હું એક વીરપુત્રી અને વીરપત્ની છું. મેં વિવાહ સમયે પ્રતિજ્ઞા કરી છે કે મારો વિવાહ જેમની સાથે થયો છે તે મહારાજ દધિવાહનના સિવાય સંસારના બીજા બધા પુરુષો પિતા, ભાઈ કે પુત્રની સમાન છે. હું એ પ્રતિજ્ઞાનું પાલન અસ્ખલિત સુધી બરાબર કરીશ. પતિ ઉપર તેમના ધર્મનો ભાર છે અને મારી ઉપર મારા ધર્મને પાળવાનો ભાર છે. પોતાનો ધર્મ પોતે જ પાળી શકે છે. એટલે એ ધર્મથી પતિત થઈ ગયા છે એ કહેવું સર્વથા અનુચિત છે. હું ધર્મની રક્ષા માટે મારા પ્રાણનો ભોગ આપી દઉં પણ ધર્મનો ભોગ આપી હું જીવવાનું પસંદ કરતી નથી. માટે તમે તમારી દુર્ભાવનાને સંતોષવા મને ધર્મભ્રષ્ટ કરવા માટે તમે જેટલા પ્રયત્ન કરો છો તે બધા વ્યર્થ જવાના છે. હું ધર્મની મર્યાદાનું કદાપિ ઉલ્લંઘન કરીશ નહિ. એટલા માટે હું તમને મારો અંતિમ નિર્ણય તમને સાફસાફ જણાવી દઉં છું કે ભલે સૂર્ય પ્રકાશને બદલે અંધકાર આપવા લાગે, ભલે ચંદ્ર શીતળતા આપવાને બદલે તાપ આપવા લાગે કે બધાની આધારભૂત પૃથ્વી રસાતળમાં ધસી જાય પણ મેં જે પ્રતિજ્ઞા લીધી છે તે પ્રતિજ્ઞાનો ભંગ કદાપિ થઈ શકશે નહિ તેમ તે ધર્મથી ભ્રષ્ટ પણ થઈ શકશે નહિ તો પછી પર પુરુષને સ્વીકારવાની વાત જ ક્યાં રહી! ભલે ગંગાનો પ્રવાહ સમુદ્ર તરફ ન જતાં ઊલટો હિમાલય તરફ વહેવા લાગે પણ મારો પ્રેમનો પ્રવાહ જે મહારાજ દધિવાહનની તરફ વહે છે તે બીજા પુરુષની તરફ વહી શકે તેમ નથી. ભાઈ! તમે ભલે નલ-કુબેરની સમાન સુંદર હો

અર્જુનની સમાન વીર યોદ્ધા હો તો પણ હું તમને પતિરૂપે સ્વીકાર કરી શકું એમ નથી, માટે તમે પાપપ્રવાહની અને નરકમાં લઈ જનારી દુર્ભાવનાનો ત્યાગ કરો, વિષયલોલુપતાને હૃદયમાંથી દૂર કરો, પહેલા તમે જે પ્રતિજ્ઞાઓ લીધી છે તેનું દૃઢ પાલન કરો, એ જ મારી તમને પ્રાર્થના છે."

ધારિણીની વીરતાભરી વાતો સાંભળીને સેનાપતિનું મન તેની તરફ વધારે આકર્ષાયું પણ જ્યારે ધારિણીએ પોતાનો અંતિમ નિર્ણય સંભળાવી દીધો ત્યારે તેના હૃદયમાં ઘણી નિરાશા થઈ અને ક્રોધ પણ આવ્યો. તે મનમાં વિચારવા લાગ્યો કે, "આ સ્ત્રી રત્ન મેળવી હું મારું જીવન ધન્ય બનાવીશ એ આશાએ રાજમહેલમાંથી બીજા રત્નો ન લેતા આ સ્ત્રીરત્નને ઉપાડી લાવ્યો. પણ આ તો મને પતિરૂપે સ્વીકારતી પણ નથી! મેં એને મારી સ્ત્રી બનાવવા માટે સામ, દામ, અને ભેદ એ ત્રણેય નીતિને અજમાવી જોઈ પરંતુ એણે તો મારી બધી બાજી પણ ઉથલાવી નાખી! મેં તેને અપનાવવા માટે ખૂબ પ્રયત્નો કર્યા પણ બધા નિષ્ફળ નીવડ્યાં. જો તે મને વશ ન થઈ તો આ યુદ્ધથી મને કાંઈ લાભ પણ ન થયો! મેં રત્નો પણ ગુમાવ્યાં અને આ સ્ત્રીરત્ન પણ મારા હાથમાંથી જતું રહે છે, જો એની વાત માની હું તેના ઉપરથી પ્રેમ હટાવી લઉં તો તો મારો બધો પરિશ્રમ નકામો જાય! ગમે તેમ થાય પણ હું તો તેને મારી સ્ત્રી બનાવીશ અને એ રીતે મારા હૃદયની ભાવનાને સંતોષીશ જો સામ, દામ, અને ભેદ નીતિથી મને વશ ન થઈ તો દંડનીતિનો ઉપયોગ કરીશ અને અને તે દ્વારા મારી પત્ની બનાવવા માટે તેને ફરજ પાડીશ. દંડનીતિ આગળ તો મોટામોટા ધનુર્ધર યોદ્ધાઓ પણ ધ્રુજી ઊઠે છે અને પોતાની પ્રતિજ્ઞાનો ત્યાગ પણ કરી નાખે છે તો પછી આ અબળાની તો શી શક્તિ છે કે મારી દંડનીતિને વશ ન થાય! હવે તેને વશ કરવા માટે દંડનીતિના પ્રયોગ સિવાય બીજો એકેય માર્ગ નથી મારી દંડનીતિનો પ્રયોગ અવશ્ય સફળ થશે રાજમહેલમાંથી

પ્રતિજ્ઞાથી ભ્રષ્ટ થવાની જરા પણ જરૂર નથી. મારા પતિ કાયર છે કે વીર, તેમણે કર્તવ્યનું પાલન કર્યું છે કે નહિ તેઓ મને રક્ષિત મૂકી ગયા છે કે અરક્ષિત, એ બધી વાતની તમે શા માટે વ્યર્થ ચિંતા કરો છો ! કદાચ મારા પતિએ કાયરતા બતાવી છે કે તેમણે કર્તવ્યનું પાલન કર્યું નથી તો હું શા માટે કાયરતા બતાવું ! હું કર્તવ્યચ્યુત શા માટે થાઉં અને હું ધર્મની મર્યાદાનું ઉલ્લંઘન શા માટે કરું ! હું એક વીરપુત્રી અને વીરપત્ની છું મેં વિવાહ સમયે પ્રતિજ્ઞા કરી છે કે મારો વિવાહ જેમની સાથે થયો છે તે મહારાજ દધિવાહનના સિવાય સંસારના બીજા બધા પુરુષો પિતા, ભાઈ કે પુત્રની સમાન છે હું એ પ્રતિજ્ઞાનું પાલન મરણાંત સુધી બરાબર કરીશ. પતિ ઉપર તેમના ધર્મનો ભાર છે અને મારી ઉપર મારા ધર્મને પાળવાનો ભાર છે પોતાનો ધર્મ પોતે જ પાળવો જોઈએ. એટલે એ ધર્મથી પતિત થઈ ગયા છે એ કહેવું સર્વથા અનુચિત છે હું ધર્મની રક્ષા માટે ભલે પ્રાણનો ભોગ આપી દઉં પણ ધર્મનો ભોગ આપી હું જીવવાનું પસંદ કરતી નથી. માટે તમે તમારી દુર્ભાવનાને સંતોષવા મને ધર્મભ્રષ્ટ કરવા માટે તમે જેટલા પ્રયત્ન કરો છો તે બધા વ્યર્થ જવાના છે હું ધર્મની મર્યાદાનું કદાપિ ઉલ્લંઘન કરીશ નહિ. એટલા માટે હું તમને મારો અંતિમ નિર્ણય તમને સાફસાફ જણાવી દઉં છું કે ભલે સૂર્ય પ્રકાશને બદલે અંધકાર આપવા લાગે, ભલે ચંદ્ર શીતળતા આપવાને બદલે તાપ આપવા લાગે કે બધાની આધારભૂત પૃથ્વી રસાતળમાં ધસી જાય પણ મેં જે પ્રતિજ્ઞા લીધી છે તે પ્રતિજ્ઞાનો ભંગ કદાપિ થઈ શકે નહિ તેમ હું ધર્મથી ભ્રષ્ટ પણ થઈ શકીશ નહિ તો પછી પર પુરુષને સ્વીકારવાની વાત જ ક્યાં રહી ! ભલે ગંગાનો પ્રવાહ સમુદ્ર તરફ ન જતાં ઊલટો હિમાલય તરફ વહેવા લાગે પણ મારો પ્રેમનો પ્રવાહ જે મહારાજા દધિવાહનની તરફ વહે છે તે બીજા પુરુષની તરફ વહી શકે તેમ નથી. ભાઈ ! તમે ભલે નલ-કુબેરની સમાન સુંદર હો

અર્જુનની સમાન વીર યોદ્ધા હો તો પણ હું તમને પતિરૂપે સ્વીકાર કરી શકું એમ નથી, માટે તમે પાપપ્રવાહની અને નરકમાં લઈ જનારી દુર્ભાવનાનો ત્યાગ કરો, વિષયલોલુપતાને હૃદયમાંથી દૂર કરો, પહેલા તમે જે પ્રતિજ્ઞાઓ લીધી છે તેનું દૃઢ પાલન કરો, એ જ મારી તમને પ્રાર્થના છે."

ધારિણીની વીરતાભરી વાતો સાંભળીને સેનાપતિનું મન તેની તરફ વધારે આકર્ષાયું પણ જ્યારે ધારિણીએ પોતાનો અંતિમ નિર્ણય સંભળાવી દીધો ત્યારે તેના હૃદયમાં ઘણી નિરાશા થઈ અને ક્રોધ પણ આવ્યો. તે મનમાં વિચારવા લાગ્યો કે, "આ સ્ત્રી રત્ન મેળવી હું મારું જીવન ધન્ય બનાવીશ એ આશાએ રાજમહેલમાંથી બીજા રત્નો ન લેતા આ સ્ત્રીરત્નને ઉપાડી લાવ્યો. પણ આ તો મને પતિરૂપે સ્વીકારતી પણ નથી। મેં એને મારી સ્ત્રી બનાવવા માટે સામ, દામ, અને ભેદ એ ત્રણેય નીતિને અજમાવી જોઈ પરંતુ એણે તો મારી બધી બાજી પણ ઉથલાવી નાખી। મેં તેને અપનાવવા માટે ખૂબ પ્રયત્નો કર્યા પણ બધા નિષ્ફળ નીવડ્યા જો તે મને વશ ન થઈ તો આ યુદ્ધથી મને કાંઈ લાભ પણ ન થયો। મેં રત્નો પણ ગુમાવ્યાં અને આ સ્ત્રીરત્ન પણ મારા હાથમાંથી જતું રહે છે, જો એની વાત માની હું તેના ઉપરથી પ્રેમ હટાવી લઉં તો તો મારો બધો પરિશ્રમ નકામો જાય। ગમે તેમ થાય પણ હું તો તેને મારી સ્ત્રી બનાવીશ અને એ રીતે મારા હૃદયની ભાવનાને સંતોષીશ જો સામ, દામ, અને ભેદ નીતિથી મને વશ ન થઈ તો દંડનીતિનો ઉપયોગ કરીશ અને અને તે દ્વારા મારી પત્ની બનાવવા માટે તેને ફરજ પાડીશ. દંડનીતિ આગળ તો મોટામોટા ધનુર્ધર યોદ્ધાઓ પણ ધ્રૂજી ઊઠે છે અને પોતાની પ્રતિજ્ઞાનો નાશ પણ કરી નાખે છે તો પછી આ અબળાની તો શી શક્તિ છે કે મારી દંડનીતિને વશ ન થાય। હવે તેને વશ કરવા માટે દંડનીતિના પ્રયોગ સિવાય બીજો એકેય માર્ગ નથી મારી દંડનીતિનો પ્રયોગ અવશ્ય સફળ થશે રાજમહેલમાંથી

આ દુર્નીતિના પ્રયોગ દ્વારા જ એ સ્ત્રીને અહીં લાવી શક્યો છું. જો એનો ત્યારે પ્રયોગ કર્યો ન હોત તો તે કદાપિ મારી સાથે આવત નહિ.'

આ પ્રમાણે નિશ્ચય કરી સેનાપતિ લાલ આંખ કરી ક્રોધપૂર્વક ધારિણીને કહેવા લાગ્યો કે, "બસ! બસ! બહુ થયું! તારી વાતો બધી રહેવા દે! બહુ પતિવ્રતાની ઢોંગણી બની ગઈ છો તે જાણીએ છીએ. સાચી પતિવ્રતા હોત તો પતિનો વિયોગ થતાં જ મરી કેમ ન ગઈ અને મારી સાથે શા માટે ચાલી આવી! ત્યારે તો મારી સાથે ચાલી આવી અને અહીં આવ્યા બાદ પતિવ્રતાનો ઢોંગ કરી ત્રિયાચરિત્ર બતાવી રહી છે! હું તને બેન માની તારી સેવા ચાકરી કરવા અહીં લાવ્યો નથી પણ તને મારી પ્રેયસી બનાવવા જ લાવ્યો છું. હું તો એમ માનતો હતો કે તું સીધી રીતે મને પતિરૂપે સ્વીકારી લઈશ અને મારે તને જરા પણ દુઃખ આપવું નહિ પડે પણ તું તો કોઈ વિચિત્ર પ્રકારની છે તે તો આજે જાણ્યું. હું તને બુદ્ધિમતી જાણતો હતો પણ અનુભવ ઉપરથી સ્ત્રીઓમાં બુદ્ધિ જ હોતી નથી એ આજે જાણ્યું. હું તને ફરી વાર કહું છું કે, હું ધીરપ્રતિજ્ઞ છું. એક વાર જે વાતનો નિર્ણય કરી લઉં છું તે વાતને ગમે તે ભોગે પાર ઉતારું છું. એટલા માટે તને ફરી વાર ચેતવણી આપું છું કે તું સીધી રીતે મારી વાત માની લે. જે મારા વિચારને અનુકૂલ રહે છે તેનો તો હું રક્ષક છું પણ જે મારા વિચારની વિરુદ્ધ જાય છે તેનો તો હું અગ્નિની માફક ભક્ષક જ છું. જો તું પ્રસન્નતાપૂર્વક મારી વાતને માની લે તો તો હું તારો રક્ષક જ નહિ પણ આજ્ઞાકારી સેવક બની રહીશ. પણ જો મારા વિચારની વિરુદ્ધ જઈ મને વશ નહિ થાય તો તો હું તારો શત્રુ બનીને પણ તને મારી બનાવીશ. જો, અહીં તારી રક્ષા કરનાર કોઈ નથી. તેમ તને સહાયતા આપનાર પણ કોઈ નથી. હવે તું તો મને તારો રક્ષક બનાવી લે છે અને જો તારે કષ્ટમાં જ પડવું છે તો મને તારો ભક્ષક પણ બનાવી લે?

છે હું એવો કાયર નથી કે અસફલતાના લક્ષણ જોઈ કાર્યને પડતુ મૂકી દઉં. જ્યાં પ્રાણની પણ પરવા ન હોય તેવા ભયાનક સંગ્રામમાં પણ જ્યારે હું કાયરતા બતાવતો નથી તો પછી તારી આવી નમાલી વાતોમા હુ કાયર કેમ બની જાઉં ? જો આ તરવાર કેવી છે ? આ તેજ તલવાર છે કે જેને જોઈને તું ભયભીત થઈ ચૂં-ચાં કર્યા વિના ચૂપચાપ રથમા બેસી મારી સાથે અહીં આવી છો ? હવે જો તેં મારી વાતનો અસ્વીકાર કરવાનું દુ:સાહસ કર્યું તો આ જ તાતી તલવાર દ્વારા તારા માથાને ધડથી જુદુ કરી નાંખીશ અને તારા શરીરના ટુકડે-ટુકડા કરી નાખીશ હુ આટલુ કરીને જ સંતોષ પકડીશ નહિ પણ એમ કર્યા પહેલા તારી સાથે સહવાસ કરી મારી ઇચ્છાને પૂરી પાડી તારું પતિવ્રતાનું ગુમાન ઉતારીશ આ નિર્જન વનમા તારા જેવી અસહાય સ્ત્રી મારી વાતનો અસ્વીકાર કરે એ હું કદાપિ સહી શકુ નહિ. એટલા માટે હુ તને ફરીથી કહું છું કે મારી વાત તું સ્વીકારી લે. એમા જ તારા જીવનનું કલ્યાણ અને કુશલ રહેલુ છે ”

સેનાપતિની આ ભયોત્પાદક વાતોનો પ્રભાવ ધારિણી ઉપર જરા પણ ન પડ્યો ! ધારિણી તેની વાતોથી જરા પણ ડરી નહિ તે તો પહેલાની માફક જ પ્રસન્નચિત્ત રહી સેનાપતિની વાત સમાપ્ત થતા જ ધારિણીએ જવાબ આપ્યો કે," ભાઈ ! વાસ્તવમાં વીરપુરુષો માટે એજ ઉચિત છે કે, જે વાત એક વાર મોઢેથી કહેવામાં આવી હોય તેને કોઈ પણ હિસાબે પાર ઉતારવી જ જોઈએ હું પણ તમને એ જ વાત કહી રહી છુ, કે તમે પહેલા જે પ્રતિજ્ઞા લીધી છે તેનું બરાબર પાલન કરી તમારી વીરતાની રક્ષા કરો પણ તમે મારી વાત સમજતા નથી અને તમારો દુરાગ્રહ છોડતા નથી. જ્યારે તમે તમારો ખરાબ વિચાર અને દુરાગ્રહ છોડતાં નથી તો પછી હું મારો સદાચાર, સત્યધર્મ અને સત્યવાતનો આગ્રહ કેવી રીતે છોડી શકુ ? તમે મારા શરીરનો નાશ કરી શકો છો. તલવાર દ્વારા

છે તેમની આ વિષે શી સમ્મતિ છે તે પણ જાણી લઉં. માટે તમે મને થોડી વાર માટે છૂટી મૂકી દો અને તમે જરા દૂર ઊભા રહો કે હું શાન્ત હૃદયે 'મારે અત્યારે શું કરવુ જોઈએ' એ વિષે વિચાર કરી શકું અને ધર્મ તથા ઈશ્વરની આ વિષે સમ્મતિ શી છે તે પણ જાણી શકું। પછી જે નિશ્ચય ઉપર આવીશ તે પ્રમાણે હું કરીશ તેટલો વખત તમે પણ ઈશ્વરની પ્રાર્થના કરો એમ કરવાથી કદાચ તમારી બુદ્ધિ નિર્મલ થઈ જશે અને પછી આ પ્રમાણે બલાત્કાર કરવાનું કષ્ટ પણ માથે ઉપાડવુ નહિ પડે।"

ધારિણીનું કથન સાંભળી, સેનાપતિએ વિચાર્યું કે, એ વિચાર કરવા માટે થોડો સમય માગે છે તો તેને સમય ન આપતા બલાત્કાર કરવો એ ઠીક નથી. જે કામ સરલતાપૂર્વક થઈ શકે તેને મુશ્કેલ બનાવવુ તે બુદ્ધિમતાનું કામ નથી જે ગોળથી સહેલાઈથી મરી શકે છે તેને વિષથી મારવાનો પ્રયત્ન કરવો એ યોગ્ય નથી આ પ્રમાણે જ્યારે તે પોતે જ મને સમર્પણ કરવા તૈયાર થાય છે તો પછી તેના ઉપર બલાત્કાર શા માટે કરવો ! જો કે અત્યારસુધી તેને બહુ સમજાવ્યા છતા તે સમજી નથી પરંતુ હવે જ્યારે તે પોતે જ સમય માગે છે તો સભવ છે કે પોતાની રક્ષાનો કોઈ માર્ગ ન જોતાં, મને પતિરૂપે સ્વીકાર કરવાનો વિચાર કરવા માટે તેણે સમય માગ્યો હોય।। તે અહીંથી ક્યાય ભાગી જઈ શકે તેમ નથી, તેમ મારી વિરુદ્ધ કોઈ પ્રકારનો વિચાર કરવામા જ કલ્યાણ સમજે છે. એટલા માટે તેની ઇચ્છાનુસાર તેને સમય આપવો એ જ યોગ્ય છે.

સેનાપતિએ આ પ્રમાણે વિચાર કરી ધારિણીને કહ્યુ કે, "તારી પ્રાર્થનાનો સ્વીકાર કરી તને એક ઘડીનો હું સમય આપું છું. તે સમય દરમ્યાન તારે જે વિચાર કરવાનો હોય તે વિચાર કરી લે પણ મે હમણા તને જે વિચાર જણાવ્યો છે તેને યાદમા રાખીને જ વિચાર કરજે."

આ પ્રમાણે કહી, સેનાપતિ ધારિણીની પાસેથી દૂર ખસી ગયો / રહ્યો અને મનમાં વિચારવા લાગ્યો કે હમણાં એ ના કહી ગઈ પણ એ કહેશે કે મને તમારી વાત સ્વીકાર્ય છે અને હું તમારી પત્ની બનવા તૈયાર છું. આ રીતે હું તેનો પતિ બની જઈશ.

આ પ્રમાણે સેનાપતિ, ધારિણીના પતિ બનવાનું સ્વપ્ન સેવી રહ્યો હતો ત્યારે બીજી બાજુ થોડે દૂર બેઠેલી વસુમતિ એવો વિચાર કરી રહી હતી કે મારી માતાએ ઘેર તથા માર્ગમાં આપત્તિ સમયે ધૈર્ય રાખવાનો અને કોઈના ઉપર ક્રોધ નહિ કરવાનો જે ઉપદેશ આપ્યો હતો તે ઉપદેશને આજે માતા પોતે કાર્યમાં પરિણત કરી રહી છે! આ ઘોર આપત્તિના સમયે પણ માતા ગભરાઈ નથી તેમ રોઈ પણ નથી, તેમ મારી માતાએ સેનાપતિ ઉપર જરા ક્રોધ પણ કર્યો નથી. માતા વીરપુત્રી છે એટલે તેઓ ધારે તો આ સેનાપતિ સાથે યુદ્ધ પણ કરી શકે છે તથા તેઓ ચાહે તો પોતાના સતીત્વની શક્તિદ્વારા કેવળ એક દૃષ્ટિદ્વારા તેને ભસ્મ કરી શકે પણ માતા આ પ્રમાણે હિંસા કરવી કે વેરનો બદલો વેરથી લેવાનું ઉચિત સમજતી નથી. માતાએ મને એવી જ શિક્ષા આપી છે અને એવી જ શિક્ષાનું આજે માતા પોતે આચરણ કરી રહી છે. હવે માતાએ એક ઘડીનો સમય વિચારવા માટે આપ્યો છે તો માતા એ સમયનો ઉપયોગ કેમ કરે છે એ હું જોઉં છું. આ પ્રમાણે વિચાર કરતી વસુમતિ માતાની તરફ એકીટસે જોવા લાગી.

આ બાજુ સેનાપતિ કોઈ જુદો વિચાર કરી રહ્યો હતો, તો બીજી બાજુ વસુમતિ જુદો વિચાર કરી રહી હતી, તો ત્રીજી બાજુ ધારિણી પણ કોઈ જુદો વિચાર કરી રહી હતી. સેનાપતિ તેની પાસેથી દૂર જતાં જ ધારિણીએ પરમાત્માને વંદન કર્યું અને તેની અંતિમ પ્રાર્થના કરી. પ્રાર્થનામાં તે કહેવા લાગી કે " હે ! પ્રભો ! આ સેનાપતિએ તારી પ્રાર્થના કરવા માટે એક ઘડીનો સમય આપી મારી ઉપર મોટો જ ઉપકાર કર્યો છે એટલું જ નહિ પણ પ્રતિ

તપસ્યાનો ઉપદેશ આપી મારામા ઈશ્વર અને ધર્મ પ્રતિ કેવો દૃઢ વિશ્વાસ છે તેની પણ તે પરીક્ષા કરી રહ્યો છે આ પ્રમાણે તે મારો ઘણો ઉપકારી છે પણ હુ તેના ઉપકારનો બદલો વાળવામા અસમર્થ છુ, કારણકે આ મારો ભાઈ મારુ સતીત્વ લૂટવા ચાહે છે તે મોહને વશીભૂત થઈ મારા આ અશુદ્ધ શરીર ઉપર મુગ્ધ બની ગયો છે મે એને ઘણો સમજાવ્યો પણ જેમ સન્નિપાત-રોગથી ઘેરાયલા રોગીને વૈદ્યની દવા ગમતી નથી તેમ મારી વાત તેને ગમતી નથી. તે કામાધ બની ગયો છે અને તે કારણે ધર્મ, કર્તવ્ય અને તારી શક્તિનુ પણ તેને ભાન નથી આમા કેવળ એનો જ અપરાધ નથી. આ સમયમા અધિકાશ પુરુષોની આવી જ ભાવના હોય છે એવા કામાધ પુરુષોમાં આ સેનાપતિ પણ એક છે તે મારા શરીર ઉપર મોહિત થઈ ગયો છે એટલે તેને બીજી કોઈ સારી વાત પણ પસદ આવતી નથી ! એટલા માટે આ નશ્વર શરીર તેને સોપી દઉ અને જે આત્મા અત્યાર સુધી એ શરીરમા રહીને તારી યત્કિચિત સેવા કરી શક્યો છે એ આત્મા હવે એ શરીરમાથી નીકળી જઈ તારા શરણે આવી જાય એ મને ઠીક લાગે છે. હે ! પ્રભો ! મને મારા આ ભાઈ તરફ જરા પણ ક્રોધ ન આવે, તેના તરફ જરા પણ વૈરભાવ ન રહે અને જે પુરુષો સ્ત્રીરૂપી દીપક ઉપર પતગની માફક પ્રાણનો ભોગ આપે છે તે પુરુષોનો સુધાર થાય એ જ હુ તારી પાસે માગી લઉ છુ બીજી કોઈ વસ્તુની મને જરૂર નથી કેવળ શરીરના રૂપરંગને જોનાર અને આત્માને ભૂલી જનાર આ સેનાપતિની માફક પુરુષો આત્મ-શક્તિને ઓળખે અને વિષય-લાલસાનો ત્યાગ કરે એ જ હે ! પ્રભો ! તારી પાસે માગુ છુ મને એમ લાગે છે કે આ સેનાપતિ જેવા કામી પુરુષોને સુધારવા માટે બલિદાન આપવુ એ એક જ અમોઘ ઉપદેશ છે. મે વસુમતિને જે ઉપદેશ આપ્યો છે તે ઉપદેશને ક્રિયાત્મક રૂપ આપી ઉપદેશનું રહસ્ય મારે વસુમતિને સમજાવવુ છે,

આ સેનાપતિ મોહાંધ થઈ રહ્યો છે, પોતાનું કર્તવ્ય ભૂલી રહ્યો છે અને પદભ્રષ્ટ થવા માટે તત્પર થઈ રહ્યો છે. તે શરીરનું જ મમત્વ તું છોડી દે' આ જ પ્રમાણે પરમેશ્વરે તમારા માટે એવી આજ્ઞા આપી છે કે, 'તું જે શરીર ઉપર મુગ્ધ થઈ રહ્યો છે તે શરીર, અપવિત્ર છે, અશુચિનો ભંડાર છે, ક્ષણિક છે, નાશવંત છે માટે એવા નશ્વર શરીરનો મોહ છોડી દે' કારણકે શરીર ઉપર મોહ કરવાથી અને આત્માનું ભાન ભૂલી જવાથી નરકની કઠોર યાતના સહેવી પડે છે."

ધારિણી પોતાની વાત પૂરી કરે તે પહેલા જ સેનાપતિ ક્રોધથી લાલચોળ થઈ ગયો અને કહેવા લાગ્યો કે, "હે! છલના! લુચ્ચી! તે મારો આટલો બધો સમય ગુમાવ્યો અને હવે મને ઈશ્વરની આજ્ઞા સભળાવી રહી છે! એ આજ્ઞા આપનાર ઈશ્વર વળી કોણ છે! કયા રહે છે! જો એ ઈશ્વરનું અસ્તિત્વ હોય તો તેને તારી રક્ષા માટે બોલાવતી કેમ નથી? અને તે પોતે જ આવી મને આજ્ઞા શા માટે આપતો નથી! તું આવું બધું છળકપટ છોડી દે, ઈશ્વરને ભૂલી જા અને મને જ ઈશ્વર માની મારે વશ થઈ જા"

સેનાપતિની વાતના ઉત્તરમા ધારિણીએ કહ્યું કે, "ભાઈ! મોહને વશ થઈ ઈશ્વરને ભૂલી જવું અને નાસ્તિક બની જવું એ સ્વાભાવિક છે પણ તમે મોહને વશ થએલા છો, હું કાંઈ મોહને વશ થએલી નથી એટલે મારા માટે તો ઈશ્વરની આજ્ઞા શિરોધાર્ય કરવી એ જ મારુ કર્તવ્ય છે. તમે, મોહને વશ થઈને જ ઈશ્વરને બોલાવવાનું અને કહી ગ્હ્યા છો પણ તે ક્યા નથી કે તેમને બોલાવુ! તે બધી જગ્યાએ વ્યાપ્ત છે, અનંત શક્તિમાન છે અને જ્ઞાનગમ્ય છે, પણ તમે તેને ઇન્દ્રિયો દ્વારા જોવા ચાહો છો! તે પણ તે જ મોહનો પ્રતાપ છે, જેને વશ થઈ તમે ઈશ્વરના અસ્તિત્વનો જ ઇનકાર કરી રહ્યા છો! પણ જો પરમાત્માનું અસ્તિત્વ ન હોત, અને તેમની ઈશ્વરીય શક્તિ મારામા ન ન હોત તો તમે આટલા કઠોર વચનો સભળાવી રહ્યા છો છતાં

હું પ્રસન્ન કેમ રહી શકું છું ! મને ક્રોધ કેમ ન આવ્યો ! મને એને દુઃખ તથા અસાતાનો અનુભવ પણ કેમ ન થયો ! એ બધી શક્તિ એ જ ઈશ્વરનો પ્રતાપ છે પણ જ્યારે મોહનીય કર્મનો ઉદય થાય છે ત્યારે ઈશ્વરની શક્તિ પ્રાપ્ત થતી નથી તેમ તે શક્તિનો પરિચય પણ થતો નથી.'

સેનાપતિ ધારિણીની વાતો સાંભળી બહુ જ ક્રોધિત થઈ ગયો અને કહેવા લાગ્યો કે "બસ ! બસ ! તારો ઉપદેશ તારી જ પાસે રાખ, મારે તારા ઉપદેશની જરા પણ જરૂર નથી ! મને હવે ખાત્રી થઈ ગઈ છે કે તું પ્રસન્નતાથી મારી વાત માનીશ નહિ હવે જોઈ લે કે હું મારી વાત બળથી તારી પાસે મનાવું છું !" એમ કહી સેનાપતિ ધારિણી તરફ ધસી આવ્યો. ભૂખ્યા કૂતરાની માફક પોતાની તરફ ધસી આવતા સેનાપતિને જોઈ ધારિણી કહેવા લાગી કે "મારી વાત ન માનવામાં કેવળ તમારો જ દોષ નથી, પણ મારા આ શરીરનો પણ દોષ છે ! પ્રભો ! જે શરીરનું રૂપ જોઈ આ મારો ભાઈ વિવેકહીન અને કામાંધ બની ગયો છે એ શરીરનો હું ત્યાગ કરું છું અને અન્તમાં આ મારા ભાઈને સદ્બુદ્ધિ મળે અને તેનું કલ્યાણ થાય એવી તારી પાસે પ્રાર્થના કરું છું."

આ પ્રમાણે પ્રભુ પ્રાર્થના કરી સેનાપતિ તેના શરીર ઉપર પ્રહારો કરે તે પહેલાં જ ધારિણીએ પોતાની જીભ ખેંચી કાઢી. જીભ ખેંચતાં જ ધારિણીના મુખમાંથી રક્તની ધારા વહેવા લાગી અને તેના શરીરમાંથી પ્રાણ નીકળી ગયો. તેનું નિષ્પ્રાણ શરીર પૃથ્વી ઉપર ઢળી પડ્યું. આ પ્રમાણે ધારિણીએ પોતાના બલિદાન દ્વારા પોતાના સતીત્વની રક્ષા કરી વસુમતિને જે ઉપદેશ આપ્યો હતો તેને આદર્શમય કરી બતાવી આપ્યો તથા વસુમતિનો જે કંઈક ભાગ હતો તે પણ સાફ કરી દીધો અને સાથે સાથે જે સેનાપતિ કામાંધ થઈ તેનું કહેલું માનતો ન હતો તેને પણ બલિદાન દ્વારા અમોઘ ઉપદેશ આપી સુધારના માર્ગે ચડાવ્યો.

---

· પ્રકરણ :

[ ૯ ]

# હૃદયપલટો

---

વેરઝેર હોમાયે કાળા,
ખડ ખડના તૂટે તાળા,
વિશ્વ-મુક્તિના લ્હેરે ન્હાયા,
મારો પ્રાણ ઝગારા !
જો પ્રસરે સ્વાર્પણઅજવાળા !

—સ્નેહરશ્મિ

**મનુષ્યના** હૃદય ઉપર કોઈ ઘટના કે દૃશ્યનો, કોઈ કોઈ વાર એવો પ્રભાવ પડે છે કે તેના જીવનમાં એકદમ પરિવર્તન થઈ જાય છે તે એટલે સુધી કે રાગીમાં વૈરાગ્ય, વિરક્તમાં રાગ, ક્રોધીમા ક્ષમા, ક્ષમાશીલમા ક્રોધ, હિંસકમાંથી દયાળુ, દયાળુમાંથી હિંસક, ચોરમાથી શાહુકાર, શાહુકારમાથી ચોર, દુરાચારીમાથી સદાચારી અને સદાચારીમાથી દુરાચારી સુધી બની જાય છે કોઈ કોઈ ઘટના અને દૃશ્યનો એવો અસાધારણ પ્રભાવ પડે છે કે તેથી પ્રભાવિત વ્યક્તિના

જીવનમાં પણ અસાધારણ પરિવર્તન થઈ જાય છે જેમના જીવનમાં પરિવર્તન કરવા માટે હજારો પ્રયત્નો કરવામાં આવ્યા હોય, અનેક પ્રકારે ઉપદેશ આપવામાં આવ્યો હોય છતાં પણ એના જીવનમાં જરા પણ પરિવર્તન થયું ન હોય તે વ્યક્તિના જીવનમાં કોઈ સામાન્ય ઘટનાથી પણ પરિવર્તન થઈ જાય છે. આવા જીવન-પરિવર્તન થયાના અનેક ઉદાહરણો સાંભળવામાં આવે છે—મહારાજ હિરણ્ય-ગર્ભમાં વૈરાગ્યનું ચિહ્ન પણ ન હતું પણ કેશ એક ધોળો વાળ દેખવાના નિમિત્તથી તેમને સંસાર પ્રતિ વૈરાગ્ય ભાવ પેદા થયો. નમિરાજ રાજર્ષિને પણ પહેલાં વૈરાગ્ય ન હતો પણ સ્ત્રીઓની ચૂડીના અવાજ માત્રથી—રણકાર સાંભળતાં જ સંસાર પ્રતિ ઉદાસીનતા પેદા થઈ અને વિરક્ત થયા. ચંડકૌશિક સર્પ પૂર્વભવમાં પહેલે જ ક્ષમાશીલ હતો પણ શિષ્યના દુર્વ્યવહારની ઘટનાએ તેને ઘણો ક્રોધી બનાવી મૂક્યો અને સર્પના ભવમાં તે મહાક્રોધી હતો પરંતુ ભગવાન મહાવીરને કરડવાની ઘટનાએ તેને પાછો અત્યન્ત ક્ષમાશીલ બનાવી દીધો. આવાં જીવન-પરિવર્તનનાં અનેક ઉદાહરણો મળી આવે છે કે જે કેવળ શાસ્ત્રોમાં જ નહિ પણ ઐતિહાસિક ઉદાહરણો પણ છે કે જે જીવનપરિવર્તનની વાતને પુષ્ટ કરતાં હોય. મહારાજ અશોકમાં પહેલાં દયાળુતા અને અહિંસા ન હતી કે જે તેમને કલિંગના યુદ્ધમાં ભીષણ રક્તપાત જોઈને તેમના જીવનમાં અહિંસા ઉદ્ભવી. શિવાજીમાં પણ પહેલાં એવી વીરતા ન હતી કે જે મુસલમાનોના અત્યાચારની ઘટનાથી તેમના જીવનમાં વીરતાનું સ્રોત પ્રગટ્યું. આ જ પ્રમાણે પંડિત મોતીલાલજી નેહરુમાં પહેલાં એવો દેશપ્રેમ અને એવી સાદાઈ હતાં કે જે તેમના જીવનમાં ૧૯૨૧ના અસહયોગ આંદોલનની ઘટનાથી દેશપ્રેમ અને ખાદીની ભક્તિ પેદા થયાં હતાં. આ પ્રમાણે ઘટનાઓથી જીવનપરિવર્તન થયાનાં અનેક ઉદાહરણો મળી શકે છે. હતાની મહારાજના સેનાપતિના જીવનમાં પારેખીના બલિદાનની ઘટનાથી જે પરિવર્તન થયું તે પણ જીવનપરિવર્તનનું એક જ્વલંત ઉદાહરણ છે.

શતાનીકનો આ સેનાપતિ કેટલો બધો ક્રૂર અને દુરાચારી હતો કે મનુષ્યોનો વધ કરવો, બીજાની સંપત્તિ લૂટવી, પરસ્ત્રીનું હરણ કરવુ અને તેના સતીત્વનો નાશ કરવો એ એને મન સાધારણ કામ હતું એ આપણે ધારિણીના બલિદાનના પ્રકરણમા જોઈ ગયા આવા પાષણ–હૃદયી લપટી પુરુષ ઉપર ધારિણીના મૌખિક ઉપદેશનો પ્રભાવ ન પડે એ સ્વાભાવિક છે તે સેનાપતિ ધારિણીને પોતાની પત્ની બનાવવા ચાહતો હતો અને ધારિણી મારી પત્ની થશે તો આ તેની પુત્રી પણ મારા કબ્જામાં આવી જશે અને જો પહેલા આ છોકરીને અપનાવવાનો પ્રયત્ન કરીશ તો તો તેની મા તેનો વિરોધ કરશે અને મને સફળતા નહિ મળે એમ તેનું માનવું હતુ. જ્યારે એક આ મારા વશમાં આવી જશે ત્યારે આ બીજીને વશ કરતા કોઈ પ્રકારની બાધા નહિ આવે. હું તેને સરલતાપૂર્વક વશ કરી શકીશ એ દુષ્ટ વિચારથી તે ધારિણીના ઉપદેશની ઉપેક્ષા કરી તેનુ સતીત્વ લૂટવા તૈયાર થયો હતો અને જો તેના આ પ્રયત્નમા સફળતા મળત તો વસુમતિને વશ કરવામાં તેને જરા પણ મુશ્કેલી આવત નહિ, પણ તેનો પ્રયત્ન ધારિણીને વશ કરવામા નિષ્ફળ નીવડ્યો અને પરિણામે ધારિણીના બલિદાને તેના જીવનમા નવુ જ ચેતન આપ્યુ

સેનાપતિ ધારિણીને પકડવા માટે આગળ વધ્યો હતો પણ જ્યારે તેણે ધારિણીને જીભ ખેચી કાઢતી જોઈ ત્યારે તે આગળ વધી ન શક્યો અને ત્યાં જ રાડ પાડી ધારિણીને કહ્યું પણ ખરુ કે, "અરે! મર નહિ! મર નહિ! હું તારી ઉપર બલાત્કાર કરીશ નહિ." પણ ધારિણીના મુખમાથી જીભ અને સેનાપતિના મુખમાથી શબ્દ બન્ને એક સાથે જ નીકળ્યા એટલે તેની રાડ નકામી ગઈ.

ધારિણીના મુખમાથી રક્તની ધારા વહેતી અને તેના મૃત શરીરને પૃથ્વી ઉપર ઢળી પડતું જોઈ, સેનાપતિનું હૃદય ધ્રૂજી ઊઠ્યુ, તેની આંખની સામે અંધકાર છવાઈ ગયો. ધારિણીની હત્યા કરવામાં પોતે કારણભૂત થયો છે એમ સમજી તે કિંકર્તવ્યમૂઢ

સમજ્યો નહિ તો પછી મારી વાતથી કેમ સમજી શકે ? મારી માતાએ એ સેનાપતિની ઇચ્છા પાર પાડી નહિ અને પોતાના જીવનનું બલિદાન આપી દીધું એટલે આ સેનાપતિ વધારે ક્રુદ્ધ થઈ મને મનાવવા માટે પ્રયત્ન કરશે ! આવી અવસ્થામાં મારા ધર્મની રક્ષા માટે મારે વધારે સાવચેત થવું જોઈએ ? પણ આ વિષે હું વધારે વિચાર શા માટે કરું ? ધર્મરક્ષાનો જે માર્ગ મારી માતાએ બતાવ્યો છે તે જ માર્ગે શા માટે ન જાઉં ? અને આ સેનાપતિને કાંઈ કહેવાનો, સાંભળવાનો કે પ્રયત્ન કરવાનો અવસર જ શા માટે આપું ? ''

આ પ્રમાણે નિશ્ચય કરી વસુમતિ સેનાપતિને કહેવા લાગી કે, " વીર ! હું પણ મારી માતા જે માર્ગે ગઈ તે જ માર્ગે જાઉં છું. જેથી તમારે મારા માટે કોઈ પ્રકારનું કષ્ટ સહન જ કરવું ન પડે " એમ કહી વસુમતિ પ્રાણત્યાગ કરવા માટે તૈયાર થઈ !

વસુમતિની વાત સાંભળી સેનાપતિ કે જે ધારિણીના વિષે દુઃખ અને પશ્ચાત્તાપ કરી રહ્યો હતો તે એકદમ તે વાતને ભૂલી ગયો અને વિચારવા લાગ્યો કે, '' હજી તો એક હત્યાનું પાપ મારા માથે પડેલું છે, ત્યાં વળી આ બીજી પણ મારા કારણે પ્રાણત્યાગ કરી રહી છે ! હું આ એક હત્યાના પાપનો દંડ કોણ જાણે કેટલો વખત ભોગવીશ ત્યાં આ બીજા પાપનો દંડ કેવી રીતે સહી શકીશ ? '' આ પ્રમાણે વિચાર કરતો સેનાપતિ દોડીને પ્રાણત્યાગ કરવા માટે તૈયાર થએલી વસુમતિ પાસે આવ્યો અને આંખમાં આંસુ લાવી કહેવા લાગ્યો કે, '' પુત્રી ! મને ક્ષમા કર ! મને વધારે પાપી બનાવ નહિ હું અધમાધમ અને નીચથી પણ નીચ છું. મેં જે ઘોર પાપકર્મો કર્યા છે, તેનું ભયંકર ફળ મને ભોગવવા દે મારી ઉપર વધારે પાપનો બોજો મૂક નહિ ! તારી માતા વાસ્તવમાં મહાન સતી હતી તેણે મારા પાપપૂર્ણ વિચારોને બદલાવવા માટે અથાગ પ્રયત્નો કર્યા, મને અનેક પ્રકારે ઉપદેશ આપ્યો

થઈ ગયો. અને ત્યાં નિશ્ચેષ્ટ થઈ ઊભો રહ્યો. ત્યાંથી આગળ પણ જઈ ન શક્યો, તેમ પાછો પણ ફરી ન શક્યો.

થોડે દૂર ઊભી રહેલી વસુમતિ આ બધું કરુણ દશ્ય જોઈ રહી હતી. માતાને છત્ર એ રીતે મરતાં જોઈ વસુમતિ હિંમત ન હારી પણ મનમાં એમ વિચારવા લાગી કે હે! માતા! તને ધન્ય છે તેં મને જે શિક્ષા આપી હતી તે શિક્ષાને આજે ચરિતાર્થ કરી આપી અને ધર્મને માટે કેવી રીતે જીવવું અને મરવું એ પણ મને પ્રત્યક્ષ બતાવી શીખવ્યું. હે! માતા! તેં મને ધર્મને માટે જીવવા મરવાની જે આદર્શ શિક્ષા આપી છે તે હું સમજી શકી છું અને આવી વિષમ પરિસ્થિતિમાં પણ દુઃખ શોક અને ભયને હું જીતી શકી છું એ પણ તારી જ શિક્ષાનો પ્રતાપ છે. પોતાની માતાનો વિયોગ થતાં, પોતાની માતાનું મૃત્યુ ભીષણ દશ્ય જોતાં અને પોતાને આશ્રિત અને આપત્તિમાં પડેલી જોઈ મને દુઃખ તથા ભય પેદા થવાં જોઈતાં હતાં પણ તારી શિક્ષાથી હું દુઃખ શોક અને ભયથી રહિત બની ગઈ છું. હે! માતા! તેં મરણાંતના સમયે પણ ધૈર્ય છોડ્યું નહિ, ભય કર્યો નહિ, શોક અને રુદન પણ કર્યું નહિ તો પછી તારો બતાવેલો માર્ગ છોડી વિપરીત માર્ગે હું શા માટે જાઉં! માતા! તેં મને જે શિક્ષા આપી છે તે આવા વિકટ સમયે જ ઉપયોગી રાખવા માટે આપી છે. મારી માતાએ શીલવ્રતની રક્ષા માટે વિકટ સમયે શું કરવું જોઈએ તે માર્ગ મને બતાવ્યો છે. આ રીતે વિચાર કરતાં મારી માતા મને અશરણ નહિ પણ સુરક્ષિત અવસ્થામાં મૂકી ગઈ છે. જ્યારે માતાએ પ્રાણત્યાગ કરતાં પણ રુદન કર્યું નહિ તો પછી હું શા માટે ધર્મનો ત્યાગ કરું! શા માટે દુઃખી થાઉં! માતાના વિયોગ માટે દુઃખ–શોક કરવાની આવશ્યકતા નથી તેમ પોતાનું અનિષ્ટ થશે એ માટે ભય પામી દુઃખ–શોક કરવાની પણ જરૂર નથી. મારે તો હવે મારા ધર્મની રક્ષા કેમ થઈ શકે એ જ વિચારવાનું છે. જ્યારે આ સેનાપતિ મારી માતાના પ્રભાવશાળી ઉપદેશથી પણ

સમજ્યો નહિ તો પછી મારી વાતથી કેમ સમજી શકે ? મારી માતાએ એ સેનાપતિની ઇચ્છા પાર પાડી નહિ અને પોતાના જીવનનું બલિદાન આપી દીધુ એટલે આ સેનાપતિ વધારે ક્રુદ્ધ થઇ મને મનાવવા માટે પ્રયત્ન કરશે ! આવી અવસ્થામા મારા ધર્મની રક્ષા માટે મારે વધારે સાવચેત થવુ જોઈએ ? પણ આ વિષે હું વધારે વિચાર શા માટે કરુ ? ધર્મરક્ષાનો જે માર્ગ મારી માતાએ બતાવ્યો છે તે જ માર્ગે શા માટે ન જાઉં ? અને આ સેનાપતિને કાંઈ કહેવાનો, સાભળવાનો કે પ્રયત્ન કરવાનો અવસર જ શા માટે આપુ ? "

આ પ્રમાણે નિશ્ચય કરી વસુમતિ સેનાપતિને કહેવા લાગી કે, " વીર ! હું પણ મારી માતા જે માર્ગે ગઈ તે જ માર્ગે જાઉં છુ. જેથી તમારે મારા માટે કોઈ પ્રકારનુ કષ્ટ સહન જ કરવુ ન પડે " એમ કહી વસુમતિ પ્રાણત્યાગ કરવા માટે તૈયાર થઈ !

વસુમતિની વાત સાભળી સેનાપતિ કે જે ધારિણીના વિષે દુઃખ અને પશ્ચાત્તાપ કરી રહ્યો હતો તે એકદમ તે વાતને ભૂલી ગયો અને વિચારવા લાગ્યો કે, " હજી તો એક હત્યાનું પાપ મારા માથે પડેલુ છે, ત્યા વળી આ બીજી પણ મારા કારણે પ્રાણત્યાગ કરી રહી છે ! હું આ એક હત્યાના પાપનો દંડ કોણ જાણે કેટલો વખત ભોગવીશ ત્યા આ બીજા પાપનો દંડ કેવી રીતે સહી શકીશ ? " આ પ્રમાણે વિચાર કરતો સેનાપતિ દોડીને પ્રાણત્યાગ કરવા માટે તૈયાર થએલી વસુમતિ પાસે આવ્યો અને આખમા આસુ લાવી કહેવા લાગ્યો કે, " પુત્રી ! મને ક્ષમા કર ! મને વધારે પાપી બનાવ નહિ હુ અધમાધમ અને નીચથી પણ નીચ છુ. મે જે ઘોર પાપકર્મો કર્યા છે, તેનું ખરાબ ફળ મને ભોગવવા દે મારી ઉપર વધારે પાપનો બોજો મૂક નહિ ! તારી માતા વાસ્તવમા મહાન સતી હતી તેણે મારા પાપપૂર્ણ વિચારોને બદલાવવા માટે અથાક પ્રયત્નો કર્યા, મને અનેક પ્રકારે ઉપદેશ આપ્યો

સાહસ પ્રગટવુ એ જ ઈશ્વરીય શક્તિ છે. હું એ ઈશ્વરીય શક્તિનો મહિમા હવે સમજી શક્યો છું. માટે હે ? પુત્રી ! તું મારાથી જરા પણ ડર નહિ. હું તારી રક્ષા કરીશ તારી સામે ખરાબ દૃષ્ટિએ જોઈશ નહિ હું જે કહી રહ્યો છુ તે સાચા હૃદયથી કહી રહ્યો છું માટે મારુ કહેવુ માની તુ પ્રાણત્યાગ કરવાનો વિચાર છોડી દે આમ છતાં મારું કહેવુ ન માની જો તું પ્રાણત્યાગ કરી દઈશ તો મારા હૃદયને બહુ જ આઘાત અને સંતાપ પહોંચશે અને મારા જીવનને સુધારવા માટે પણ કોઈ રહેશે નહિ. તું હઈશ તો મને મારાં પાપ કર્મો માટે ધિક્કાર અને ઉપાલંભ આપી મારા જીવનસંતાપને ઓછુ કરશે તું મને ગમે તેટલા કડવા ઠપકા આપીશ તો પણ હું તેને પ્રસન્નતાપૂર્વક સાંભળીશ અને મારા પાપકર્મોને ઓછા કરવા માટે તું મને ઉપાલંભ આપી રહી છે, તેમ માની તારો ઉપકાર માનીશ માટે હે ! પુત્રી! મારા જીવનસુધાર માટે પણ તુ પ્રાણત્યાગ કરવાનો વિચાર છોડી દે અને મારા કહેવા ઉપર તુ વિશ્વાસ રાખ કદાચિત તને મારા કથન ઉપર વિશ્વાસ ન પણ આવતો હોય તો પણ જ્યાં સુધી મારા હાથે વિશ્વાસનો ભંગ થાય એવુ કૃત્ય ન થાય ત્યાંસુધી તો પ્રાણત્યાગ કરવાનો વિચાર એક બાજુ મૂકી દે. જ્યારે હું વિશ્વાસનો ભંગ કરું ત્યારે ભલે તું પ્રાણત્યાગ કરજે પ્રાણત્યાગ કરવાનો અધિકાર તારી પાસે સુરક્ષિત જ છે એટલે જ્યારે મારાથી વિશ્વાસનો ભંગ થાય એવુ કૃત્ય થાય ત્યારે તુ પ્રાણત્યાગ કરી શકે છે પણ તારા પ્રાણત્યાગથી મારા જેવા પાપીના પાપોનો અન્ત આવશે નહિ; માટે મારા જીવનનો ઉદ્ધાર કરવા માટે પણ તુ પ્રાણત્યાગ કરવાનો વિચાર છોડી દે ”

આટલું કહી સેનાપતિ વસુમતિના પગે પડી ગયો અને હૃદયફાટ રોવા લાગ્યો. સેનાપતિને આ પ્રમાણે વિલાપ કરતો જોઈ વસુમતિનું હૃદય કરુણાથી પીગળી ગયું તેને તે વખતે સ્પષ્ટ જણાયુ કે માતાએ પોતાની શિક્ષાને મૂર્ત સ્વરૂપ આપી આ સેનાપતિનો જીવન-

સુધાર કરી નાંખ્યો, માતાના બલિદાને સેનાપતિના હૃદયનું પરિવર્તન કરી નાંખ્યું અને આ જ ક્રૂર સેનાપતિ જે મારા માટે કાળની જેમ ભયંકર હતો તે જ આજે પિતાની માફક મારો રક્ષક બની ગયો છે. તેનું મલિન હૃદય આજે નિર્મલ અને પવિત્ર બની ગયું છે અને તેથી જ તે આજે હૃદયપૂર્વક પાપનો પશ્ચાત્તાપ કરી રહ્યો છે આવી અવસ્થામાં મારે આત્મહત્યા કરવા કરતાં તેને સાંત્વન આપવાની આવશ્યકતા છે આ પ્રમાણે વિચાર કરી વસુમતિએ સેનાપતિને કહ્યું કે પિતાજી! તમે જરા પણ ગભરાઓ નહિ! જે થવાનું હતું તે થઈ ગયું હવે તે વિષે રુદન કરવું કે વિલાપ કરવો વ્યર્થ છે. મારી માતાએ પોતાના પ્રાણનો શું ત્યાગ કર્યો માનો કે મને આપના ખોળામાં મૂકી આપને મારા ધર્મપિતા બનાવી દીધા. જો માતાએ પ્રાણત્યાગ ન કર્યો હોત તો ન તો તમે મને પુત્રી ન માનત અને આપના જીવનનો સુધાર પણ ન થાત માતાના પ્રાણત્યાગથી—બલિદાનથી જ તમે મારા પિતા બન્યા છો અને હું આપની ધર્મપુત્રી બની છું. હવે આપ થઈ ગુજરી વાતને ભૂલી જાઓ અને માતાના શરીરની અન્ત્યેષ્ટિ કરવાનો પ્રબંધ કરો."

વસુમતિની વાત સાંભળી સેનાપતિને આનંદ આશ્ચર્ય થયું તેને એમ લાગ્યું કે આ છોકરી તો એની માતા કરતાં આગળ વધેલી છે એની માતાએ મેં અપશબ્દ તથા કઠોર શબ્દ કહ્યા હતા છતાં મારી ઉપર ક્રોધ ન કર્યો તેમ પ્રાણત્યાગ કરતી વખતે પણ મને કોઈ અપશબ્દ કે કુશીલરૂપ વચન કહ્યાં નહિ. એની માતાએ જેવી ક્ષમા બતાવી તેવી ક્ષમા તેની પુત્રી પણ બતાવી રહી છે અને તેની માતાની હત્યા કરાવનાર મને અપશબ્દ ન કહેતાં કે ઉપાલંભ ન દેતાં મને આશ્વાસન આપી રહી છે અને થઈ ગુજરી વાતને ભૂલી જઈ જીવનસુધાર કરવાની પ્રેરણા આપી રહી છે ધન્ય છે તેને અને તેની માતાને તથા તેના પિતાને!

વસુમતિનો ઉપકાર માની સેનાપતિ ઊભો થયો અને બન્ને જણાએ વનમા અન્ત્યેષ્ટિ કરવા માટે સૂકા લાકડા એકઠા કર્યા અને તેની ચિતા ખડકી. પછી એ ચિતા ઉપર ધારિણીના શબને મૂકયુ અને ચિતાને આગ પ્રગટાવી થોડી વારમા તો ચિતાનો અગ્નિ ભભૂકી ઊઠયો. આ બધુ કરુણ દ્દશ્ય જોઈ વસુમતિ મનને સ્થિર કરી શાન્ત બેઠી રહી તેના મુખ ઉપર વિષાદની રેખા જણાતી ન હતી. તે તો મનમા એ જ વિચારતી હતી કે મારી માતાએ મને જે શિક્ષા આપી હતી તે શિક્ષાને તેમણે મૂર્ત સ્વરૂપ આપી શિક્ષાનો આદર્શ મને સમજાવ્યો પણ એવો શુભ દિવસ ક્યારે આવશે કે જે દિવસે હું પણ મારી માતાની શિક્ષા પ્રમાણે વ્યવહાર કરી માતૃભૂમિ ઉપર લાગેલુ કલક ધોઈ નાખીશ! આ પ્રમાણે વસુમતિ તો ભવિષ્યના વિષે વિચાર કરી રહી હતી, પણ આ બાજુ સેનાપતિ ધારિણીના શબને બળતુ જોઈ અધીર અને બેબાકળો થઈ ગયો તે જોર-જોરથી રોવા લાગ્યો અને પશ્ચાત્તાપ કરવા લાગ્યો કે, " હે! પુત્રી! તારી માતાની હત્યાનું કારણ હું પાપી જ છુ મારાથી બચવા માટે જ તેણે શરીરનો ત્યાગ કર્યો છે અને તેથી જ અપ્સરાઓને પણ લજાવે એવુ તેનું સુંદર શરીર આજે અકાળે બળી રહ્યુ છે આ મહાસતીની હત્યાનુ પાપ મને હમેશા બાળ્યા કરશે! માટે એ પાપથી બચવા માટે હું પણ આ જ ચિતામાં પડી બળી મરુ તો સારું એમ મને લાગે છે તુ આ મારા રથમા બેસી ચપાનગરીમા પાછી જા, હું તો આ જ ચિતામા બળીને મરી જઈશ અને એ પ્રમાણે પાપનુ યત્કિંચિત પ્રાયશ્ચિત્ત કરીશ "

વસુમતિને આમ કહી તે સેનાપતિ ચિતામા કૂદવા માટે પોતાના શરીર ઉપરના કપડા કાઢવા લાગ્યો એને જોઈને વસુમતિનું હૃદય પીગળી ગયુ તે કહેવા લાગી કે, " વાસ્તવમા અત્યારે આ બહુ જ દુઃખી છે. જો એને અત્યારે સમજાવવામા નહિ આવે તો કદાચ એ ચિતામા કૂદી પડશે અને મરી જશે " આ પ્રમાણે વિચાર કરી વસુ-

પ્રતિ તેનો કામ પાછો સમજાવવા લાગી કે "પિતાજી ! તમે આ શું કરી રહ્યા છો ! જે કામ કરતાં મને આપે રોકી હતી તે જ કામ તમે પોતે કેમ કરી રહ્યા છો ! આ પ્રમાણે ચિતામાં બળી મરવાથી શું વળવાનું છે ! અગ્નિમાં પડી બળી મરી જવું એ બાલ-મરણ છે જે અનન્ત સંસારને વધારનારું છે. તમે પાપથી બચવાને અગ્નિમાં બળી મરી જવા ચાહો છો, પણ આ પ્રમાણે બળી મરી જવાથી પાપ કાંઈ ઓછું થતું નથી. ઉલટું એથી તો પાપ વધવા પામે છે. માતાએ તો પોતાના શરીરનો ત્યાગ કરી આપને સુધાર્યા છે અને હવે સુધરીને તમે નિષ્કારણ અગ્નિમાં બળી મરો એ શું ઠીક કહેવાય ! પહેલી વાત તો એ છે કે હવે તમારામાં પાપ રહ્યું જ નથી. પશ્ચાત્તાપને લીધે પાપનો નાશ થઈ ગયો છે અને કદાચ તમારામાં પાપ રહેલું છે એમ તમે માનો છો તો તે પાપ કાંઈ આમ અગ્નિમાં બળી મરવાથી દૂર થવાનું નથી. એ પાપને દૂર કરવાનો ઉપાય તો સદાચારપૂર્વક દીન દુઃખીઓની સેવા કરી અને પહેલાંનાં પાપનો પ્રાયશ્ચિત્તપૂર્વક પશ્ચાત્તાપ કરવો એ જ છે. માટે તમે આત્મહત્યા કરવાનો કાયરતાપૂર્ણ વિચાર છોડી દો. આ સિવાય તમે મને પુત્રી તુલ્ય ગણો છો અને હું તમને ધર્મપિતા માનું છું તો મારી રક્ષાનો ભાર તમારી ઉપર જ છે. જો તમે બળી મરી જશો તો પછી મારું રક્ષણ અને મારું પાલન કોણ કરશે ? એટલા માટે તમારે આપઘાત કરવો એ કોઈ પણ દૃષ્ટિએ યોગ્ય નથી."

વસુમતિએ આ પ્રમાણે સેનાપતિને સમજાવ્યો ધીરજ આપી અને મરતાં બચાવ્યો. વસુમતિના ઉપદેશથી સેનાપતિ સમજ્યો અને વસુમતિને રથમાં બેસાડી કૌશામ્બી તરફ રથને હાંક્યો ! માર્ગમાં વસુમતિ ધર્મબોધ આપી તેનો સંતાપ દૂર કરતી હતી તેણે સેનાપતિને એ પણ કહ્યું કે " તમે મારી માતાના મરણના સમાચાર અને મારો પરિચય કોઈને આપશો નહિ. કારણ કે તેમ કરવાથી અનિષ્ટ અને અકલ્યાણ થવાની સંભાવના છે માટે તમે એ વાતને તમારા

હૃદયમા ખૂબ ગુપ્ત રાખશો કોઈને યુદ્ધના સમાચાર કે મારો પરિચય આપશો નહિ જાણે કોઈ ઘટના એવી બની જ નથી, તેમ મને તમે જાણતા જ નથી એમ તમે માનજો. હું પણ અનિશ્ચિત સમય સુધી કોઈને એ વૃતાન્ત કહીશ નહિ તેમ મારો પરિચય પણ કોઈને આપીશ નહિ ”

સેનાપતિને આ પ્રમાણે વસુમતિએ માર્ગમાં ખૂબ સમજાવ્યો. સેનાપતિએ એ વાત કબૂલ કરી રથ કૌશાંબીમા પોતાને ઘેર પહોંચ્યો અને વસુમતિ સેનાપતિને ઘેર ઊતરી સેનાપતિની સ્ત્રી સેનાપતિની પ્રતીક્ષા કરી રહી હતી તે મનમા એમ વિચારતી હતી કે ચપાની લૂંટ કરી અહીના સૈનિકો ઘણુ દ્રવ્ય ઉપાડી લાવ્યા છે તો મારા પતિ તો સેનાપતિ છે એટલે તો તે ઘણુ દ્રવ્ય ઉપાડી લાવશે ! આ પ્રમાણે સેનાપતિની સ્ત્રી સેનાપતિની પ્રતીક્ષા કરી રહી હતી એટલામા તો સેનાપતિ રથને લઈ ત્યા આવી પહોંચ્યો. પોતાના પતિને આવતા જોઈ સેનાપતિની સ્ત્રી ખૂબ પ્રસન્ન થઈ ! થોડી વારમા રથમાથી વિપુલ દ્રવ્ય મારા ઘરમા લાવવામા આવશે એવી તે આશા રાખી બેઠી હતી પણ રથમાંથી કેવળ એક સુદર કન્યા નીચે ઊતરી ઘરમા ગઈ અને ખાલી રથ રથશાળામા લઈ જવામાં આવ્યો ત્યારે તેની આશા નિરાશામા ફરી ગઈ. વસુમતિને જોઈ સેનાપતિની સ્ત્રીને આશ્ચર્ય થયુ અને સાથે સાથે સંદેહ પણ થયો વસુમતિનું રૂપ સૌંદર્ય જોઈ આ તો કોઈ દેવ-કન્યા છે કે ગધર્વ-કન્યા એવો તે વિચાર કરવા લાગી, અને સાથે સાથે એવી શકા પણ ઉદ્‌ભવી કે આ કન્યા મારું સૌભાગ્ય સુખ લૂટવા અને મારા પતિના હૃદય ઉપર અધિકાર જમાવવા તો અહીં આવી નથીને !

સેનાપતિની સ્ત્રી, આ પ્રમાણે વિચાર કરી રહી હતી, એટલામા તો વસુમતિ તેના પાસે આવી પગે પડી અને પ્રણામ કર્યાં. પ્રણામનો ઉચિત ઉત્તર આપી સેનાપતિની સ્ત્રીએ વસુમતિને પૂછ્યું

વસુમતિએ તે ઉપર જરા પણ ધ્યાન ન આપ્યુ. તેનુ ધ્યાન તો માતા-પિતાની સેવા કેમ કરવી એમાં જ ચોટેલુ હતું. 'હુ તેમની પુત્રી છુ એટલે તેમની સેવા કરવી એ જ મારો ધર્મ છે.' બસ ! વસુમતિના હૃદયમાં આ જ વિચાર રમી રહ્યો હતો.

વસુમતિએ સેનાપતિની પત્નીને કહ્યુ કે, "માતા ! અત્યારે મને બહુ ભૂખ લાગી છે માટે ખાવાનું કાંઈક આપો " સેનાપતિનું આવવાનું કાંઈ નક્કી ન હતું એટલે ભોજન કાંઈ તૈયાર ન હતુ પણ સવારનું બચેલુ લૂખુ સૂકુ ભોજન થોડુ ઘણુ હતું તે જ ભોજન સેનાપતિની સ્ત્રીએ વસુમતિને આપ્યુ વસુમતિ રાજકન્યા હતી, એટલે તેણે સાદુ ભોજન કોઈ દિવસ ખાધુ ન હતુ તેમ છતા તેણે સંકોચ કે આનાકાની કર્યા વિના જે ભોજન તેને પીરસવામા આવ્યુ તે ભોજન આનદપૂર્વક ખાધુ વાસ્તવમા જ્યારે સાચી ભૂખ લાગે છે ત્યારે ગમે તેવુ ભોજન હોય તો પણ તે મીઠુ જ લાગે છે. અને જ્યારે સાચી ભૂખ હોતી નથી ત્યારે મિષ્ટાન્ન પણ મીઠુ લાગતુ નથી જે લોકો ભૂખને ભાગવા માટે જ ભોજન કરતા હોય તો તેમને અનેક પ્રકારના શાક, અથાણાં, ચટણી, પાપડ વગેરેની આવશ્યકતા રહે નહિ ભૂખ ન હોવા છતા ભોજન કરતી વખતે એની આવશ્યકતા પડે છે.

ભોજન કર્યા બાદ વસુમતિએ સેનાપતિના ઘરને એક સાધારણ દૃષ્ટિએ બરાબર જોઈ લીધુ અને એ ઘરમા શુ શું સુધાર કરવાની જરૂર છે તે પણ જાણી લીધુ તે તો એમ જ માનતી હતી કે હવે આ જ મારું ઘર છે એટલે એને વ્યવસ્થિત અને સ્વચ્છ રાખવુ એ મારુ કર્તવ્ય છે અને હુ આ મારા કર્તવ્યનું પાલન કરવા માટે તનમનથી પ્રયત્ન કરીશ.

આ પ્રમાણે વિચાર કરતી વસુમતિ રાતે સૂઈ ગઈ. તે હમેશ રાજમહેલમા કોમલ શય્યા ઉપર સૂતી અને તેના શયનના સ્થાને અનેક પ્રકારની સુગધ પ્રસરતી હતી અને તેની સેવા માટે અનેક

દાસીઓ હાજર રહેતી હતી, પરન્તુ આજે તે પરિસ્થિતિને બદલે એક સાધારણ ઝૂંપડા ઉપર રહેવી છે ત્યાં રાજમહેલ જેવી સામગ્રીઓ પણ નથી. પણ વસુમતિના મનમાં એ વિષે વિચાર કરવો પણ આવતો નથી. તેના મનમાં એ જ વિચાર આવતો હતો કે મારે હજી માતાની શિક્ષા અનુસાર અનેક કામો કરવાનાં છે એવો શુભ દિવસ ક્યારે આવશે કે જ્યારે હું માતાની શિક્ષાને સફલ અને સાર્થક કરી બતાવીશ.

વસુમતિ, સૂર્યોદય થતાં પહેલાં જ પથારીમાંથી ઊઠી ગઈ અને શૌચાદિથી નિવૃત્ત થઈ ગૃહકામમાં જોડાઈ ગઈ. ધારિણી માતાએ શિક્ષા જ કેવળ આપી હતી, કારણ કે તેને ત્યાં દાસીઓ અનેક હોવાથી ગૃહકાર્ય કરવાનો પ્રસંગ આપ્યો ન હતો તોપણ અહીં ગૃહકાર્ય કરતાં વસુમતિને કોઈ પ્રકારની મુશ્કેલી ન લાગી. વસુમતિએ સવારના પહોરમાં ઘર તથા ઘરનું આંગણું વાળીઝૂડીને સાફ કર્યું અને કચરો બહાર ફેંકી આવી બધી માટલાંને સાફ કરી વ્યવસ્થિત પાણી મૂકી દીધું. પાણી ગળી પશુશાળા વગેરેને સાફ કરી, છાણ-વાસીદાની વ્યવસ્થા કરી અને એ બધું કરી પછી રસોઈ કરવા બેઠી.

ચતુર સ્ત્રીઓ સાધારણ ચીજોમાંથી પણ વિશિષ્ટ ભોજન બનાવી લે છે અને મૂર્ખ સ્ત્રીઓ વિશેષ ચીજોને પણ ખરાબ બનાવી મૂકે છે. તે જ વસ્તુ ચતુર સ્ત્રીના હાથમાં આવે છે તો તે વસ્તુઓમાંથી એક સુસ્વાદુ અને સાત્ત્વિક્તા પૂર્ણ ભોજન બનાવી દે છે પણ મૂર્ખ સ્ત્રીઓ એ જ વસ્તુઓમાંથી કુસ્વાદુ તામસિક અને સ્વાસ્થ્યને હાનિકર ભોજન બનાવે છે. આ પ્રમાણે ભોજનનું સારા નરસાપણું કેવળ વસ્તુઓ ઉપર જ આધાર રાખતું નથી પણ એ વસ્તુઓના ઉપયોગ કરનાર ઉપર પણ આધાર રાખે છે.

વસુમતિએ સેનાપતિને પ્રેમ ભોજન બનાવ્યું. સેનાપતિની સ્ત્રી

તથા ઘરના બીજા માણસો વસુમતિની રસોઈ જમી, બહુ પ્રસન્ન થયા બધા એમ કહેવા લાગ્યા કે ભોજનની સામગ્રી તો એ જ છે– જેવું ભોજન હમેશા બન્યા કરે છે, પણ આજના જેવું સુસ્વાદુ ભોજન પહેલા કોઈ દિવસ થયુ નથી આ કન્યા તો જાણે સાક્ષાત્ સરસ્વતી જ છે આ પ્રમાણે બધા લોકો વસુમતિની પ્રશંસા કરવા લાગ્યા. વસુમતિ, બધા લોકોને પ્રસન્ન કરતી સેનાપતિને ત્યા આનંદપૂર્વક રહેવા લાગી જે પ્રમાણે ધારિણીએ પોતાના બલિદાનદ્વારા સેનાપતિના હૃદયનું પરિવર્તન કરી નાંખ્યુ તેમ વસુમતિએ પોતાના પરિશ્રમદ્વારા સેનાપતિના ઘરને સ્વચ્છ અને પવિત્ર બનાવી દીધું. બધા લોકો ઘર જોઈને કહેવા લાગ્યા કે, પુત્રીએ તો આ ઘરને દેવોનું ઘર બનાવી દીધુ.



**धीरज धर्म मित्र अरु नारी आपत्ति काल परखिये चारी**, અર્થાત્—ધૈર્ય, ધર્મ, મિત્ર અને સ્ત્રીની આપત્તિના સમયે જ સાચી પરીક્ષા થાય છે.

જે ધીર પુરુષ હોય છે તેજ વિપત્તિ ઉપર વિજય મેળવી શકે છે, તે જ ધર્મની આરાધના કરી શકે છે અને તે જ નિશ્ચિત ધ્યેય સુધી પહોંચી શકે છે, પણ જેનામાં ધૈર્ય હોતું નથી તે વિપત્તિઓથી ગભરાઈ જાય છે અને પોતાના ધ્યેયને પહોંચી શકતો નથી. સંસારમાં એવું એક પણ કાર્ય નથી કે જેમાં કોઈ પ્રકારની વિઘ્નબાધા કે વિપત્તિ આવતી ન હોય એ વિઘ્નબાધાઓ ઉપર જે વિજય મેળવે છે તે જ પોતાના કાર્યને સિદ્ધ કરી શકે છે અને જે વિઘ્નબાધાઓથી ગભરાઈ જાય છે તે કાર્યસિદ્ધિ કરી શકતો નથી આ પ્રમાણે લૌકિક કે બન્ને પ્રકારના કાર્યોની સિદ્ધિ કરવા માટે ધૈર્યની અનિવાર્ય આવશ્યકતા રહે છે જે ધૈર્યને પોતાના જીવનમાં સ્થાન આપે છે તે જ વીરતાને પામે છે અને સાચો ધીર-વીર બની શકે છે

વસુમતિ ઘણી જ ધૈર્યવતી હતી એક રાજકન્યાને માટે પિતાનો વિયોગ થવો, માતાનું અકાળે અવસાન થવું, અને પોતાને બીજાના ઘરનો આશ્રય લઈ કોઈ દિવસ નહિ કરેલા કામો કરવા પડે એવા વિપત્તિના સમયે ધૈર્ય ગુમાવવું નહિ, ગભરાઈ જવું નહિ અને વિપત્તિને પણ સુખ માનવું એ કાંઈ સરળ નથી એ તો જે સાચી ધૈર્યવતી હોય તે જ દુઃખને સુખ માની શકે ધારિણી માતાએ વસુમતિને જે ધૈર્યની શિક્ષા આપી હતી તે શિક્ષાના પ્રતાપથી જ તે વિપત્તિઓથી ગભરાઈ ન હતી અને પોતાના ઉચ્ચ ધ્યેયને ભૂલી ગઈ ન હતી તે તો વિપત્તિને વિપત્તિ નહિ પણ સંપત્તિ માનતી હતી એટલે વસુમતિને ગભરાઈ જવાનું પણ કશું કારણ ન હતું. ઘરબાર, રાજ્ય, દાસદાસી, તથા પિતાનો વિયોગ થવો, માતાનું મરણ થવું અને સેનાપતિને ઘેર નહિ કરેલા કામ કરવા એ બધા દુઃખોને

નથી તે ખાવા-પીવાની, ઓઢવા-પહેરવાની તથા સુવા-જાગવાની પણ પરવા કરતી નથી અને મારી તથા મારી પત્નીની માતાપિતાની માફક સેવા-ભક્તિ કરે છે મારી દ્વારા તેની માતાનું મૃત્યુ થયુ છે તે વાત જાણે તે ભૂલી જ ગઈ છે તેને તે વાતનું સ્મરણ હોય એમ તેના વ્યવહારથી તો કશું જણાતુ નથી. તેણે મને પવિત્ર બનાવી દીધો છે અને મારા ઘરને પણ પવિત્ર બનાવી દીધુ છે આ વસુમતિના પ્રતાપથી જ મારામા પહેલાના દુર્ગુણો પણ રહેવા પામ્યા નથી મારી ઉપર તેનો અનહદ ઉપકાર છે અને મારા ઘરનું કામકાજ કરી મારી ઉપર ઉપકારનો વધારે ભાર ચડાવી રહી છે. મારા માટે તો આ પુત્રી જ નહિ પણ આરાધ્ય દેવીની માફક જીવનદાત્રી છે હું એના ઋણથી કેવી રીતે મુક્ત થઈ શકીશ?"

આ પ્રમાણે વસુમતિના સદ્‌વ્યવહારથી સેનાપતિ તથા તેના ઘરના બધાં માણસો પ્રસન્ન રહેતાં પણ કેવળ સેનાપતિની સ્ત્રીને વસુમતિ પ્રતિ સદેહ હોવાથી તે હમેશાં અપ્રસન્ન રહ્યા કરતી તેનો પતિ કે નોકર-ચાકરો વસુમતિની પ્રશસા કરતા તો તે સહી શકતી નહિ. અને તે મનમા બબ્યા કરતી કે, "આ બધા લોકો આ છોકરી કોણ છે! ક્યાં જન્મી છે! કોની પુત્રી છે! શું નામ છે! શા માટે અહીં આવી છે! વગેરે કશુ પુછતા નથી, કેવળ એની પ્રશસા જ કર્યા કરે છે આ છોકરી પણ ચાલાક છે. તેણે પોતાની ચાલાકીથી થોડા જ દિવસોમા ઘરના બધા માણસો ઉપર પોતાનુ આધિપત્ય જમાવી દીધુ છે! મારા પતિને પણ તેણે પોતાને વશ કરી લીધેલ છે અને તેના આગળીના પ્રશારા ઉપર મારા પતિ નાચતા હોય એમ જણાય છે જાણે તેનું પોતાનું જ ઘર ન હોય તેમ તે ઘરનુ કામ કરે છે અને ઘરની વ્યવસ્થા જાળવે છે. એટલું જ નહિ, ઘરની વ્યવસ્થા પાછળ તે પોતાના શરીરનું અને ખાવાપીવાનું પણ ધ્યાન રાખતી નથી. આ મારુ ઘર છે તોપણ હું એટલુ કામ કરતી નથી અને આ છોકરી તો ઘરની વ્યવસ્થા પાછળ

છે !" કોઈ કોઈ વાસણને પોતે જ ખરાબ કરી નાખતી, કોઈ કોઈ વસ્તુને અસ્તવ્યસ્ત કરી નાખતી, તો કોઈ વાર સાફ કરેલી ચીજમાં કાંઈ સેળભેળ કરી આવતી અને પછી તે માટે વસુમતિને અપરાધી બનાવતી અને તેની નિંદા અને નિર્ભર્ત્સના કરતી. જો કે વસુમતિ, સેનાપતિની સ્ત્રીની આ બધી કુનેહબાજી સમજી ગઈ હતી તોપણ તે કોઈ દિવસ ક્રોધાવેશમાં આવી જતી નહિ પણ શાન્તિથી જવાબ વાળતી કે, " માતાજી ! ક્ષમા કરો ! ભૂલથી મારો અપરાધ થઈ ગયો હશે ! હવે એ વિષે ખાસ ધ્યાન આપીશ અને એવી ભૂલ ભવિષ્યમા નહિ કરુ ! અત્યાર સુધી તમે મારા કામમા ભૂલ કાઢતા ન હતા એટલે આગમા બેદરકારી આવી ગઈ હશે હવે હું બરાબર સાવધાની રાખીશ."

ધારિણી માતાએ વસુમતિને કોઈના ઉપર કોઈ પણ વખતે ક્રોધ ન કરવો એવી શિક્ષા આપી હતી. વસુમતિએ એ શિક્ષાને પોતાના જીવનમાં ઉતારી હતી તે સેવાધર્મની ગહનતા અને તેમા રહેલી મુશ્કેલીઓને બરાબર સમજતી હતી અને સેવાધર્મને શા માટે ગહન અને કઠિન માનવામા આવે છે તેના કારણો પણ તે જાણતી હતી. સેવાધર્મની ગહનતા, કાર્યની લઘુતા કે ગુરુતા ઉપર આધાર રાખતી નથી પણ સારા કામને ખરાબ અને ખરાબ કામને સારુ કહેવાની લોકોની આદતને કારણે તથા એ લોકપ્રવાહને અટકાવવો મુશ્કેલ હોવાને કારણે સેવાધર્મને ગહન અને કઠિન માનવામા આવ્યો છે કોઈ પણ કામને વધારે અને સારુ કરવુ એ મુશ્કેલ નથી પણ સારા કામને ખરાબ અને વધારે કામને ઓછુ થયુ છે એ સાંભળવુ મુશ્કેલ છે. આવી સ્થિતિમા શાન્તિ રાખવી કઠિન છે અને એટલા જ માટે સેવાધર્મને ગહન અને કઠિન માનવામા આવ્યો છે. વસુમતિ સેવાધર્મની ગહનતા બરાબર સમજતી હતી એટલે તે સેનાપતિની સ્ત્રીના દુર્વ્યવહારથી જરા પણ ક્રોધી થતી નહિ પણ નમ્રતાપૂર્વક પોતાનો અપરાધ સ્વીકારી તે માટે ક્ષમા માગી લેતી અને તે ખરાબ થયેલા કામને ફરી કરી નાખતી

તો એને પુત્રી કહી બોલાવે છે પણ વાસ્તવમાં તેને પોતાની સ્ત્રી બનાવવા ચાહે છે ! પણ તેનું આ અનુમાન સાચુ છે એને લગતુ એક પણ પ્રત્યક્ષ પ્રમાણ મળ્યું નહિ એટલે તેનાં અનુમાનને પુષ્ટ કરવા માટે તે કોઈ પ્રત્યક્ષ પ્રમાણ શોધી રહી હતી ! વસુમતિની પાસે પોતાના પતિને વાતચીત કરતા જોઈ સેનાપતિની સ્ત્રી ઘરના એક ખૂણામાં સતાઈ ગઈ અને શુ વાતચીત કરે છે તે ચૂપચાપ સાભળવા લાગી.

જે પુરુષ કે સ્ત્રી પોતાના કાર્યમા હમેશાં મશગૂલ રહે છે તેઓના કપડા બહુ કિંમતી હોતાં નથી તેમ બહુ સાફ પણ રહેતા નથી તો પછી કામ કરનાર પોતાના શરીર ઉપર આભૂષણોનો ભાર જ શા માટે લાદે । કામ કરનાર સ્ત્રી પુરુષો સારી રીતે જાણે છે કે બહુ કિમતી વસ્ત્ર પહેરવાથી આલસ્ય વધે છે અને કામ કરતી વખતે એ બહુ મૂલા વસ્ત્ર બગડી જશે તો ! એ બીધે કામ કરતા પણ આળસ આવી જાય છે આ વિષે વધુ વિચાર કરવામા આવે તો આ વાત અમુક અશે સત્ય પણ છે કોઈ બહુ જ કિમતી કપડાં પહેરેલી સ્ત્રીને, પોતાનો ખોળો બગડી જશે અથવા બાળક હગી મૂતરી જશે તો કપડા બગડી જશે એ ભયે પોતાના નાના બાળકને પણ ખોળામા લેતાં આળસ આવે છે એટલું જ નહિ પણ શરમ આવે છે આ પ્રમાણે પોતાના સંતાનને કિંમતી કપડાં બગડી જશે એ બીકે ધવરાવતા પણ સ્ત્રીઓ અચકાય છે, સંકોચ પામે છે ! જ્યારે પોતાના પ્રાણપ્રિય બાળકને પણ કપડા બગડી જશે એ બીકે ધવરાવતાં કે ખોળામાં લેતા પણ સ્ત્રીઓ સકોચ પામે છે તો પછી કિમતી વસ્ત્રો પહેરી ઘરનું કામ કરવાની ઇચ્છા કેમ થઈ શકે ? આ જ વાત પુરુષોને પણ લાગુ પડે છે માટે સ્ત્રી કે પુરુષ જેઓ પોતાના કામો પોતાના હાથે કરવા ચાહે છે તેઓ બહુ જ કિમતી કપડાં પહેરી કામ કરી શકતા નથી, તેમ આભૂષણોના ભાર પોતાના શરીર ઉપર લાદવા ચાહતા નથી કારણકે તેઓ સારી રીતે સમજે

છે કે પોતાના હાથે કામ કરનારાઓનાં કિંમતી અને સ્વચ્છ કપડાં પણ મેલાં થઈ જાય છે.

વસુમતિ પણ પોતાના હાથે દરેક કામો કરતી હતી એટલે તે કિંમતી કપડાં અને આભૂષણો પહેરતી ન હતી. તે જે સાધારણ કપડાં પહેરતી હતી તે પણ એટલાં બધાં સ્વચ્છ ન હતાં તેમ સ્વાસ્થ્યને બગાડે કે ઘૃણા ઉપજાવે એવાં ગંદાં પણ ન હતાં. ઘણાં લોકો કામ કરવાના બહાને સ્વાસ્થ્યને હાનિકારક અને મલોત્પાદક કપડાં પહેરી રાખે છે પણ વસુમતિ ગંદાં કપડાં પહેરી રાખવાનું ઠીક સમજતી ન હતી અને તેથી વખત સમયે પોતાનાં કપડાંઓને ધોઈ નાંખતી પણ તેમ છતાં કામ નહિ કરનારાઓનાં કપડાં જેવાં પોતાનાં કપડાં સ્વચ્છ તો કેમ રહી શકે!

વસુમતિ બપોરના સમયે બધું કામ પતાવી હવે શું કામ કરવું બાકી છે એ વિષે વિચાર કરી રહી હતી એટલામાં સેનાપતિ ત્યાં આવ્યો અને હાથ જોડી તેને કહેવા લાગ્યો કે — હે પુત્રી! હે! ભગવતી! તું કોણ છે! કોની કન્યા છે અને અહીં તું કેવી રીતે રહે છે તે બધું હું જાણું છું. તું કેવી સ્થિતિમાં મારે ત્યાં આવી છે, તે પણ મારા ધ્યાન બહાર નથી. તેં પહેલાં કોઈ દિવસ ઘરનું કામ કર્યું નહિ હોય! તું અનેક દાસદાસીઓથી સેવાયેલી હતી એટલે તારે કામ પણ શું કરવાનું હોય! તું મારે ઘેર આવી જે ઘર મનથી કાર્ય કરે છે તેથી તું મારી ઉપર ઉપકારનો બોજો વધારી રહી છે. મારી ઉપર તો પહેલાં પણ તેં અસીમ ઉપકાર કરેલ છે અને હવે મારા ઘરનું કામ કરી તું ઉપકારનો બોજો વધારી રહી છે! મારા ઘરના કામકાજ પાછળ તો તું ખાવા-પીવાનું તથા ઓઢવા પહેરવાનું પણ ભૂલી ગઈ છે! આ પ્રમાણે તું મારે ત્યાં કષ્ટો સહી રહી છે મારાથી તારું આ કષ્ટ જોઈ શકાતું નથી. તેમ તારા કરેલા ઉપકારનો બદલો પણ મારાથી વાળી શકાતો નથી.

માટે તું ઘરના કામકાજમાં આટલો બધો પરિશ્રમ કર નહિ એ જ મારી પ્રાર્થના છે. ઘરના કામકાજ માટે દાસીઓ તો છે છતાં જો દાસીઓ વધારે રાખવાની જરૂર જણાતી હોય તો બીજી દાસીઓને કામ કરવા બોલાવ. જો તારી ઇચ્છા હોય તો દાસીઓ ઉપર દેખરેખ રાખ્યા કર અને ઘરની વ્યવસ્થા બરાબર જાળવ, પણ તું તારે હાથે તો આટલો બધો પરિશ્રમ કર નહિ. અને આ બધો પરિશ્રમ કરવો છોડી તું તો સારાં વસ્ત્રો અને આભૂષણો પહેર અને આનંદથી રહે ! આમ છતાં જો કામકાજ કરવાની તારી ઇચ્છા જ હોય તો ધર્મ કાર્ય કર અને માળા લઈ પરમાત્માનું સ્મરણ કર્યા કર ”

સેનાપતિની સ્ત્રી, પોતાના પતિએ વસુમતિને કહેલી વાત બરાબર સાંભળી રહી હતી સેનાપતિની વાતમાં એવી એક પણ વાત ન હતી કે જેમાં દુર્ભાવનાની ગંધ હોય. પણ તેણે જે વાત કરી હતી તે વાત ઉપરથી તેના મનમાં જે સંદેહ પેદા થયો હતો તે સંદેહ અને ભ્રમ દૂર થઈ જવો જોઈતો હતો. પણ જેની આંખે કમળો હોય તે બધે ઠેકાણે પીળું જ દેખે છે તેમ દુર્જન લોકો કોઈના સદ્ગુણને જોઈ શકતા નથી તેઓ તો બીજાના દુર્ગુણો જ શોધ્યા કરે છે. કહ્યું પણ છે કે—

अति रमणीये वपुषि व्रणमेव हि मक्षिकानिकरः ।

અર્થાત્—ઉત્તમ અને સુંદર શરીરમાં પણ માખીઓ તો ઘાવ કે ગુમડાને જ શોધ્યા કરે છે.

આ જ પ્રમાણે સેનાપતિની સ્ત્રીને પતિએ પવિત્ર હૃદયની કહેલી વાતચીતમાં પણ દુર્ભાવનાની ગંધ આવવા લાગી પતિની વાત સાંભળી તે કહેવા લાગી કે, “ આ છોકરીને મારા પતિ અહીં શા માટે લાવ્યા છે એનું રહસ્ય આજે માલૂમ પડ્યું ! મારા પતિ એને તો ‘ ભગવતી ’ માને છે, તેને ઘરનાં કામોમાંથી મુક્ત કરાવી કિંમતી વસ્ત્રો અને આભૂષણો પહેરાવવા ચાહે છે. આ છોકરીને જે

સન્માનપૂર્ણ શબ્દોથી સંબોધે છે તેવા સન્માનસૂચક શબ્દોથી તો મને કોઈ દિવસ બોલાવી પણ નથી. તેમ વળી, મને એમ કોઈ દિવસ કહ્યું પણ નથી કે તારી પાસે કિંમતી વસ્ત્રો કે આભૂષણો ન હોય તો લાવી આપું. ઊલટું જ્યારે હું મોટે દાસીઓ વધારે રાખવા માટે કે કિંમતી વસ્ત્રો કે આભૂષણો લાવવા માટે આગ્રહ કરું છું ત્યારે મને એમ કહે છે કે, આટલી બધી દાસીઓ છે તે હવે વધારે શા માટે જરૂર છે? થોડું કામ પોતાના હાથે પણ કરવું જોઈએ એમ કહી મારી વાતને સ્વીકારતા નથી. આ જ પ્રમાણે વસ્ત્રાભૂષણો માટે પણ કોઈ ને કોઈ બહાનું કાઢી મારી વાતને ઉડાવી દે છે. જ્યારે આ છોકરીને તો વગર માગ્યે વસ્ત્રાભૂષણો લઈ આપવાનું તથા વધારે દાસીઓ કામકાજ કરવા માટે રાખવાનું પોતે કહે છે! આ ઉપરથી મારા પતિની આ છોકરી પ્રતિ જે ભાવના છે તે ઉપરથી સ્પષ્ટ જણાય છે કે આ છોકરીને મારું સૌભાગ્યસુખ આપવા માટે જ અહીં લાવ્યા છે! જોઉં તો ખરી આ છોકરી મારા પતિના મનમાં શું કહે છે! આ છોકરી મારું સૌભાગ્યસુખ લૂંટવા જ આવી છે એ આજની વાત ઉપરથી મારું અનુમાન સાચું થઈ જાય છે

આજની સ્ત્રીઓના જેવા વિચારો છે તેવા વિચારો વસુમતિના હોત તો તે જરૂર સેનાપતિનું કથન સાંભળી પ્રસન્ન થાત કે સારો! કામકાજનો ભાર ઓછો થતો એ સારું થયું! હું આખો દિવસ કામકાજ કરું છું, થાકી જાઉં છું એટલે ઉપરથી તો આપમેળે જોઈ જ રહે છે. માટે સેનાપતિનું કહેવું માની લઉં તો, મારે વધારે કામ કરવું ન પડે, થાકી જવું ન પડે, અને આરામ સવારમાં મોડેથી જાગી ખાનપાન કરી લઉં અને ખાઈ-પીને સુખેથી રહી શકું

જો વસુમતિ આજની સ્ત્રીઓના વિચારવાળી હોત તો જરૂર સેનાપતિની વાત સ્વીકારી લેત અને સુખેથી રહી શકત, પણ વસુમતિ આમની એવી ગોર ન હતી. એટલે તેણે સેનાપતિના ઉત્તરમાં જણાવ્યું

કે, "પિતાજી ! આજે તમારી વાત સાંભળી મને ઘણું જ આશ્ચર્ય થાય છે ! તમે આટલા બધા સમજદાર અને વ્યવહારકુશળ હોવા છતાં આવું કહેશો એવી કલ્પના પણ મેં કરી ન હતી. પિતાજી ! હું તમને 'પિતા' અને તમે મને 'પુત્રી' તરીકે માનો છો. એ શું લોકોને બતાવવા માટે જ માનો છો અને કહો છો ? શું તમે મારા પિતા અને હું તમારી પુત્રી નથી ? શું ધર્મને જાણવા છતાં આપણામા મિથ્યાચાર આવી રહ્યો છે કે ઉપરથી તો બીજાને કાંઈ કહીએ અને હૃદયમા કાંઈ રાખીએ ? મને તો મારો એવો વિશ્વાસ છે કે હું જે પ્રમાણે કહું છું તે જ પ્રમાણે વર્તું છું. પણ તમારી આજની વાત ઉપરથી તો એમ જણાય છે કે હજી તમારા હૃદયમા ભેદભાવ ભરેલો છે. જો તમારા હૃદયમા જરા પણ ભેદભાવ ન હોય તો તમે એમ કદાપિ કહેત નહિ કે, 'મારા ઘરનું કામ કરીને તું મારા ઉપર ઉપકારનો બોજો વધારી રહી છે ?' આ તમારું ઘર છે તો શું એ મારું નથી ? જ્યારે હું તમારી પુત્રી છું તો તમારું ઘર એ મારું ઘર કેમ ન કહેવાય ? તમે તમારા હૃદયમા રહેલો ભેદભાવ દૂર કરો. તમારા હૃદયમાં આવો ભેદભાવ હોય એ સારું ન કહેવાય ! હવે હું તમારા ઉપર ઉપકારનો ભાર લાદી રહી છું એ વાત રહી. પણ ઉપકારનો ભાર તો તમારી ઉપર ત્યારે આવે કે જ્યારે હું તમારા ઘરને મારું ઘર સમજતી ન હોઉં. હું મારા ઘરનું કામ કરું એમાં તમારી ઉપર ઉપકારનો ભાર કેમ આવી શકે ? આ જ પ્રમાણે પોતાના ઘરનું કામ કરવામા હું કષ્ટ કે દુઃખ કેમ માનું ? જ્યારે હું પારકા ઘરનું કામ કરતી હોઉં ત્યારે મને કષ્ટ કે દુઃખનો અનુભવ થાય. પણ મારા ઘરનું કામ કરવામા મને કષ્ટ કે દુઃખ શા માટે થાય ? ઊલટું જેમ બીજાને પોતાના ઘરનું કામ કરવામા મઝા આવે છે તેમ મને પણ મારા ઘરનું કામકાજ કરવામા આનંદ આવે છે.

"વળી, તમે કહો છો કે, 'ઘરનું કામકાજ છોડી દે અને સારા વસ્ત્રાભૂષણો પહેરી, પરમાત્માનું ભજન કર, ઘરનું કામ તો દાસ-

દાસીઓ કરી નાખશે. પણ વિચારો આપનું આ કહેવું ન્યાયયુક્ત નથી પણ ધર્મનું અપમાન કરવા જેવું છે. કારણ કે ઘરમાં તો રહેવું, ઘરનાં કામોનો લાભ લેવો, અને પોતાના હાથે કામ ન કરતાં પોતાનું કામ દાસ-દાસીઓને કરવાનું છે એમ માનવું એ તો ધર્મનો મર્મ ન સમજવાનું જ પરિણામ છે. જે લોકો એમ માને છે અને એ પ્રમાણે પોતાનો જીવનવ્યવહાર ચલાવે છે તેઓ ધર્મનો મર્મ સમજતા નથી. ખાવું પીવું, ઓઢવું, પહેરવું, એશઆરામ ભોગવવો એ બધું તો છોડી શકાતું નથી અને કેવળ કામ બીજાને માટે કરવા છોડી દેવું એ શું યોગ્ય છે? જો કોઈ વ્યક્તિ, સંસારવ્યવહારથી પોતાનો બધો સંબંધ છોડી મમત્વભાવનો ત્યાગ કરી સાધુ જ થઈ જાય અને એ દશામાં ઘરનું કામ ન કરે તો તે ઠીક પણ કહેવાય. પણ જ્યારે પોતે સંસારાવસ્થામાં છે સંસારનું બધું કામકાજ કરે છે સંસારનાં ભોગોનો ઉપભોગ કરે છે એવી અવસ્થામાં ગૃહકાર્ય છોડી દઈ નિરુદ્યોગી થઈ બેસી રહે એ કોઈ પણ રીતે યોગ્ય કહી શકાય નહિ. જ્યાંસુધી સંસાર-વ્યવહારમાં છે ત્યાંસુધી તો સંસારવ્યવહારમાં સાવધાનીપૂર્વક ઉદ્યોગ કરવો જોઈએ અને જ્યારે સંસારવ્યવહારનો સંબંધ તોડી સંયમ સ્વીકારે ત્યારે પરલોકને માટે ઉદ્યોગ કરવો જોઈએ. પણ નિરુદ્યોગી થઈ બેસી રહેવું, એમાં ધાર્મિકતા નથી. સંસારવ્યવહારમાં રહેનારા લોકો સંસારવ્યવહારનો ઉદ્યોગ કરતાં અવકાશ મળે તો આગળ અવસર મેળવીને પણ પરલોક માટે ઉદ્યોગ કરી શકે છે પણ જેમણે સંસારવ્યવહારનો સંબંધ તોડી નાખ્યો છે તે સંસારવ્યવહારના ઉદ્યોગમાં ઉદ્યોગ કરી શકતા નથી. પણ જેમણે સંસારવ્યવહાર છોડ્યો નથી, હું, મારું ઘર છે આ મારા પુત્રો છે આ મારા નોકરો છે આદિ મમત્વ રહ્યું મમત્વ છે તે લોકો ઘરનું કામ નોકર-ચાકરનું છે એમ માની પોતાને આરંભ સમારંભના પાપથી બચી ગયેલા માને છે એ તેમનું ધર્મનું અજ્ઞાન જ જણાવે છે.

"પિતાજી! જ્યારે આ મારું ઘર છે એમ હું માનું છું ત્યારે ઘરનું કામ પણ મારે કરવું જ જોઈએ. હા, જે કામ મારાથી થઈ શકતું ન હોય તે કામ કરવામાં હું બીજાની સહાયતા લઉં એ વાત જુદી છે પણ 'આ કામ મારું નથી પણ નોકર-ચાકરને કરવાનું છે. હું તો ઘરની માલિક છું એટલે મારાથી ઘરનું કામ શી રીતે થઈ શકે! એ તો જે નોકર-ચાકર હોય તે જ ઘરનું કામકાજ કરે' આદિ વિચારથી ઘરનું કામકાજ પોતે ન કરતા, નોકર-ચાકરને કામ સોંપવું અને તેમાં જ પોતાનું સ્વામિત્વ અને ગૌરવ માનવું એ તો બહુ જ હલકી ભાવના છે આવી હલકી ભાવનાથી જ ઉચ્ચ-નીચનો ભેદભાવ મનમાં જાગે છે, ખોટું અભિમાન આવે છે અને પાપમાં વધારો થાય છે વળી, નોકર-ચાકર પાસે કામ કરાવવાથી પાપ પોતાને લાગતું નથી એ માન્યતા પણ ભૂલભરેલી છે કારણકે જ્યારે પોતાના હાથે સાવધાનીપૂર્વક કામ કરવામાં આવે છે ત્યારે પાપ ઓછું લાગે છે અને નોકરચાકર પાસે કામ કરાવવામાં આવે છે તો બેદરકારી બહુ વધી જાય છે અને પરિણામે વિશેષ પાપ થાય છે માટે પિતાજી! પોતાના ઘરનું કામ પોતાના હાથે કરું છું તો પાપ ઓછું થાય છે, કારણકે હું ધર્મનો વિચાર કરી વિવેકપૂર્વક દરેક પ્રવૃત્તિ કરું છું. જ્યારે મારી માફક નોકર-ચાકર મારા જેટલો વિવેક રાખી શકે નહિ એટલે પાપ વધારે થાય માટે જે કામ હું થોડા પાપમાં પૂરું કરું છું તે જ કામ નોકર-ચાકર પાસે આપ કહો છો તેમ કરાવું તો મહાપાપ થાય આ સિવાય જ્યારે માલિક પોતે પોતાના હાથે કામ કરે છે ત્યારે તેનો પ્રભાવ નોકર-ચાકર ઉપર પણ પડે છે અને જો નોકર-ચાકર ઉપર જ બધું કામ મૂકી દેવામાં આવે અને પોતાના હાથે જરા પણ કામ કરવામાં ન આવે તો પરતંત્રતા આપણે ભોગવવી પડે, એટલું જ નહિ, નોકર-ચાકર પણ માલિકનું કામ આપણા વિના ચાલશે નહિ એમ જાણી બેદરકાર થઈ જશે. આ પ્રમાણે પોતાનું કામ બીજાને આધારે મૂકી દેવાથી પરતંત્રતા ભોગવવી પડે છે અને

મિથ્યાચાર જ કર્યો કહેવાય હુ આ પ્રકારનો મિથ્યાચાર કરી પાપ પ્રવૃત્તિ કરવાનુ ઉચિત સમજતી નથી

"પિતાજી! આપે મને માળા લઈ પરમાત્માનુ ભજન કરવાનુ કહ્યુ પણ હુ પરમાત્માનુ ભજન કરવુ ખરાબ સમજતી નથી પણ આત્માને કલ્યાણ કરનારુ હોવાથી સારુ જ સમજુ છુ પણ કર્તવ્યના પાલનની સાથે પરમાત્માનુ ભજન કરવુ જોઈએ એમ હુ માનુ છુ પોતાના માથે જે કર્તવ્યનો ભાર છે એ કર્તવ્યનુ બરાબર પાલન કરી પરમાત્માનુ ભજન કરવુ એ સારુ છે, પણ પરમાત્માના ભજનને નામે પોતાના કર્તવ્યની ઉપેક્ષા કરવી, પોતાના માથે જ કર્તવ્યનો ભાર છે તેને વહન ન કરવો ને પરમાત્માના નામે ખોટી પ્રવૃત્તિ કરવી એ પરમાત્માના ભજનના નામે ઢોંગ કરવા સમાન છે હુ મારા બધાં કામ કરતી વખતે પરમાત્માને યાદ કરુ છુ. ને પરમાત્માને યાદ કરતી વખતે હુ બધા કામો બરાબર કરું છુ. પરમાત્માનુ ભજન કરવાનો ઉદ્દેશ વ્યવહારમા તેમને યાદ કરવાનો છે. થોડોક વખત આસન ઉપર બેસી પરમાત્માનું સ્મરણ કરવુ અને પછી વ્યવહારમા પરમાત્માને ભૂલી જવુ એ સાચુ સ્મરણ નથી. વ્યવહાર કરતી વખતે પરમાત્માને યાદ રાખવાથી, તેમને ન ભૂલ્યાથી કૂડ-કપટ વગેરેનુ પાપાચરણ થતુ નથી, પ્રત્યેક કાર્યમા વિવેક રહે છે અને તેથી અલ્પારભથી થઈ શકે એવા કાર્યમા મહારભ કરવો પડતો નથી. આ પ્રમાણે દરેક કામ કરતી વખતે જ હુ પરમાત્માનું ભજન કરી લઉ છુ માટે ઘરનું કામ છોડી દઈ પરમાત્માનું ભજન કરવાની વાત આપ મને કરો નહિ મારી માતાએ કર્મવાદની મને જે શિક્ષા આપી છે તેનું જ હું બરાબર પાલન કરુ છુ જે લોકો એમ તો હમેશા પરમાત્માનું સ્મરણ કરે છે પરંતુ વ્યવહારમા પરમાત્માને ભૂલી જઈ ન કરવા જેવા કામો કરે છે તે 'પરમાત્મા નથી' એમ માની એવા ખરાબ કામ કરતા અચકાતા પણ નથી, તે લોકો પરમાત્મા અને ધર્મનું અપમાન કરે છે. હુ ધર્મનુ અને પરમાત્માનુ અપમાન કરવા ચાહતી નથી તમે

મને કામ કરતી જોઈ એમ માનતા હશો કે હું બહુ કષ્ટ કરી રહી છું અને તેથી આપ કરુણાભાવથી પ્રેરાઈને મને ઘરનું કામ છોડી દેવાનું તમે કહ્યું હશે પણ પિતાજી! મને ઘરનું કામ કરતાં જરા પણ દુઃખ લાગતું નથી પણ આનંદ આવે છે માટે તમે મારા વિષે જરા પણ ચિન્તા કરશો નહિ."

વસુમતિનો ખુલાસો સાંભળી સેનાપતિને દુઃખ થયું અને સાથે સાથે આનંદ પણ થયો. મેં વસુમતિને પોતાના ઘરથી જુદી વ્યક્તિની વાત શા માટે કહી! આ વિચારથી તેને દુઃખ થયું અને વસુમતિનો ઉપદેશ તે કારણે સાંભળવા મળ્યો એ વિચારથી તેને આનંદ થયો. તે બે હાથ જોડી વસુમતિને કહેવા લાગ્યો કે "હે! ભગવતી! હે માતા! મને ક્ષમા કર. મારા મનમાં તારા પ્રતિ જરા પણ ભેદભાવ નથી. મેં તો સાધારણ રીતે જ એમ કહ્યું હતું કે તારો મારા ઉપર અસીમ ઉપકાર થએલો છે. મેં તને આ પ્રમાણે કહ્યું એ એક રીતે ઠીક થયું કારણકે જો મેં તને એ પ્રમાણે કહ્યું ન હોત તો મને તારો ઉપદેશ સાંભળવાનો જે અવસર મળ્યો તે કેમ મળત! આજે તારો ઉપદેશ સાંભળી હું ધર્મનો માર્ગ સમજી શક્યો છું. અત્યાર સુધી હું આળસ ને એશઆરામને જ ધર્મ માની બેઠો હતો પણ આજે તેં મારો ભ્રમ ભાંગ્યો અને પ્રયત્નમાં જ ધર્મ છે તે મને આજે સમજાયું. આજે તારો આ સદુપદેશ સાંભળી મારા જીવનમાં નવું ચેતન આવ્યું છે. હવેથી હું મારા જીવનને આળસમાં વ્યર્થ ગુમાવીશ નહિ અને નિષ્કારણ બીજા ઉપર હુકમ ચલાવીશ નહિ. નોકરચાકરોના આત્માને હલકા અને નીચ કોટીના ગણીશ નહિ અને મને પોતાને ઉચ્ચ માનીશ નહિ. હવેથી અમુક કામ મારાથી બની જ ન શકે અમુક કામ નોકરચાકરનું જ એમ માનીશ નહિ પણ હું પોતે જ ઉદ્યોગરત અને પ્રયત્નશીલ રહીશ.

આ પ્રમાણે સેનાપતિ વસુમતિનો ઉપકાર માની અને તેના

પ્રતિ કૃતજ્ઞતાનો ભાવ બતાવતો ત્યાથી ચાલ્યો ગયો અને વસુમતિ ઊઠી પોતાના કામમા લાગી ગઈ. પણ સેનાપતિની સ્ત્રીના હૃદયમાં વસુમતિ પ્રત્યેનો સંદેહ વધવાને કારણે અશાન્તિ વધવા લાગી. કહ્યુ પણ છે કે —

**अवगुण को उमगी गहत गुण न गहत खल लोग ।**
**रक्त पियत पय ना पियत, लेगी पयोधर जौंक ॥**

અર્થાત—સજ્જનો અવગુણને પણ ગ્રહણ કરે છે જ્યારે દુર્જન મનુષ્યો ગુણોને પણ ગ્રહણ કરતા નથી.

આ જ પ્રમાણે સેનાપતિ અને વસુમતિ વચ્ચે થએલી ધર્મવાર્તા જીવનમા સુધાર કરી નાખે એવી હતી, પણ સેનાપતિની સ્ત્રીએ તેનો સવળો અર્થ લેવાને બદલે અવળો જ અર્થ લીધો અને પોતાની રુચિ પ્રમાણે તે અર્થને ઘટાવ્યો તે મનમાં વિચારવા લાગી કે, "બસ! હવે તો એ વાત તદન નક્કી થઈ ગઈ કે, 'આ છોકરી હવે મારા પતિની દેવી, ભગવતી, આરાધ્યા અને આ ઘરની માલિક બની ગઈ છે' તે મારા પતિને કહે છે કે, 'આ ઘર તો મારુ જ છે તમારા મનમા ભેદભાવ કેમ છે?' પતિએ પણ આ વાત સ્વીકારી લીધી છે. હવે બાકી જ શું રહ્યુ? જો કે તેનો વ્યવહાર હજી બહાર આવ્યો નથી પણ જો તે થોડા દિવસ આ ઘરમાં વધારે રહી તો તો જરૂર તે આ ઘરની માલિક થઈ બેસશે! પતિ, નોકરચાકર વગેરે બધા લોકો તેના પક્ષમા જ છે ઘરતું બધુ કામકાજ પણ તેના પોતાના જ હાથમાં છે મારા હાથમા તો કાંઇ નથી. એટલે થોડા દિવસ પછી કાતો મારે આ ઘરમાથી નીકળી જવુ પડશે અથવા તેની દાસી થઈ મારે જીવન વીતાવવુ પડશે આવી ભરજોબનવાળી સુદર, સુકોમળ બીજી કોઈ પણ સ્ત્રી આટલુ કામ કદાપિ કરી ન શકે પણ આ તો પોતાને જ આ ઘરની માલિક સમજે છે અને તેથી જ પોતાનં ઘર

માની પોતાના શરીર વગેરેની પરવા કર્યા વિના આટલું બધું કામ કરે છે. ખરેખર! આ સ્ત્રી મારે મન તો કોઈ નાગણની સમાન છે. જો મારે ભાવિ સંકટથી બચવું હોય અને મારું સૌભાગ્ય મારે સુરક્ષિત હોય તો આ સ્ત્રીને કોઈ પણ ઉપાયે આ ઘરમાંથી બહાર કાઢી જોઈએ અને મારા પતિનો તથા તે છોકરીનો કોઈ દિવસ મેળાપ જ ન થાય એવો મારે ઉપાય યોજવો જોઈએ.

આ પ્રમાણે અનેક સંકલ્પવિકલ્પ કરી સેનાપતિની સ્ત્રી એવા નિર્ણય ઉપર આવી કે "આ છોકરી કોણ છે! કોની છોકરી છે! તેનું નામ શું છે અને મારે ઘેર શા માટે આવી છે તે મારે સર્વ પ્રથમ જાણવું જોઈએ. આજ દિવસ સુધી મારા પતિ એને પુત્રી પુત્રી કહી બોલાવે છે પણ કોઈ દિવસ તેમણે એ છોકરીનું નામ કે ઠેકાણું બતાવ્યું નહિ તેમ આ છોકરીએ પણ કોઈ દિવસ પોતાનો પરિચય આપ્યો નથી. માટે તેનું નામ ઠામ ન બતાવવામાં જરૂર કોઈ ઊંડું રહસ્ય રહેલું હોવું જોઈએ. માટે આ છોકરીને જ એનું નામ ઠામ પૂછી લેવું જોઈએ."

વસુમતિ, ઘરની વ્યવસ્થા કરી રહી હતી એટલામાં સેનાપતિની સ્ત્રી, ક્રોધથી લાલચોળ થઈ બનાવટી રૂપ ધારણ કરી તેની પાસે આવી અને વસુમતિના હાથ પકડી કહેવા લાગી કે "અરે! છોકરી! તારું નામ શું છે અને કઈ નાતજાતની છે તે બતાવ! તું ક્યાં જન્મી છે! તારા માતાપિતાનું નામ શું છે! અને તેઓ ક્યાં રહે છે? એ કહે!"

સેનાપતિની સ્ત્રી આ પ્રમાણે અનેક પ્રશ્ન પૂછવા લાગી તેથી વસુમતિ તેનું કંઈ કારણ સમજી શકી નહિ. તે તો પોતે જેવી ભોળી છે તેવી જ તે પણ ભોળી હશે એમ તે સમજતી હતી. એટલે આ પ્રમાણે સેનાપતિની સ્ત્રીનો વ્યવહાર તથા પ્રશ્ન પૂછવાની રીતભાત જોઈ વસુમતિને પહેલાં તો આશ્ચર્ય થયું પણ તે ગભરાઈ નહિ ને સ્વાભાવિક સરલતા ને

નમ્રતાપૂર્વક તેણે જવાબ આપ્યો કે, "માતાજી ! તમે તમારી પુત્રીને આવા પ્રશ્નો કેમ પૂછો છો ? મારી માતા તો તમે જ છો. જે પાલન-પોષણ કરે તે જ માતાપિતા છે અને મારું પાલનપોષણ તમે તથા પિતાજી કરો છો એટલા માટે તમે મારી માતા છો, અને પિતાજી મારા પિતા છે મારું ઘર પણ આ જ છે. આ જ પ્રમાણે મારી જાતિ પણ તમારી જે જાતિ છે તે જ છે, તથા જે નામથી મને તમે બોલાવો છો તે જ મારું નામ છે. તમે તથા મારા પિતાએ મારું નામ 'પુત્રી' રાખ્યું છે અને એ જ નામથી તમે મને બોલાવો છો અને હું બોલું છું એટલે મારું નામ 'પુત્રી' છે. આ બધી વાત તો તમે જાણો છો અને પહેલાં પણ મને આ વિષે પૂછ્યું હતું તો પછી આજે ફરી એ પ્રશ્નો પૂછવાનું કષ્ટ કેમ લીધું ?"

વસુમતિએ જે ઉત્તર આપ્યો તે પથ્થર જેવા હૃદયવાળાને પણ પીગળાવી દે એવો હતો પણ ક્રોધમા પોતાનું ભાન ભૂલી ગએલી સેનાપતિની સ્ત્રીને તેની જરા પણ અસર ન થઈ વસુમતિનો ઉત્તર સાંભળી તે એકદમ તાડૂકી ઊઠી અને વસુમતિના હાથને ઝટકાવી દઈ જોરથી બોલી ઊઠી કે, "બિચારી ! મારી પુત્રી થવા આવી છે ! જોને એની સિકલ ! કોણ જાણે કઈ જાતની છે ! ક્યા પેદા થએલી છે ! ક્યા કુળની છે તે તો કાંઈ બતાવતી નથી, અને 'હું તો તમારી પુત્રી તથા આ ઘર મારું જ છે' એમ કહે છે ! ઉપરથી તો બિચારી પુત્રી થવા આવી છે અને હૃદયમા તો મારી શોક્ય બનવાની ભાવના સેવે છે ! આજે બધી વાતો સાંભળી, હું કાંઈ તારા ચક્રાવામાં ભૂલી પડી જાઉં એમ નથી ! તું મારું સૌભાગ્ય-સુખ લૂટવા આવી છો તે હું બધુ જાણી ગઈ છુ "

સેનાપતિની સ્ત્રી આ પ્રમાણે જોરજોરથી બકવા લાગી અને કહેવા લાગી કે, "જ્યાસુધી તું મારા ઘરમાથી નીકળીશ નહિ ત્યાસુધી હુ અનજળ પણ લેવાની નથી ...

થશે નહિ કારણકે જો તમે આ ઘરમાથી કાઢી બીજાના ઘરમા મૂકી આવો તો તો તમારો અને એનો સબધ જળવાઈ રહે અને મારા માથે જે સકટ છે તે તો ઊભુ જ રહે. વળી, ચપાની લડાઈમાથી આ દુષ્ટાને ન લાવત તો બીજા સૈનિકોની માફક તમે પણ ઘણું દ્રવ્ય લાવત પણ આ દુષ્ટાને કારણે મારા ઘરમા ચપાની લૂટમાથી કાંઈ દ્રવ્ય પણ આવ્યું નથી. માટે જ્યાસુધી આ દુષ્ટાને બજારમા વેચી નાખીને વીસ લાખ સોનામહોર નહિ લાવો ત્યાસુધી હું અન્નજલ પણ ગ્રહણ કરીશ નહિ અને બધે ઠેકાણે એ વાત છતી કરીશ કે, 'મારા પતિ કોણુ જાણે કોઈની છોકરીને ઉપાડી લાવ્યા છે અને ઘરમા રાખી બેઠા છે !' અત્યારસુધી તો બધું મારુ ભોળપણુમા જ ગયુ. તમારી અને આ દુષ્ટાની કપટબાજી સમજી શકી ન હતી પણ હવે હુ તમારી બધી કપટબાજી સમજી ગઈ છુ. તમે તો કપટી છો જ પણ આ રાડ પણ એવી કપટી છે કે તેની વાત જ પૂછો નહિ ! એ તો એવી કપટી અને લુચ્ચી છે કે મારી આગળ મીઠુ મીઠુ બોલે છે અને મને પટાવે છે હું એના કામમા કાંઈ દોષ બતાવુ છુ કે કાંઈ કડવુ વચન કહુ છુ તો ખી ખી હસવા મડી પડે છે અને ક્રોધ પણ કરતી નથી! ક્રોધ કરે પણ કોની ઉપર ? એ તો આ ઘરનું માલિક બનવુ હતુ ! જો ક્રોધ કરી મારી સામે લડાઈ—ઝગડા કરે તો ઘરની માલિક શી રીતે બની શકે ? તમારુ અને આ રાંડનું કૂડ-કપટ હું બરાબર સમજી ગઈ છુ માટે હવે તો મને ત્યારે જ સતોષ થશે, અને ત્યારે જ હુ અન્નજલ ગ્રહણ કરીશ કે જ્યારે આ રાંડને આ ઘરમાંથી બહાર કાઢી બજારમા વેચીને મને વીસ લાખ સોનામહોર લાવી આપશો

——x——

થશે નહિ કારણકે જો તમે આ ઘરમાંથી કાઢી બીજાના ઘરમાં મૂકી આવો તો તો તમારો અને એનો સંબંધ જળવાઈ રહે અને મારા માથે જે સંકટ છે તે તો ઊભુ જ રહે. વળી, ચંપાની લડાઈમાંથી આ દુષ્ટાને ન લાવત તો બીજા સૈનિકોની માફક તમે પણ ઘણું દ્રવ્ય લાવત પણ આ દુષ્ટાને કારણે મારા ઘરમાં ચંપાની લૂટમાંથી કાંઈ દ્રવ્ય પણ આવ્યું નથી માટે જ્યાંસુધી આ દુષ્ટાને બજારમા વેચી નાખીને વીસ લાખ સોનામહોર નહિ લાવો ત્યાંસુધી હુ અન્નજલ પણ ગ્રહણ કરીશ નહિ અને બધે ઠેકાણે એ વાત છતી કરીશ કે, 'મારા પતિ કોણ જાણે કોઈની છોકરીને ઉપાડી લાવ્યા છે અને ઘરમા રાખી બેઠા છે !' અત્યારસુધી તો બધું મારુ ભોળપણમા જ ગયુ. તમારી અને આ દુષ્ટાની કપટબાજી સમજી શકી ન હતી પણ હવે હુ તમારી બધી કપટબાજી સમજી ગઈ છુ. તમે તો કપટી છો જ પણ આ રાંડ પણ એવી કપટી છે કે તેની વાત જ પૂછો નહિ ! એ તો એવી કપટી અને લુચ્ચી છે કે મારી આગળ મીઠુ મીઠુ બોલે છે અને મને પટાવે છે હું એના કામમા કોઈ દોષ બતાવુ છુ કે કોઈ કડવુ વચન કહું છુ તો ખી ખી હસવા મડી પડે છે અને ક્રોધ પણ કરતી નથી ! ક્રોધ કરે પણ કોની ઉપર ? એ તો આ ઘરનું માલિક બનવુ હતું ! જો ક્રોધ કરી મારી સામે લડાઈ-ઝગડો કરે તો ઘરની માલિક શી રીતે બની શકે ? તમારુ અને આ રાંડનું કૂડ-કપટ હુ બરાબર સમજી ગઈ છુ માટે હવે તો મને ત્યારે જ સંતોષ થશે, અને ત્યારે જ હુ અન્નજલ ગ્રહણ કરીશ કે જ્યારે આ રાંડને આ ઘરમાંથી બહાર કાઢી બજારમા વેચીને મને વીસ લાખ સોનામહોર લાવી આપશો.

——×——

બરાબર આજ બાબત રથીની સ્ત્રી સબંધમા પણ હતી તે પણ નહોતી જાણતી કે વસુમતિ કોણ છે, તેનામાં શી વિશેષતા છે, તેને લીધે મારા પતિમા કઈ જાતના સુધારા થયા છે, તથા તેણે આ ઘર પણ કેવુ બનાવી દીધુ છે જો કે વસુમતિએ જે સુધારો કરી દીધો હતો, તે પ્રત્યક્ષ ઘર જ બતાવી આપતું હતું, પણ રથીની સ્ત્રી તે સુધારાને દેખતી હોવા છતાં, ન દેખ્યા જેવી હતી. તેમા વસુમતિ પ્રત્યે શકા અને ઇર્ષ્યા ગુપ્તપણે હતી આ કારણથી તેની દષ્ટિ વસુમતિની કોઈ પણ વિશેષતા તરફ ગઈ જ નહિ. તે તો તેનામા દોષો જ જોતી રહી

રથીની સ્ત્રી વસુમતિની સાથે જે વ્યવહાર કરતી હતી, તે તો અજ્ઞાનવશ, સત્યથી અપરિચિત હોવાને લીધે કરતી હતી, પણ વસુમતિ તો તે બધુ જાણતી હતી હું કોણ છુ, અહી કેમ આવી છુ, અને અહીની રાણી સાથે મારે શુ સગપણ છે, વગેરે બાબતોની તેને માહિતી હતી, છતા પણ તે રથીની સ્ત્રી પોતાની સાથે જે દુર્વ્યવહાર કરતી હતી, તે શા માટે સહન કરતી હતી ? એ જ કારણે તે આ બધુ સહન કરતી હતી કે સત્ય પ્રકટ થઈ જવાથી, જે રથીને મેં મારા પિતા માન્યા છે તેને આફતમા ઊતરવુ પડશે. વસુમતિ કોઈ હલકી જાતિ કે હલકા કુળની ન હતી, કે જેથી તેને રથીની સ્ત્રીના પૂછવાથી પોતાનું નામ, ઠેકાણુ બતાવવામાં સંકોચ થાય, અને એ જ કારણે તેણે પોતાનુ નામ, ઠેકાણું ન બતાવ્યુ હોય તેણે પોતાનું ઠેકાણુ એટલા માટે ન બતાવ્યુ કે આ રથીની સ્ત્રી મારુ નામ, ઠેકાણુ જાણીને સર્વત્ર ખુલ્લુ કરશે, જેથી મારા રથીપિતાની જિંદગી સકટમા આવી પડશે કારણકે અહીંની રાણી મૃગાવતી મારી માસી થાય છે, મારુ નામ સાંભળીને તે અને અવશ્ય બોલાવશે, અને પછી લાખો શત્રુઓ હોવા છતા પણ મારા માસા શતાનિક, આ રથીપિતાને મારુ તથા મારી માતાનું અપહરણ કરવા બદલ તથા માતાને પ્રાણહત્યા કરાવ્યાના કારણ બદલ, જરૂર

શિક્ષા કરશે. આ જ વિચારથી રથીની સ્ત્રીની સઘળી વાતો સાંભળી, યત્ન કરી છતાં તેણે પોતાનું નામ કોઈનું બતાવ્યું નહિ.

તે તો માનતી હતી કે માતાએ મને જે જે પરિસ્થિતિઓનો સામનો કરવાનો ઉપદેશ આપ્યો છે તે પૈકી આ તો માત્ર એક નજીવી બાબત છે ઉપરાંત, સંભવિત છે કે જેમ રામને સર્વક્ષેત્રમાં લઈ જવાને માટે કૈકેયીમાં તેઓને વનમાં મોકલવાની બુદ્ધિ ઉત્પન્ન થઈ તેમ આ સ્થિતિ પણ મને અનુકૂળ ક્ષેત્રમાં લઈ જવાને માટે જ ઉત્પન્ન થઈ હોય. નહિ તો માતાને મને ઘરમાંથી કાઢી મૂકવાની બજારમાં વેચવાની અને બદલામાં વીસ લાખ સોનામહોરો મંગાવવાની બુદ્ધિ ન સૂઝત. મારા માટે સૌથી પહેલી પ્રસન્નતાની વાત તો એ છે કે માતાએ મારી કિંમત વીસ લાખ સોનામહોરની આંકી અને થોડી કિંમતની તો ન માની. નાના મોઢે મોટી વાત નીકળતી મુશ્કેલ છે માતાના મોંએ વીસ લાખ સોનામહોરોની જે વાત નીકળી છે તે મારા સુંદર ભવિષ્યની આગાહી આપે છે માટે મારે માતાની વાતથી આશ્ચર્યમગ્ન બનવું જોઈએ અને માતાનો ઉપકાર માનવો જોઈએ. આ પ્રમાણે વિચાર કરી વસુમતિ તે સમયે પણ પ્રસન્નવદની હતી.

રથીની સ્ત્રીએ રથીને કહ્યું કે " હું પ્રતિજ્ઞા લઈ ચૂકી છું કે જ્યારે તમે આ છોકરીને વેચીને મને વીસ લાખ સોનામહોરો લાવી આપશો ત્યારે હું અન્નજળ લઈશ નહિ તો અન્નજળ નહિ લઉં અને મોટા ઘર જઈને પોકારીશ કે, મારા પતિ દુરાચારી છે અને તે કોણ જાણે કોની છોકરી ઉપાડી લાવ્યા છે આ છોકરીનું રૂપ-રંગ બતાવી આપે છે કે તે કોઈ મોટા ઘરની જ છોકરી છે મારો પોકાર રાજા વગેરે સાંભળશે. ત્યારે આ છોકરીનું હરણ કરવાના અપરાધ બદલ રાજા તમને શિક્ષા કરશે અને તમારી બધી આબરૂ ધૂળમાં મળી જશે."

પોતાની સ્ત્રીની વાત સાંભળીને, રથીને ક્રોધ થવો સ્વાભાવિક હતો, પરન્તુ ધારિણી અને વસુમતિના ઉપદેશથી તેનું જીવન કાંઈ બીજી જ દિશાપર વળી પડ્યુ હતુ, આ કારણથી તેણે પોતાની સ્ત્રીને કહ્યું કે, "હે સુભગે ! હે સુનયના ! આજે તને શું થયુ છે કે તું આ જાતની વાત કરી રહી છે, અને આવી સાક્ષાત્ લક્ષ્મીતુલ્ય કન્યાને ઘરમાથી કાઢી મૂકવાની વાત કરી રહી છે ? તેની સાથે આટલા બધા દિવસો સુધી તુ રહી, છતા પણ તેના મહત્ત્વની તને સમજણ ન પડી ? મારા સ્વભાવમા જે પરિવર્તન થયુ છે તેની પણ તને શુ ખબર ન પડી ? તુ તો જાણે જ છે કે, હુ પહેલા કેવા સ્વભાવવાળો હતો, મારામા કંઈ કંઈ કુટેવો હતી અને હુ કેવો અભિમાની તથા દુરાચારી હતો ? પણ આ સતીના પ્રતાપે મારો સ્વભાવ તદ્દન જ પલટાઈ ગયો છે. આ ઘર પણ પહેલા કેવુ હતુ, અને તેના આવ્યા પછી કેવુ બની ગયુ ! આ મંગળમયી જ્યારથી આવી છે, ત્યારથી આપણે ત્યા બધી બાજુથી આનંદ રહે છે છતા આજે તને આ કેવી કુબુદ્ધિ ઊપજી, કે તુ તેને કાઢી મૂકવાનુ કહે છે ? તુ તેના બદલામા વીસ લાખ સોનામહોરો માગે છે, તેથી એ તો સ્પષ્ટ છે કે તે તેને વીસ લાખ સોનામહોરોની કિંમતની તો માની છે; પરન્તુ ખરી રીતે જોતા, વીસ લાખ સોનામહોરો લઈને તેને વેચવાનો વિચાર કરવો તે કોડીઓના બદલામા ચિંતામણી રત્ન આપી દેવા જેવો મૂર્ખતા ભર્યો વિચાર છે તુ બુદ્ધિશાળી છે, બધુ જાણે છે, સમજે છે, છતા પણ આજે શું કરવા માટે તત્પર બની છે તે વિચાર અને તારા નિશ્ચયની બાબતમાં એક વાર ફરીથી શાન્ત ચિત્તે વિચાર કર. હુ જે કાંઈ કહી રહ્યો છુ, તે તારી આપેલી ધમકીથી ભય પામીને નહિ, પણ એટલા માટે કહી રહ્યો છુ કે આવી સતી આપણે ત્યાથી ન જાય, તથા તેને કાઢી મૂકવાના પાપનું નિમિત્ત તું ન બને "

રથીની સરળતા તથા નમ્રતાપૂર્ણ વાતોથી રથીની સ્ત્રીનુ સાહસ

વધારે વધ્યું. તે વિચારવા લાગી કે, અત્યારે તે મારી સામે નમ્ર બન્યા છે અને મને સુભગે, સુલક્ષણા, વગેરે કહી રહેલ છે તેમણે મારા માટે આવા અલંકારવાળા શબ્દ આજ સુધીમાં કદી પણ કહ્યા નથી. માત્ર આજે જ આ દુષ્ટાને ઘરમાં રહેવા દેવા માટે, મને આ જાતના સન્માન ભર્યા શબ્દ કહી રહ્યા છે પરન્તુ હું આ જાતની વાતોના ભુલાવામાં ફસાઉં તેવી નથી.

રથીની વાતના જવાબમાં રથીની સ્ત્રી કદ્રુ બોલીને કહેવા લાગી કે બસ તમારી એ બધી વાતો રહેવા દો. તમારે માટે સુભગે, સુલક્ષણા જે કહો તે કહો, તમારી દૃષ્ટિમાં જો હું સુભગે, સુલક્ષણા હોત, તો મને સુખ-સૌભાગ્યથી વંચિત રાખવા માટે આ દુષ્ટાને શા માટે લાવત ! તમારે માટે તો આ કુલટા જ સુભગે, સુલક્ષણા છે. એથી તો તેની એટલી પ્રશંસા કરી રહ્યા છો કે સંસારમાં બસ આ એક જ સર્વોત્કૃષ્ટ છે બાકીની બધી સ્ત્રીઓ નિકૃષ્ટ છે જે વ્યક્તિ વહાલી લાગે છે તેનું પ્રત્યેક કામ સારું લાગે છે તેનામાં દુર્ગુણ તો દેખાતો જ નથી, પછી ભલેને તે વ્યક્તિ ગમે તેટલી ખરાબ કેમ ન હોય ! એ જ પ્રમાણે તમને તે પ્રિય છે તેથી તમે તેની આટલી પ્રશંસા કરો છો, પણ મારી દૃષ્ટિમાં તો તે પતિત, કુલટા અને કુલક્ષણા છે તેણે મારા ઘરમાં આવતાં જ મારા માટે તો નરક જેવું દુઃખ ઉત્પન્ન કરી દીધું છે. તેના આગમન પછી, મને તો પૂછવા જેવું પણ ન રહ્યું—જાણે કે ઘરની માલિક તે જ હોય !

“ જો હું બરાબર વખતે સાવધ ન થઈ હોત, તો તેણે તમ તમે—અને આપણને મને સુખ-સૌભાગ્યથી વંચિત રાખીને, આ ઘરમાંથી કાઢી મૂકવાનો જ પ્રપંચ રચ્યો હોત. હવે હું માત્ર એટલું જ કહું છું કે મારી પાસે હવે વધુ ન કંઈ ન બોલાવરાવો. પરન્તુ

ભલાઈ એમા જ છે કે વસુમતિને બજારમા વેચીને મને વીસ લાખ સોનામહોરો લાવી આપો. નહિ તો હુ હમણા જ જઈને સર્વત્ર પોકારી પોકારીને કહીશ કે જેથી તમને કેટલું દુખ પડશે તે કાંઈ કહી શકાય નહિ "

જો કે ધારિણી તથા વસુમતિની કૃપાથી રથીના સ્વભાવમા થોડી ઘણી નમ્રતા આવી ગઈ હતી, પણ કહેવત છે કે —

અતિશય રગડ કરે જો કોઈ ।
અનલ પ્રકટ ચન્દન તે હોઈ ॥

એ પ્રમાણે પોતાની પત્નીદ્વારા આપવામા આવેલી ધમકી તથા વસુમતી પર કરવામાં આવેલા આક્ષેપો સાંભળીને, રથીને પણ ક્રોધ આવી ગયો તેણે પોતાની સ્ત્રીને કહ્યું કે, " હું તો તને નમ્રતાથી સમજાવવા માગતો હતો, અને મારી ઇચ્છા હતી કે કોઈ રીતે તું માની જાય પરન્તુ તુ તો મારી નમ્રતાનો દુરુપયોગ કરી રહી છુ આ સતી પર પણ કલક ચઢાવી રહી છુ, અને મને પણ ડર બતાવી રહી છુ હું તારી આ જાતની વાતો સાભળીને ભય પામુ તેમ નથી. જા, તારે જે કાંઈ કરવાનું હોય તે કર રાજા વગેરે પાસે ફરિયાદ કરવી હોય તો ખુશીથી કર અને કોઈ જાતનો ડર નથી અને તારા જેવી દુષ્ટા ઘરમાથી નીકળી જાય તો એ જ વધારે સારુ છે. કોઈએ ઠીક જ કહ્યું છે કે —

**वरं न दारा न कदार दारा**

અર્થાત્—સ્ત્રી ન હોવી તે સારુ છે, પણ કર્કશા સ્ત્રી હોવી એ સારુ નથી

" એ જ પ્રમાણે, તું ન હો તે જ સારુ છે હું તો તને નમ્રતાથી સમજાવી રહ્યો હતો, પણ તું નીચ સ્વભાવની છે, એથી નમ્રતાથી સમજાવવાનાં તું ક્યા માને તેમ છે ! પૂર્ણ અનુભવ પછી કોઈએ કહ્યુ





છે કે મારા પર તત્ત્વતઃ —ત્રીજા માણસો જાણતાથી નથી માનતા, પણ તેઓ ભોળપણથી જ નમે છે એટલા માટે હું તને સાફ સાફ કહું છું કે તું મારા ઘરમાંથી અત્યારે જ નીકળી જા, અને તારી ઈચ્છા હોય ત્યાં જા. તારું મન માને તેની આગળ પોકાર કર, તથા તને જ્યાં ઠીક લાગે ત્યાં રહે. તારા રહેવાથી હું મારી પુત્રીને આબાદ નહિ કરી શકું."

રથી પણ આ પ્રમાણે ક્રોધિત બની બોલ્યો. પતિ-પત્નીમાં વાગ્યુદ્ધ થવા લાગ્યું. વસુમતી બન્નેની વાતો સાંભળી રહી હતી. વસુમતિની જગ્યાએ જો કોઈ બીજી સ્ત્રી હોત, તો તો તે રથીની વાત સાંભળીને ખુશી થાત, મનમાં તે એવો વિચાર કરત કે આ સ્ત્રી મારા પર બિનજરૂરી દ્વેષ રાખી ક્લેશ કર્યા કરે છે અને મારા પર ખોટું કલંક નાખે છે માટે ઠીક છે કે પિતા તેણીને ઘરમાંથી કાઢી મૂકવાની શિક્ષા કરી રહ્યા છે. તે ઘરમાંથી નીકળી જશે તો અહીં રાતદિવસનો ક્લેશ પણ મટી જશે અને તેને તેનાં પાપનો બદલો પણ મળી જશે. હું પિતાની આભારી બનીશ. સાધારણ સ્ત્રીને આ જાતના વિચારો થવા સ્વાભાવિક હતા, પણ વસુમતિને આવા વિચારો ન થયા. જો વસુમતિને આ જાતના વિચારો આવત તો તો તે રથીની સ્ત્રીનો ધારત તેવી રીતે બદલો થઈ જાત, કેમકે રથી વસુમતિને પુત્રી તથા આદરની દૃષ્ટિથી જોતો હતો, વસુમતિ પર સંપૂર્ણ વિશ્વાસ રાખતો હતો. તેને આરાધ્યદેવી માનતો હતો, અને એથી વસુમતિના કથન પર તે પોતાનું માથું કપાવીને પણ આપી દેત. પોતાની સ્ત્રીને કાઢી મૂકવી અથવા તેને કોઈ જાતની શિક્ષા કરવી એ તો તેને મન બહુ સરળ બાબત હતી. પરન્તુ વસુમતિના મનમાં રથીની સ્ત્રી વિરુદ્ધ કોઈ જાતના વિચાર ન થયા. તે તો રથીની સ્ત્રીની વાતો સાંભળીને એવું વિચારતી હતી કે, "માતા જે કંઈ કહે છે તે ઠીક જ છે. તેના હૃદયમાં મારા પ્રત્યે વિશ્વાસ ન રહ્યો. તે સમજે છે કે આ મારી શોક્ય (સપત્ની)

બનવા, મારી પાસેથી મારા પતિને છીનવી લેવા અને મને સુખ સૌભાગ્યથી વચિત રાખવા માટે આવી છે. આ સંદેહને લીધે જ માતા મને ઘરમાથી કાઢી મૂકવા ઇચ્છે છે. પોતાની શોકયને દૂર કરવા માટે અને તે દુ ખથી પોતાને બચાવવા માટે સ્ત્રીઓનું જેવું કાર્ય હોય છે, તેવુ જ કાર્ય આ રથીની સ્ત્રીનુ છે. પિતાજી આ સબધી નકામા જ ક્રોધિષ્ટ બને છે. મારા કારણે માતાને કોઈ જાતનું દુ ખ થાય, તે મારે માટે કલકની વાત છે. સતાનનું કર્તવ્ય છે કે માતા-પિતાને સંતુષ્ટ રાખે. હું તેઓની પુત્રી છુ અને તેઓ મારા માતા પિતા છે માટે મારુ કર્તવ્ય પણ તે જ છે. હું તો સમજુ છુ કે માતા મારા કલ્યાણને અર્થે મને કાર્યક્ષેત્રમા મોકલવા માટે જ આ બધુ કરી રહેલ છે અને મારા કોઈ પૂર્વ સુકૃત્યોની પ્રેરણાથી જ માતામા આવી ભાવના ઉત્પન્ન થઈ છે. માટે માતાની ઇચ્છાનુસાર મારે માટે વેચાવું એ જ શ્રેયસ્કર છે. ''

આ પ્રમાણે વિચાર કરી વસુમતિ, રથી તથા તેની સ્ત્રીની વચમા આવી ઊભી રહી ને નમ્રતાપૂર્વક રથીની સ્ત્રીને કહેવા લાગી કે, "માતા ! તમે ધીરજ રાખો, હું હમણા જ તમારી આજ્ઞાનું પાલન કરીશ તમારા હૃદયમા મારા માટે એવો સદેહ થયો છે કે આ મારી શોકય બનશે, પણ મારે તમારી શોકય બનવુ નથી આવી સ્થિતિમા તમારી આજ્ઞાનુ પાલન કરીને વેચાઈ જવામા અને તમને ભ્રમરહિત તથા સંતુષ્ટ કરવામા મને શુ વાધો હોય, બલકે હું તમારી પુત્રી છુ, એટલા માટે તમને સતોષ આપવો એ મારુ સાધારણ કર્તવ્ય છે. છતા આ ખાસ કારણ ઉત્પન્ન થયુ હોવા છતા, હું તમારી આજ્ઞાનું પાલન ન કરુ, તમને સતોષ ન આપુ, તે કેમ સભવિત હોય ! તમે થોડા વખતને માટે શાત બની જાવ, કે જેથી હુ પિતાજીને સમજાવી લઉ ''

રથીની સ્ત્રીને આ પ્રમાણે કહીને વસુમતિ રથીને કહેવા લાગી કે, "પિતાજી, તમે મારી માતા પર વિના કારણ ક્રોધાયમાન થયા છો

મારે ત્યાંથી ચાલી જવા દઉ ? શુ હું તને વેચીને હું કન્યાવિક્રેતા કહેવાઉં ? હું આવુ કદાપિ નહિ કરી શકુ. આ કર્કશા જો મારા ઘરમાંથી નીકળતી હોય તો ભલે આજે જ તે નીકળી જાય, પરન્તુ તેના કહેવાથી હું તને કેમ વેચી શકું ?"

રથીના કથનના જવાબમા વસુમતિ બોલી કે, " પિતાજી ! તમે ભૂલ કરી રહ્યા છો. માતાએ તમને જે ઉપદેશ આપ્યો હતો, તેને તમે ભૂલી ગયા છો. મે પણ તમને હમણાં તથા પહેલા જે કાંઈ કહ્યું છે, તે પણ તમારા ધ્યાનમાં નથી જો તમે મને સતી મગળ-મયી અને લક્ષ્મી માની રહ્યા છો, તો મારા સબધમાં કોઈ જાતની ચિંતા શા માટે કરો છો ? હું જે કાંઈ કહું છુ, તે પર વિશ્વાસ કેમ નથી મૂકતા ? મને તમે નથી વેચતા, પણ હુ પોતે જ વેચાઉં છુ. મારી બાબતમા માતાને જે સંદેહ થયો છે, તે સદેહ દૂર કરવો એ મારુ પણ કર્તવ્ય છે, અને તમારું પણ કર્તવ્ય છે જો માતાનો સદેહ દૂર નહિ થાય તો વિના કારણ મને પણ કલક લાગશે અને તમને પણ કલક લાગશે. માટે તમે કોઈ જાતનો બીજો વિચાર ન કરતાં મારી સાથે ચાલો મનુષ્યનું કર્તવ્ય છે કે તે દરેક શક્ય ઉપાયથી પોતાને કલકથી બચાવે. તો પછી શુ આપણે આપણા પર ખોટુ કલક લાગવા દઈશુ ? તેનાથી બચવાનો ઉપાય શુ નહિ કરીએ ? હું દરેક દષ્ટિથી એ જ ઠીક માનું છુ કે, માતાની આજ્ઞા-નુસાર મારે બજારમાં વેચાઈ જવુ જોઈએ, અને એ રીતે માતાનો સદેહ દૂર કરાવી મને પોતાને તથા તમને મિથ્યા કલકથી બચાવવા જોઈએ, એટલા માટે તમે મારી સાથે ચાલો હું મને વેચીને વીસ લાખ સોનામહોરો અપાવીશ તે લાવીને તમે માતાને આપી દેજો "

વસુમતિએ રથીને આ પ્રમાણે સમજાવીને શાંત કરી દીધો રથી વધારે કાંઈ કહી શકયો નહિ તેણે માત્ર એ જ કહ્યુ કે, " તમને જે યોગ્ય લાગે તે કરો હું તમારી આજ્ઞાનું પાલન કરવામાં ...

હતાં સમજ્યું છું "આ પ્રમાણે રથીને અનુકૂળ બનાવી, વસુમતિએ રથીની સ્ત્રીને પ્રણામ કર્યા અને કહ્યું "માતા, મારે લીધે તમારે અનેક કષ્ટ સહન કરવાં પડ્યાં છે. હું તે બધા માટે તમારી ક્ષમા માગું છું અને વિનંતિ કરું છું કે આ પુત્રી પર તમારી કૃપાદૃષ્ટિ હમેશાં રહ્યા કરે."

વસુમતિએ રથીની સ્ત્રીને પ્રણામ કર્યા અને ક્ષમા પણ માગી, છતાં રથીની સ્ત્રી તો નાગિણીની જેમ ફુત્કાર કરતી કરતી ચૂપચાપ જ બેસી રહી. કંઈ પણ બોલી નહિ પણ, પોતાના મનમાં જરૂર એટલું બોલતી હતી કે 'આ કુલટાએ મારા પતિને થોડા જ દિવસોમાં કેવા સ્વાધિન બનાવી દીધા છે કે તેની ઇચ્છા વિરૂદ્ધ પતિ કોઈ કામ નથી કરી શકતા. મને આ રીતિ વિફરેલી જોઈને તે ડરી ગઈ છે કે મારી બધી છૂપી વાતો પ્રગટ થઈ જશે એથી તેણે વેચાવાનું અને પતિએ તેની સાથે જવાનું સ્વીકાર્યું છે જો મેં આવું રુદ્ર સ્વરૂપ ધારણ કર્યું ન હોત તો તે કદી પણ નીકળત નહિ. એટલું જ નહિ પણ થોડાક દિવસોમાં મને જ ઘરમાંથી કાઢી મૂકત. પતિની વાણીથી સ્પષ્ટ સાબિત થાય છે કે વસુમતિને ઘરમાં રાખવાની પ્રતિજ્ઞા કરીને જ પતિ તેને લાવ્યા છે. અને એટલા માટે જ તેઓ કહે છે કે હું તને કાઢી શકું નહિ. આજે તેને લઈને મને કાઢી મૂકવા તૈયાર થઈ ગયા હતા. સારું થયું કે ભય પામીને તે વેચાવા માટે તૈયાર થઈ ગઈ નહિ તો પતિએ તો મારે વિષમ સ્થિતિ ઉત્પન્ન કરી હતી.

રથીની સ્ત્રી આ પ્રમાણે પોતાના સ્વભાવાનુસાર વિચાર કરતી રહી અને વસુમતિ તરફ લાલ નેત્રે જોતી રહી. તેને પ્રણામ કરીને અને તેની ક્ષમા માગીને વસુમતિ ઘરના અન્ય માણસો-નોકરચાકર ઇત્યાદિને મળી અને પછી બજારમાં જવા માટે નીકળી પડી. તેણે ઘરમાંથી નીકળતાં પહેલાં દાસીઓ પહેરે તેવાં વસ્ત્રો પહેરી લીધાં.

ઘરમાથી નીકળતી વખતે તેને લેશમાત્ર પણ ચિંતા ન હતી, પરન્તુ પ્રસન્નતા હતી તેણે રથીને કહ્યું કે, "પિતાજી! આવો, મારી સાથે ચાલો" એમ કહીને વસુમતિ ઘરમાથી ચાલી નીકળી વસુમતિના ઉપદેશથી આકર્ષાયેલો રથી પણ કાંઈ પણ બોલી ન શક્યો તે પણ આંખોમાથી આસુઓ સારતો, ચૂપચાપ વસુમતિની પાછળ પાછળ ચાલવા લાગ્યો

રથીની સાથે લઈને વસુમતિ, કૌશાબીની મુખ્ય બજારમા આવી, બજારના મધ્ય ભાગમા, ચોરા પર ઊભી થઈ ગઈ અને પોકારી પોકારીને કહેવા લાગી કે, "ભાઈઓ ! હું દાસી છુ, મને ખરીદી લ્યો "

દૃષ્ટિ નીચે રાખીને, વસુમતિ બજારમા ઊભી રહીને આ પ્રમાણે પોકારી પોકારીને કહેતી હતી, અને રથી એક તરફ ઊભો રહીને એવો વિચાર કરીને આંખોમાથી અશ્રુધારા વહાવી રહ્યો હતો કે, "હાય, આજે આ સતી તે દુષ્ટાના કારણે મારા ઘરમાથી જવા લાગી છે " વસુમતિનો અવાજ સાભળીને તેની આસપાસ ઘણા માણસો ભેગા થઇ ગયા સઘળા માણસો તેની સ્થિતિ, તેનું સૌંદર્ય, તેની શારીરિક બનાવટ અને કોમળતા દેખીને આશ્ચર્યચકિત બની ગયા હતા તેઓ વિચાર કરી રહ્યા હતા કે આ કોણ છે ? શુ કોઈ દેવ-કન્યા આપણને બધાને છેતરવા તો નથી આવી ? અથવા સ્વર્ગથી પતિત થઈને કોઈ અપ્સરા તો નથી આવી ? અમે તો આવી કન્યા કદી જોઈ જ નથી આ પ્રમાણે આશ્ચર્યમાં પડીને લોકો વસુમતિને પૂછવા લાગ્યા કે, "દેવી, તમે કોણ છો ? અને આ રીતે બજારમા કેમ ઊભા છો ?" લોકોના આ પ્રશ્નના જવાબમાં વસુમતિએ કહ્યું કે, "ભાઈઓ હું દાસી છુ, અહીં વેચાવા માટે ઊભી છુ, હું ઘરનું બધુ કામ કરી શકુ છુ એવુ કોઈ ગૃહકાર્ય નથી કે જે હું ન કરી શકતી હોઉં. જે કોઈ ઇચ્છે તે મને ખરીદી શકે છે જે કોઈ મારુ મૂલ્ય આપે, તેને ત્યા હું જઈ શકું છુ અને જે કોઈ ખરીદીને લઈ જશે, તેના ઘરનું સઘળુ કામ હું કરીશ અને તેનું ઘર સુધારી દઈશ "

આ દાસી છે અને વેચાવા માટે ઊભી છે ” એમ જાણીને ઘણાઓની ઇચ્છા વસુમતિને ખરીદવાની થઈ અનેક માણસો વસુમતિને કહેવા લાગ્યા કે “ અમે તને ખરીદી લઈશું, પણ તારું મૂલ્ય શું આપવું પડશે ? ”

લોકોના આ પ્રકારના જવાબમાં વસુમતિએ રસ્તાની સામે નજર કરીને કહ્યું કે, “ આ મારા પિતા ઊભા છે તેમને જે કોઈ વીસ લાખ સોનામહોરો આપે તે મને ખરીદી શકે છે ”

વસુમતિના મોંએ વીસ લાખ સોનામહોરો સાંભળીને ખરીદવાની ઇચ્છા રાખનારા લોકો આભા જ બની ગયા. તેઓ વસુમતિના રૂપલાવણ્યાદિની પ્રશંસા તો કરતા હતા અને એમ પણ કહેતા હતા કે—

યત્રાકૃતિસ્તત્ર ગુણા વસન્તિ

અર્થાત્—જ્યાં આકૃતિ છે ત્યાં ગુણ પણ છે

લોકો એમ કહેતા તો હતા, પરંતુ તેઓને વીસ લાખ સોનામહોરો વધારે પડતી લાગતી હતી, એટલા માટે તેઓ ત્યાંથી એમ કહીને ખસવા લાગ્યા હતા કે “ વીસ લાખ સોનામહોરોમાં દાસી ખરીદીને શું કરીશું ! દાસી ગમે તેટલી હોશિયાર અને સુંદર હોય તો પણ તે કરવાની તો ઘરનું કામ જ ને, કંઈક વાણિજ્ય—વ્યવસાય કરીને દ્રવ્યોપાર્જન થોડી જ કરવાની હતી, માટે એટલા બધા સોનૈયા આપીને તેને કેમ ખરીદી શકાય ! ”

આ પ્રમાણે લોકો વસુમતિની પ્રશંસા કરતા થકા, તેને ખરીદવા માટે તો તૈયાર થતા હતા પણ મૂલ્ય સાંભળીને ખસવા જતા હતા. તેને ખરીદવાનું સાહસ કોઈ પણ કરી શક્યું ન હતું

---

: પ્રકરણ :

[ ૧૨ ]

## આત્મબળ

---

ગુણગ્રાહક એવા ધનવાનો જગતમાં બહુ થોડા નીકળશે. ગુણોની આગળ દ્રવ્યને તુચ્છ સમજનારા, ગુણો પર દ્રવ્યનું બલિદાન આપનારા, દ્રવ્ય-વ્યય કરીને ગુણોનો આદર તથા પ્રચાર કરે તેવા ધનિકો બહુ ઓછા હશે. મોટે ભાગે ધનિકો તો ધનને જ કિંમતી સમજે છે. તેમની દૃષ્ટિમાં ગુણોની કાંઈ કિંમત જ નથી. તેઓ કેવળ લૌકિક ગુણો અને સંસારની અન્ય સઘળી બાબતોને જ નહિ, પરન્તુ ધર્મને પણ ધનથી જ તોળે છે, અને તે તુલનામાં ધનને જ વધારે કિંમતી સમજે છે. આવા મનુષ્યો કદાચ ગુણોથી અંજાઈ ને ગુણીની પ્રશંસા ભલે કરે, છતાં તે પણ કઠિનાઈ અને સંકોચપૂર્વક. ખુલ્લા હૃદયે મૌખિક પ્રશંસા કરવી તે પણ તેઓને બહુ ભારે લાગે છે. તેમને એ ભય રહે છે કે અમારા મોઢેથી પ્રશંસા નીકળતાં કોઈ અમને ઉદારતા દર્શાવવાનું તથા ધનનો ત્યાગ કરવાનું કહેશે તો ? આ ભયથી કૃપણ સ્વભાવના કારણે તેઓ વાણીમાં પણ કૃપણતા દાખવે છે. તે એટલે સુધી કે સામાન્ય શિષ્ટાચારના આવ-

રક્ષા કરતી હતી. જે વખતે વસુમતિ બજારમાં ઊભી રહીને વેચાતી હતી તે જ વખતે પાલખીમાં બેઠેલી તે વેશ્યા પોતાની દાસીઓની સાથે તે જગ્યા આગળથી નીકળી. બાળા દેખીને તેણે પાલખી રોકાવી, અને લોકોને પૂછ્યું કે "આ બાળા કોની છે?" લોકોના કહેવાથી તેણે જાણ્યું કે અહીંયાં એક દાસી વેચાય છે. આથી તે વેશ્યા એકદમ તે બાળાને લાવીને વસુમતિની પાસે પહોંચી ગઈ. વસુમતિને દેખીને, તેને આશ્ચર્યની સાથે ખૂબ આનંદ થયો. તેને એવા વિચારથી આનંદ થયો કે હું જેવી સુંદરીની તપાસમાં હતી તેવા કરતાં પણ આ તો વધી જાય તેવી છે." વસુમતિનું રૂપ સૌંદર્ય દેખીને તેના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તે વિચારતી હતી કે, "આવી સુંદરી તો મેં આજ સુધીમાં કદી જોઈ નથી. હું મને પોતાને અતિશય રૂપવંત માનીને અભિમાન કરતી હતી, પણ હું તો આ કન્યાની સુંદરતા આગળ એક અંશ પણ સુંદર નથી. મારું ભાગ્ય ઉત્તમ છે કે જેથી હું આજે આ તરફ આવી ચડી. ગમે તે થાય, ગમે તેટલું મૂલ્ય આપવું પડે તો પણ હું આ દાસીને જરૂર ખરીદી લઈશ. તેને ખરીદીને હું મારા ભવિષ્યના વારસને માટે નિશ્ચિત બની જઈશ. તથા મારો અધિકાર તેમ જ મારી પ્રતિષ્ઠાને હું સુરક્ષિત રાખી શકીશ. આ કન્યા એવી લાયક જણાય છે કે જેનામાં હું મારી નૃત્ય ગાન કળા પૂરેપૂરી સ્થાપિત કરી શકીશ. પ્રથમ તો તેનું રૂપ જ એવું છે કે જેથી અત્યંત સદાચારી કહેવડાવનારાઓ પણ તેના રૂપથી આકર્ષાય. તેમાં વળી જ્યારે હું સોનામાં સુગંધ મેળવવારૂપ તેને મારી સઘળી કળાઓ શીખવી દઈશ ત્યારે તો તેની આગળ કયો પુરુષ પોતાનું મસ્તક નહિ નમાવે!"

આ પ્રમાણે કલ્પનાસૃષ્ટિમાં વિહરતી વેશ્યાએ વસુમતિને પૂછ્યું કે "તું કોણ છે અને કયા હેતુથી આ નગરમાં ઊભી છે?" વસુમતિએ પોતાની દૃષ્ટિ નીચે રાખી હતી. તેણે જે પ્રમાણે પોતાની દૃષ્ટિ નીચી રાખીને બીજા લોકોને જવાબ આપ્યો હતો, તે જ પ્રમાણે

વેશ્યાને પણ નીચી દૃષ્ટિ રાખીને જવાબ આપ્યો કે, " હું દાસી છુ અને વેચાવા માટે ઊભી છુ" વેશ્યાએ પૂછ્યુ કે, " તારુ મૂલ્ય શું છે ? " વસુમતિએ કહ્યુ કે, " આ મારા પિતા ઊભા છે. જે કોઈ તેમને વીસ લાખ સોનામહોરો આપે, તેની સાથે હું જઈ શકુ છુ." વેશ્યાએ પૂછ્યુ કે, " શુ અત્યાર સુધીમાં કોઈ તારા બદલામાં વીસ લાખ સોનામહોરો આપનાર આવેલ નથી ? " વસુમતિએ જવાબ આપ્યો કે, " હા, અત્યાર સુધી તો પૂછનારાએ જ આવ્યા હતા, આપનાર કોઈ આવેલ નથી " વસુમતિનો આ જવાબ સાભળીને વેશ્યા કાઈક અભિમાનપૂર્વક કહેવા લાગી કે, " જેને વસ્તુની પરીક્ષા જ નથી, તે તેનો આદર કઈ રીતે કરે ? અત્યાર સુધીમા જે જે લોકો અહી આવ્યા છે, તેમનો કોઈ જો સ્ત્રી પુરુષના લક્ષણોનો જાણકાર હોત, તો તો તને જરૂર ખરીદી લેત, પણ જણાય છે કે અદ્યાપિ એવી એક પણ વ્યક્તિ આવી નથી બીજા કોઈ જાણે કે ન જાણે, પણ હું તો તારા લક્ષણો પરથી જાણુ છુ કે તારામાં કંઈક વિશેષતા છે. હું તારા ગુણ તથા તારુ સૌંદર્ય જાણી શકુ છુ હું કહું છુ કે તારી આગળ વીસ લાખ સોનામહોરો કાઈ વિસાતમાં નથી વીસ લાખ સોનામહોરો તો તારા એક જ માત્ર અંગ પર કુરબાન કરી શકાય છે. લે ચાલ, મારી સાથે, મેરા પાલખીમાં, હું હમણા જ તારા આ પિતાને વીસ લાખ સોનામહોરો આપી દઉ છુ. હું વણિક સ્વભાવની નથી, કે જેથી કોડી કોડીનો હિસાબ ગણું હું જે ચીજ પસંદ કરીને લેવા ઇચ્છુ છુ, તેનું મોં માગ્યુ મૂલ્ય આપુ છુ. તે ારા મૂલ્ય બદલ વીસ લાખ સોનામહોરો માગી છે તો હું વીસ ખ જ સોનામહોરો આપીશ, એક પણ સોનામહોર ઓછી નહિ માપુ માટે ચાલ, વિલબ ન કર "

વેશ્યાની ઉદારતા ભરી તથા આત્મશ્લાઘાવાળી વાતો સાભળીને સુમતિને ઘણું જ આશ્ચર્ય થયુ. તેણે વિચાર્યું કે, " અત્યાર સુધી ો જેટલા જેટલા માણસો આવ્યા, તે સઘળાએએ વીસ લાખ

એક કર્તવ્યને પણ તેઓ ઠોકરે મારે છે અને મોઢેથી 'બાપો' એવો વગેરે શબ્દ પણ બોલતા નથી. પણ એવા પ્રકારનો નિષ્ઠુર વ્યવહાર કરે છે કે જાણે તેમનામાં ધર્મે હૃદય જ રહેવા દીધું નથી અથવા તેઓના હૃદયને પથ્થર જેવું કઠોર બનાવી દીધું છે કે જેમાં દ્રવિત બનવાનો સ્વભાવ જ નથી. આ જ કારણથી તે હૃદય નથી તો દુઃખીઓના મુખ પર આકૃતિ બનતું કે નથી ગરીબોના આર્તનાદ કે દુખીઓના કરુણ આક્રંદ સાંભળી શકતું. તેઓ પોતાના જેવા ધનવાનો સિવાય બીજા લોકોને મનુષ્ય પણ નથી માનતા. તેઓ સાથે તો એવો વ્યવહાર કરે છે કે જેવો વ્યવહાર પશુઓ સાથે પણ ન કરવામાં આવતો હોય. તેમની દૃષ્ટિમાં ગરીબોની વેદના એ વેદના જ નથી, ગરીબોની જરૂરિયાત એ જરૂરિયાત જ નથી. પોતાની વેદના મટાડવા માટે અને પોતાની જરૂરિયાતો પૂરી કરવા માટે તેઓ બધું કરી છૂટે છે પણ ગરીબોની વેદના મટાડવા અને તેમની જરૂરિયાતો પૂરી કરવામાં સહાયભૂત બનવાને બદલે વધારે વિઘ્નભૂત બને છે આવા જ કારણે પરિગ્રહને પાપનું કારણ માનવામાં આવ્યું છે

વસુમતિને અત્યારસુધીમાં જેટલી જેટલી વ્યક્તિઓ મળી તેઓ બધી એવા જ સ્વભાવની મળી. એથી વીસ લાખ સોનામહોરોનું નામ સાંભળીને તે વ્યક્તિઓ એવી રીતે નાસી જતી હતી કે એવી તેઓ ફરી કોઈની દૃષ્ટિમાં જ ન આવે. તે માણસો વિચારતા હતા કે શું એક દાસીની કિંમત વીસ લાખ સોનામહોરોની ! એટલી રકમમાં તો વીસ દાસીઓ ખરીદી શકાય. તો પછી આમ એકને માટે એટલું ધન કેમ ખર્ચી શકાય ! એ રીતે તે લોકો કેવળ વીસ લાખ સોનામહોરોનો જ વિચાર કરતા હતા. તેઓ એમ નહોતા સમજતા કે તેણી બરાબરી વીસ તો શું પણ સેંકડો, હજારો દાસીઓ પણ નથી કરી શકતી. તેમની નજરમાં ધનનો પડદો પડી ગયો હતો. એથી આવી વાત તેમની નજરમાં આવતી ન હતી, પણ કેવળ ધન જ નજરમાં આવતું હતું.

એ જ કૌશામ્બીમા એક વેશ્યા પણ રહેતી હતી તે વેશ્યા નાચ, ગાન અને સૌંદર્યમા પોતાના સમયમાં એકલી જ માત્ર હતી. અને તેથી તે નગરનાયિકા કહેવાતી અવસ્થાનું પરિવર્તન થવુ એ તો સસારનો નિયમ છે જે આજે બાળક છે તે યુવક અને વૃદ્ધ થશે જ આ પ્રાકૃતિક નિયમથી વેશ્યા પણ કેમ બચી શકે ? એમ તો તે વેશ્યા પોતાના નૃત્ય, ગાન અને કટાક્ષ હાવભાવ ઇત્યાદિથી કામીઓના મનને પોતાની તરફ આકર્ષવામાં કુશલ હતી, તોપણ તે વિચારતી હતી કે, " મારી ઉમર વૃદ્ધાવસ્થામા પ્રવેશવાની તૈયારીમા છે, થોડાક દિવસોમા હું વૃદ્ધ બની જઈશ અને એ કારણથી હું મારા ગ્રાહકોને મુગ્ધ કરવામાં અસમર્થ નીવડીશ આજે તો શહેરના મોટા મોટા માણસો મારા બારણાની ધૂળ ફેંકે છે, પરન્તુ જ્યારે હું વૃદ્ધ બનીશ, ત્યારે તેઓ મારે ત્યાં કેમ આવશે ? જો કે મારે ત્યાં મારો ધધો ચલાવનારી અનેક છોકરીઓ છે, છતાં તેમાની એક પણ છોકરી એવી નથી દેખાતી, કે જે મારી જગ્યા લઈને મારા આ ઘરની આબરુને સુરક્ષિત રાખી શકે મારા ધધામા રૂપ લાવણ્યની ખાસ જરૂર છે, અને તે સાથે નૃત્ય-ગાન, કલા, તથા ચતુરાઈની પણ જરૂર છે. મારે ત્યાં જે છોકરીઓ છે તેમાથી એકમાં પણ આ બધી બાબતો નથી."

તે વેશ્યાને એ જ વિષયની ચિંતા રહ્યા કરતી હતી કે, " મારી જગ્યા કોણ સાચવશે ? જો મારા જીવતાં મારુ પદ શહેરની અન્ય કોઈ વેશ્યાએ લઈ લીધુ અને મારા ઘરની આબરુ કોઈ બીજાને ઘેર ચાલી ગઈ, તો તે મારે માટે એક મોટા દુઃખનો વિષય થઈ પડશે મારે ત્યા ધનની તો ખોટ નથી જો કોઈ યોગ્ય છોકરી મળે, તો તેના બદલામા હું માગે તેટલું ધન આપુ, પણ મને એવી કોઈ છોકરી દેખાતી જ નથી "

એ પ્રમાણે તે વેશ્યા કોઈ યોગ્ય અને સુદર કન્યાની શોધમા

રક્ષા કરતી હતી. જે વખતે વસુમતિ બજારમાં ઊભી રહીને વેચાતી હતી તે જ વખતે બારીમાં બેઠેલી તે વેશ્યા પોતાની દાસીઓની સાથે તે બજાર બાજુએથી નીકળી. ભીડ દેખીને તેણે પાલખી રોકાવી, અને લોકોને પૂછ્યું કે "આ ભીડ શાની છે?" લોકોના કહેવાથી તેણે જાણ્યું કે અહીંયાં એક દાસી વેચાય છે. આથી તે વેશ્યા એકદમ તે ભીડને હટાવીને વસુમતિની પાસે પહોંચી ગઈ. વસુમતિને દેખીને, તેને આશ્ચર્યની સાથે ખૂબ આનંદ થયો. તેને એવા વિચારથી આનંદ થયો કે હું જેવી સુંદરીની તપાસમાં હતી તેના કરતાં પણ આ તો ચઢી જાય તેવી છે." વસુમતિનું રૂપ સૌંદર્ય દેખીને તેના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તે વિચારતી હતી કે "આવી સુંદરી તો મેં આજ સુધીમાં કદી જોઈ નથી. હું મને પોતાને અતિશય રૂપવત માનીને અભિમાન કરતી હતી, પણ હું તો આ કન્યાની સુંદરતા આગળ એક અંશ પણ સુંદર નથી. મારું ભાગ્ય ઉત્તમ છે કે જેથી હું આજે, આ તરફ આવી ચઢી. ગમે તે થાય, ગમે તેટલું મૂલ્ય આપવું પડે તો પણ હું આ દાસીને જરૂર ખરીદી લઈશ. તેને ખરીદીને હું મારા અભિમાનના વારસાને માટે નિશ્ચિંત બની જઈશ. તથા મારો અધિકાર તેમ જ મારી પ્રતિષ્ઠાને હું સુરક્ષિત રાખી શકીશ. આ કન્યા એવી લાયક જણાય છે કે એનામાં હું મારી નૃત્ય ગાન કળા પૂરેપૂરી સ્થાપિત કરી શકીશ. પ્રથમ તો તેનું રૂપ જ એવું છે કે જેથી ભલભલા સત્તાધારી કહેવડાવનારાઓ પણ તેના રૂપથી આકર્ષાય. તેમાંય વળી જ્યારે હું સોનામાં સુગંધ મેળવવારૂપ તેને મારી સઘળી કળાઓ શીખવી દઈશ ત્યારે તો તેની આગળ ક્યો પુરુષ પોતાનું મસ્તક નહિ નમાવે!"

આ પ્રમાણે કલ્પનાસૃષ્ટિમાં વિચરતી વેશ્યાએ વસુમતિને પૂછ્યું કે "તું કોણ છે અને ક્યા હેતુથી બજારમાં ઊભી છે?" વસુમતિએ પોતાની દૃષ્ટિ નીચે રાખી હતી. તેણે જે પ્રમાણે પોતાની દૃષ્ટિ નીચી રાખીને બીજા લોકોને જવાબ આપ્યો હતો તે જ પ્રમાણે

વેશ્યાને પણ નીચી દૃષ્ટિ રાખીને જવાબ આપ્યો કે, "હું દાસી છું અને વેચાવા માટે ઊભી છું" વેશ્યાએ પૂછ્યું કે, "તારું મૂલ્ય શું છે?" વસુમતિએ કહ્યું કે, "આ મારા પિતા ઊભા છે. જો કોઈ તેમને વીસ લાખ સોનામહોરો આપે, તેની સાથે હું જઈ શકું છું." વેશ્યાએ પૂછ્યું કે, "શું અત્યાર સુધીમાં કોઈ તારા બદલામાં વીસ લાખ સોનામહોરો આપનાર આવેલ નથી?" વસુમતિએ જવાબ આપ્યો કે, "હા, અત્યાર સુધી તો પૂછનારાઓ જ આવ્યા હતા, આપનાર કોઈ આવેલ નથી" વસુમતિનો આ જવાબ સાંભળીને વેશ્યા કાંઈક અભિમાનપૂર્વક કહેવા લાગી કે, "જેને વસ્તુની પરીક્ષા જ નથી, તે તેનો આદર કઈ રીતે કરે? અત્યાર સુધીમાં જે જે લોકો અહીં આવ્યા છે, તેમાંનો કોઈ જો સ્ત્રી પુરુષના લક્ષણોનો જાણકાર હોત, તો તો તને જરૂર ખરીદી લેત, પણ જણાય છે કે અદ્યાપિ એવી એક પણ વ્યક્તિ આવી નથી બીજા કોઈ જાણે કે ન જાણે, પણ હું તો તારા લક્ષણો પરથી જાણું છું કે તારામાં કંઈક વિશેષતા છે. હું તારા ગુણ તથા તારું સૌંદર્ય જાણી શકું છું હું કહું છું કે તારી આગળ વીસ લાખ સોનામહોરો કાંઈ વિસાતમાં નથી વીસ લાખ સોનામહોરો તો તારા એક જ માત્ર અંગ પર કુરબાન કરી શકાય છે. લે ચાલ, મારી સાથે બેસ પાલખીમાં, હું હમણાં જ તારા આ પિતાને વીસ લાખ સોનામહોરો આપી દઉં છું. હું વણિક સ્વભાવની નથી, કે જેથી કોડી કોડીનો હિસાબ ગણું હું જે ચીજ પસંદ કરીને લેવા ઇચ્છું છું, તેનું મોં માગ્યું મૂલ્ય આપું છું. તે તારા મૂલ્ય બદલ વીસ લાખ સોનામહોરો માગી છે તો હું વીસ લાખ જ સોનામહોરો આપીશ, એક પણ સોનામહોર ઓછી નહિ આપું માટે ચાલ, વિલંબ ન કર"

વેશ્યાની ઉદારતા ભરી તથા આત્મશ્લાઘાવાળી વાતો સાંભળીને વસુમતિને ઘણું જ આશ્ચર્ય થયું. તેણે વિચાર્યું કે, "અત્યાર સુધી તો જેટલા જેટલા માણસો આવ્યા, તે સઘળાઓએ વીસ લાખ

સોનામહોરોની રકમ ઘણી મોટી કહી પરન્તુ આ સ્ત્રી હોવા છતાં પણ વીસ લાખ સોનામહોરો આપવા તયાર છે એટલું જ નહિ પણ આ રકમ વધારે નાની જતાવે છે જોઈએ તો ખરી કે આ છે કોણ! આ પ્રમાણે વિચાર કરીને વસુમતિએ પોતાની નીચી દૃષ્ટિ ઊંચી કરીને વેશ્યા સામે જોયું વેશ્યાનો શૃંગાર જોઈને વસુમતિએ જાણી લીધું કે આ સ્ત્રી ધનવાન છે પણ તે પોતાને શા માટે ખરીદે છે તેનું નિરાકરણ વસુમતિ કરી શકી નહિ. તેણે વિચાર્યું કે " માતાને સંતુષ્ટ કરવા માટે પ્રથમ તો હું તેને હાથ વેચાઈને પિતાને વીસ લાખ સોનામહોરો અપાવી દઉં અને પછી આ જે કામ કરવાનું કહે તે કામ ન કરું તે કામ કરવામાં આનાકાની કરું તો તે ઠીક ન કહેવાય. એમ કરવું તે વિશ્વાસઘાત છે. માટે મારે પહેલાં જ તેનો આચાર જાણી લેવો જોઈએ. અને તેને ત્યાં જઈને મારે શું કામ કરવાનું છે તેની પણ માહિતી મારે મેળવી લેવી જોઈએ. કોઈ પણ કામ આખરમાં મારે હમણાં જ સ્પષ્ટ કરી લેવો જોઈએ કે અમુક કામ હું કરી શકીશ કે નહિ કરી શકું

વસુમતિએ વેશ્યાને કહ્યું કે " માતા, હું જ્યારે વેચાવા માટે ઊભી છું ત્યારે કોઈ પણ માણસ વીસ લાખ સોનામહોરો આપે, તેની સાથે મારે જવું જોઈએ. પરન્તુ મને ખરીદનાર માણસનું હું મન ન કરી શકું અને એ રીતે તે કદાચ આપવા તેનું ખર્ચેલું ધન નકામું જાય, તે માટે હું તમારી પાસે પ્રથમથી જ એ જાણવા માગું છું કે તમારો આચાર શો છે ! તથા તમે મને ક્યા કામને માટે ખરીદવા ઇચ્છો છો ! એ જાણ્યા પછી જો મને ઠીક લાગશે તો હું તમારી સાથે જરૂર આવીશ."

વસુમતિનો પ્રશ્ન સાંભળીને વેશ્યા હાસ્યપૂર્વક બોલી કે " સરલે, મારો આચાર શું પૂછે છે ! મારો આચાર શો છે તથા મારે ત્યાં તારે શું કામ કરવું પડશે, એ વાત સર્વત્ર પ્રસિદ્ધ જ છે તદુ

ભાગ્ય ઉત્તમ છે, એથી જ હું તને ખરીદું છું. લોકો તારી પરીક્ષા ન કરી શક્યા, તેથી તને દાસી બનાવવા માટે પણ ન ખરીદી, પરન્તુ ખરી રીતે શું તું દાસી બનવાને લાયક છે? તારા જેવી સુસ્વરૂપવાન સ્ત્રી દાસી બનીને જીવન વ્યતિત કરે, એ શું ઠીક છે? જો હું ન આવત, તો તો તારે દાસી બનવું જ પડત, અને અત્યાર સુધી તો તને કોઈ દાસી બનાવવા માટે પણ લઈ જવા તૈયાર ન હતું, પણ તારા સદ્‌ભાગ્યથી હું અહીં આવી ચઢી બીજા લોકો તો વીસ લાખ સોનામહોરો આગળ તને તુચ્છ સમજે છે, પણ હું તારી આગળ વીસ લાખ સોનામહોરોને તુચ્છ સમજુ છુ.

"ભોળી છોકરી! મારો આચાર શો છે, અને મારે ત્યાં તારે શું કામ કરવું પડશે, તે સાભળ હમેશા નવુ સુખ ભોગવવુ, એ મારે ત્યાંનો આચાર છે અને તારે પણ મારે ત્યાં આવીને હમેશા નવું સુખ ભોગવવાનું કામ કરવાનું છે મારે ત્યા જે સુખ છે તે સુખ, કોઈ બીજી સ્ત્રીની તો વાત શુ કરવી પણ મોટા મોટા રાજાની રાણીને પણ પ્રાપ્ત નથી મારે ત્યાં ગઈ કાલે જે સુખ ભોગવ્યુ, તેના કરતાં ચઢિયાતુ સુખ આજે ભોગવવાનુ છે સ સારમા જેને અવિચળ સૌભાગ્ય કહેવાય છે, તે અવિચલ સૌભાગ્ય મારે ત્યા જ છે મારે ત્યાં દુર્ભાગ્યનું તો નામનિશાન નથી હું મારે ત્યાના સુખ-સૌભાગ્યનું વર્ણન કરવા માડુ તો એક ગ્રંથ બની જાય, તો પણ પાર ન આવે એટલા માટે હું સવળાં સુખોનું વર્ણન ન કરતાં તેમાંનાં થોડાંક સુખોનું વર્ણન કરુ છુ

"મારે ત્યા સૌથી પહેલું સુખ હમેશા સૌભાગ્યનું છે. વિધવા બનવાનો તો ભય જ નથી જગતમા એવી પદ્ધતિ ચાલી રહી છે કે બિચારી સ્ત્રીઓ, પોતાના માબાપનું ઘર છોડીને, કોઈ એક પુરુષને ત્યાં જાય છે, તેની સેવિકા બનીને, તે જેમ રાખે છે તેમ રહે છે, તેની સાથે દુ ખ ભોગવે છે, છતા પણ તે પુરુષ મૃત્યુ પામીને પોતાની

સોનામહોરોની રકમ ઘણી મોટી કરી, પરન્તુ આ સ્ત્રી હોવા છતાં પણ વીસ લાખ સોનામહોરો આપવા તૈયાર છે એટલું જ નહિ પણ આ રકમ વધારે નાની બતાવે છે એમ તો ખરી કે આ છે કોણ! આ પ્રમાણે વિચાર કરીને, વસુમતિએ પોતાની નીચી દૃષ્ટિ ઊંચી કરીને વેશ્યા સામે જોયું. વેશ્યાનો શૃંગાર જોઈને વસુમતિએ જાણી લીધું કે આ સ્ત્રી ધનવાન છે પણ તે પોતાને શા માટે ખરીદે છે તેનું નિરાકરણ વસુમતિ કરી શકી નહિ. તેણે વિચાર્યું કે "માતાને સંતુષ્ટ કરવા માટે પ્રથમ તો હું તેને હાથ વેચાઈને પિતાને વીસ લાખ સોનામહોરો અપાવી દઉં અને પછી આ જે કામ કરવાનું કહે તે કામ ન કરું તે કામ કરવામાં આનાકાની કરું તો તે ઠીક ન કહેવાય. એમ કરવું તે વિશ્વાસઘાત છે. માટે મારે પહેલાં જ તેનો આચાર જાણી લેવો જોઈએ. અને તેને ત્યાં જઈને મારે શું કામ કરવાનું છે તેની પણ માહિતી મારે મેળવી લેવી જોઈએ. કોઈ પણ કામ બાબતમાં મારે હમણાં જ સ્પષ્ટ કરી લેવું જોઈએ કે અમુક કામ હું કરી શકીશ કે નહિ કરી શકું.

વસુમતિએ વેશ્યાને કહ્યું કે "માતા, હું જ્યારે વેચાવા માટે ઊભી છું ત્યારે કોઈ પણ માણસ વીસ લાખ સોનામહોરો આપે, તેની સાથે મારે જવું જોઈએ. પરન્તુ મને ખરીદનાર માણસનું હું મન ન કરી શકું અને એ રીતે તે ઠગાય, અથવા તેનું ખર્ચેલું ધન નકામું જાય, તે માટે હું તમારી પાસે પ્રથમથી જ એ જાણવા માગું છું કે તમારો આચાર શો છે! તથા તમે મને કયા કામને માટે ખરીદવા ઇચ્છો છો! એ જાણ્યા પછી જો મને ઠીક લાગશે તો હું તમારી સાથે જરૂર આવીશ."

વસુમતિનો પ્રશ્ન સાંભળીને વેશ્યા હાસ્યપૂર્વક બોલી કે "બાલે, મારો આચાર શું પૂછે છે! મારો આચાર શો છે તથા મારે ત્યાં તારે શું કામ કરવું પડશે, એ વાત સર્વત્ર પ્રસિદ્ધ જ છે. વળી

સ્ત્રીને વિધવા બનાવી જાય છે અને તેને જિંદગીભર દુઃખમાં ધકેલી જાય છે એથી ઊલટું જે સ્ત્રીએ એટલો ત્યાગ કર્યો છે સાથ આપ્યો છે અને દુઃખ ઉઠાવ્યું છે તે સ્ત્રી મૃત્યુ પામતાં, પુરુષ પોતે વિધુર નથી રહેતો, પણ બીજી સ્ત્રી પરણી લે છે જગતમાં આ જાતની વિષમતા પ્રસરી રહી છે મારે ત્યાં આવી વિષમતાને સ્થાન જ નથી. વિધવા બનવાનો ભય જ નથી. વિધવા તો ત્યારે બનવું પડે કે જ્યારે કોઈ એક પુરુષની દાસી બનીને રહેવાનું હોય. મારે ત્યાં પુરુષોની ગુલામી નથી કરવી પડતી. પુરુષ જ સેવકની જેમ મારે ત્યાં આંખોના મટકારા પર નાચ્યા કરે છે હું જે પુરુષને મારો સેવક બનાવું છું તે પુરુષ પોતાને સદ્ભાગી માને છે અને મારા પર તેનું તન, મન, ધન કુરબાન કરી દે છે છતાં પણ હું તેને હંમેશને માટે પસંદ નથી કરતી, પરન્તુ કોઈ પણ વખતે મને જ્યારે ઈચ્છા થાય ત્યારે તેને દૂર કરીને બીજાને મારો સેવક બનાવું છું મોટા મોટા રાજા મહારાજાઓ મારા એક કટાક્ષ પર ખરીદેલા ગુલામની માફક હાજર રહે છે જેઓ પોતાને શૂરવીર તથા અભિમાની સમજે છે તેઓ પોતાની મૂછો ઊંચી રાખે છે તેમ જ તેઓ મારા આગળ પોતાનું મસ્તક નમાવે છે

“ પહેરવા ઓઢવાની તથા ખાવાપીવાની બાબતમાં તો હું તને કહું જ શું! મારું ઘર શૃંગારનું ઉત્પત્તિ સ્થાન છે નવા શૃંગારોનો જન્મ મારે ત્યાં જ થાય છે નવીન જાતનાં વસ્ત્રો તથા નવીન જાતનાં આભૂષણો પ્રથમ પહેરવાં મારે ત્યાં જ બને છે બીજા લોક તો મારે ત્યાંનાં વસ્ત્રાભૂષણોનું અનુકરણ જ કરે છે મારે ત્યાં હમેશાં નવી જાતના શૃંગાર સજવામાં આવે છે અને દિવસભરમાં અનેક વખત શૃંગાર બદલવામાં આવે છે ભોજનનું સુખ પણ જે મારે ત્યાં છે તે બીજાને ત્યાં નથી. મારે ત્યાંનાં ભોજનો સ્વાદિષ્ટ, બળપ્રદ, અને કામોત્તેજક હોય છે આ જાતનાં ભોજન કરીને, ઇચ્છાનુસાર મિશ્ર શૃંગાર સજ્યો, ઇચ્છાનુસાર નવા નવા પુરુષ

સાથે સુખ ભોગવવું, અને હિંડોલામા બેસી આનદથી ઝૂલવુ, એ મારે ત્યાનો આચાર છે, તથા મે જે સુખ બતાવ્યુ છે તે ભોગવવુ, એ જ મારે ત્યાનું કામ છે. એક બીજી વાત પણ છે તે એ કે હુ નૃત્યકલા તથા ગાનકલા બહુ સારી રીતે જાણું છુ હું મારી આ બધી કળાઓ તને શીખવી દઈશ. જગતમા એવો કોણ છે કે જે નૃત્ય–ગાન પર મુગ્ધ ન હોય, મનુષ્યની તો વાત જ શી, પણ પશુઓ સુધ્ધા ગીત પર મુગ્ધ બની જાય છે સાપ જેવુ ભયકર અને ઘાતકી પ્રાણી પણ ગીતને વશ બની જાય છે જ્યારે તુ પણ મારી નૃત્ય, ગાનકલા શીખી જઈશ, ત્યારે સઘળા મનુષ્યો તારે આધિન બની જશે અને આ જાતના જે સુખો મને મળેલા છે, જેવી મારી આબરુ છે, તેજ જાતના સુખ અને તેવી જ આબરુ તને પણ પ્રાપ્ત થશે. મારે ત્યા તારે શુ કરવુ પડશે તે મે તને બતાવી દીધું હવે જો તારામા બુદ્ધિ હોય, તુ ચતુર હોય અને તારુ ભાગ્ય ઉત્તમ હોય, તો ઊઠ, ઊભી થા, વિલંબ ન કર. મારે ત્યા તારે જમીન પર પગ પણ નહિ મૂકવો પડે, પરન્તુ મારી જેમ પાલખીમા બેસીને ચાલ્યા કરીશ, અને તારી આગળ પાછળ અનેક દાસદાસીઓ ચાલ્યા કરશે. માટે જલ્દીથી આ મારી પાલખીમા બેસીને મારી સાથે ચાલ તારા પિતાને પણ સાથે લઈ લે, હુ તેને વીસ લાખ સોનામહોરો આપી દઈશ ”

વેશ્યાની વાતોથી વસુમતિ સમજી ગઈ કે, તે કોણ છે; અને ક્યા હેતુએ ૨૦ લાખ સોનામહોરો ખર્ચે છે, તથા પોતાને લઈ જવા માગે છે વેશ્યાનું કથન પૂર્ણ થતા જ, વસુમતિએ તેને કહ્યું કે, “ માતા, તમે જે હેતુથી મને ખરીદવા માગો છો અને મારી મારફત જે કામ કરાવવા ઇચ્છો છો, તે કામ મારાથી થઇ શકશે પણ નહિ અને તમારો હેતુ પણ સરશે નહિ. અને એથી મને ખરીદતાં તમારુ દ્રવ્ય નકામુ જશે. તમે મને ખરીદો, હુ તમારે ત્યા આવુ, પિતાને ૨૦ લાખ સોનામહોરો અપાવુ, અને પછી

તમારું ચીંધ્યું કામ હું ન કરું તે ઠીક નહિ. તે વખતે તમે કહેલું કે મને દગો દીધો માટે અત્યારે જ હું તમને સાફ કહી દઉં છું કે મને ખરીદવાનો વિચાર છોડી દઈને તમે તમારે ઘેર જાઓ. હું તમારે ત્યાં આવી શકીશ નહિ."

વસુમતિનો જવાબ સાંભળીને કંઈક નિરાશા ઉપજી તો પણ તે નિરાશાને દબાવીને કહેવા લાગી કે "તારું દુર્ભાગ્ય જ એવું છે કે જેથી મારી વાત તારા સમજવામાં આવી શકી નહિ. તારા ભાગ્યમાં તો દાસીપણું જ દેખાય છે. હું તો ધારતી હતી કે તને લઈ જઈને સ્વર્ગીય સુખોનો આસ્વાદ ચખાડું. પણ સૌભાગ્ય વગર મારી ઇચ્છા છતાં પણ તને એ સુખ કેમ મળી શકે! હું જોઉં છું કે મારી સ્ત્રી-બહેનો પર પુરુષો ઘણો અત્યાચાર કરે છે. મારી ઇચ્છા છે કે હું પુરુષોનું અભિમાન ઉતારી દઉં અને તેમને નમાવું. આ કાર્યમાં મને સહાય કરનાર કોઈ નથી. હું તને મારી સહાયિકા બનાવવા માગું છું. અને તેથી જ મોંમાગ્યા પૈસા આપવા તૈયાર છું, પણ તું મારી આ વાતો સમજી જ નહિ. હું તને ફરીથી કહું છું કે મારી વાત માનીને તું જલદી પાલખીમાં બેસીને ચાલ. બાળક જેવી વાત ન કર. એમ તો વિચાર કે મારા સિવાય તારા બદલામાં કોઈ ૨ લાખ સોનામહોરો આપે છે? અને ૨ લાખ સોનામહોરો આપવામાં મે કોઈ જાતની આનાકાની કરી છે!"

વેશ્યાના પ્રત્યુત્તરમાં વસુમતિ કહેવા લાગી કે "માતા, હું તમારી સાથે કેવી રીતે આવી શકું! મારો માર્ગ જુદો છે અને તમારો માર્ગ જુદો છે. તમે પુરુષોને મોહના પાશમાં નાખવાનો પ્રયત્ન કરો છો જ્યારે હું પુરુષોને મોહપાશથી છોડાવવાનો પ્રયત્ન કરું છું. તમે તમારે ત્યાંનો જે આચાર બતાવ્યો, જે ખાનપાન તથા શૃંગારની પ્રશંસા કરી, તે બધું પુરુષોને મોહપાશમાં નાખવા અને તેમનું જીવન નષ્ટ કરવા માટે છે અને હું તેનો વિરોધ કરનારી છું

એ કારણથી મારી મારફત તમારો ઉદ્દેશ સફળ થશે નહિ, એટલું જ નહિ પણ તમારા કાર્યમા વધારે વિઘ્ન ઊભુ થશે તમે જેને તમારી જાળમા ફસાવવા ઇચ્છશો તેને હુ બચાવવાનો પ્રયત્ન કરીશ. તમારી જાળમા તેને ફસાવા નહિ દઉં. આ રીતે મને લઈ જવાથી તમને લાભ થશે નહિ, પણ નુકસાન થશે અને જ્યાસુધી તમે પુરુષોને મોહાધિન બનાવવાનુ કાર્ય કરો છો ત્યાસુધી હુ પણ તમારી સાથે આવી શકીશ નહિ. હા, જો તમે આ માર્ગને છોડીને સદાચારમા પ્રવૃત્ત બનવા ઇચ્છતા હો, તો હું તમારી સાથે આવવા માટે તૈયાર છુ અને જો તમે એ પ્રમાણે વર્તવા માટે કબૂલ થતા ન હો, તો હું પણ તમારે ત્યા આવી શકતી નથી. જ્યારે તમે ખોટો માર્ગ પણ છોડવા તૈયાર નથી, તો હુ સારો માર્ગ કઈ રીતે છોડી શકુ ?"

વસુમતિનો જવાબ સાંભળીને, વેશ્યા મનોગત કહેવા લાગી કે, "આ છોકરી માત્ર સુંદર જ નથી, પણ બુદ્ધિશાળી પણ છે, અને વાતચીત કરવામા પણ કુશળ છે જો તેણી મારે ત્યાં આવે, તો અવશ્ય મારા ઘરની આબરૂ પણ વધી શકે છે." એ પ્રમાણે વિચાર કરતી તે વેશ્યા કાંઈક ક્રોધિષ્ટ બનીને વસુમતિને કહેવા લાગી કે, "ભારે સદાચારિણી બની ગઈ છે, મને સદાચારનો ઉપદેશ આપવા લાગી છે, એમ નથી જોતી કે હું કોણ છુ ? આ વાત કોની સાથે કરી રહી છુ ! તું દાસી મને ઉપદેશ આપે ! વેચાવા માટે તો ઊભી છે, અને મને ઉપદેશ આપી રહી છે, તુ મને ઉપદેશ નથી આપી શકતી. તારા જેવી દાસીઓ મારે ત્યા ઘણી છે, અને જો, આટલી દાસીઓ તો અહીં જ ઊભી છે માટે તારો ઉપદેશ તારી પાસે જ રહેવા દે આ ઉપરાંત, તું મને સદાચારનું પાલન કરવાનું કહે છે, પણ તું પોતે સદાચારનું પાલન કેમ નથી કરતી ? સદાચારમા સત્ય પણ છે તું સત્યનું પાલન કેમ નથી કરતી ? હમણા તેં જ કહ્યુ હતું કે હુ દાસી છુ, વેચાઈ રહી છુ, અને જે કોઈ ૨૦ લાખ સોનામહોરો આપે, તેની સાથે જવા તૈયાર છુ. તારાં આ

કથન પ્રમાણે મેં ૨ લાખ સોનામહોરો આપવાનું કબૂલ કર્યું જ્યાં તું મારી સાથે આવવાની કેમ ના કહે છે ! જરીક લેશથી, હું તારી મારફત ઘણું કામ કરવાનો હક ધરાવું છું તું કોઈ પણ કામ કરવાની ના પાડી શકતી નથી. જે તેં માગેલી ૨ લાખ સોનામહોરો આપવાનું કબૂલ કર્યું અને હજી પણ હું મારા વચનને વળગી રહું છું છતાં તું તારી કબૂલેલી વાત ઇનકારે છે હવે તું જ કહે કે સત્યનું પાલન હું નથી કરતી કે તું, અને એથી સદાચારિણી હું છું કે તું ! તું બીજાને તો ઉપદેશ આપે છે પરન્તુ એ પણ જુએ છે કે હું બીજાને જે ઉપદેશ આપું છું, તેનું પાલન હું પોતે પણ કરું છું કે નહિ ! તું એમ કેમ નથી વિચારતી કે હું જે ઉપદેશ બીજાને આપું છું તેનું પાલન હું પોતે કેમ ન કરું ! તું મારે ત્યાં આવવાનું ઇચ્છે કે ન ઇચ્છે પણ હવે તો તારે મારી સાથે આવવું જ પડશે. તારો અને મારો સોદો પાકો થઈ ચૂક્યો છે કેમકે તેં વીસ લાખ સોનામહોરો માગી, અને મે તે આપવાનું કબૂલ કર્યું હવે તું કોઈ પણ રીતે ફરી શકતી નથી. હવે જો તારી ઇચ્છા હોય તો અહીંયાં બેઠેલા માણસો પાસે ન્યાય કરાવી લે.

આ પ્રમાણે કહીને વેશ્યા હાવભાવ બતાવતી ત્યાં બેઠેલા માણસો સામે જોવા લાગી. તેણે સંકેતથી કેટલાકને તો સમજાવી દીધું કે હું તમને રાજી કરીશ, અને કેટલાકને એમ સમજાવ્યું કે આ છોકરી મારે ત્યાં આવશે તો તમે પણ તેનાથી આનંદ લઈ શકશો. તેના કટાક્ષ અને સંકેતથી ત્યાં બેઠેલા માણસોમાંથી ઘણા માણસો ભોળાઈ ગયા. એવા માણસો વિચાર કરવા લાગ્યા કે ખરી રીતે જો આ છોકરી વેશ્યા બની જાય તો શહેરની શોભા પણ વધે અને કોઈ વાર પોતે પણ તેના સ્પર્શનો આનંદ લઈ શકે. વેશ્યાએ જ્યારે જાણ્યું કે અહીંયાં મારા મતનું સમર્થન કરનારા ઘણા માણસો છે ત્યારે તે સઘળા લોકોને કહેવા લાગી કે, તમે સઘળા આબરૂદાર માણસો સન્મુખ જ આ સોદો થયો છે તમે જ કહો કે હું કોઈ ખોટું

તો કહેતી નથીને ? જો હુ ખોટુ કહેતી હોઉં, તો તો મને કહો, નહિ તો બતાવો કે હવે આ છોકરી મારી સાથે ચાલવાનો ઇનકાર કરી શકે છે શું ?"

વેશ્યાનો સંકેત તથા તેના હાવભાવથી જે કામીજનો અંજાઈ ગયા હતા, તેઓ વેશ્યાના પક્ષનુ સમર્થન કરતા કહેવા લાગ્યા કે, "સોદો સાચો થયો છે, માટે તેણે તમારે ત્યાં આવવુ જ જોઈએ ! તે તમારી પાસેથી માત્ર વીસ લાખ સોનામહોરો અપાવી શકે છે, તમારી સાથે આવવાનો ઇનકાર નથી કરી શકતી." કામી માણસો આ પ્રમાણે બોલીને વેશ્યાના મતનુ સમર્થન કરવા લાગ્યા. હા, જે લોકો દુરાચારને ખોટો સમજી, વેશ્યાના સંકેત કટાક્ષ વગેરેથી અંજાયા નહોતા, તેઓએ અવશ્ય વેશ્યાનું કથન અનુચિત બતાવીને કહ્યું કે, "કોઈના પર જબરજસ્તી ન કરી શકાય. તે વેશ્યાને ત્યા જાય કે ન જાય, તે તેની ઇચ્છા પર અવલબે છે તેણે વેશ્યાને ત્યાં જવાનું કબૂલ કર્યું નથી પણ વેશ્યા પાસેથી તેનો આચાર સાભળીને વેશ્યાને ત્યા જવાનું નાકબૂલ કર્યું છે. આવી સ્થિતિમા એમ પણ ન કહી શકાય કે સોદો સહી થઈ ગયો છે"

આ પ્રમાણે કેટલાક લોકો તો વેશ્યાના પક્ષનું સમર્થન કરવા લાગ્યા અને કેટલાક વસુમતિના પક્ષનું સમર્થન કરવા લાગ્યા. ત્યા હાજર રહેલા માણસોમાં બે વિભાગ પડી ગયા, પરન્તુ વેશ્યાને સાથ આપનારાઓ વધારે હતા અને વસુમતિને સાથ આપનારા થોડા હતા. પોતાના પક્ષમાં ઘણા માણસોને જોઈને વેશ્યા આનદ પામી. તેણે વિચાર્યું કે હવે કોઈ પણ રીતે આને જલ્દીથી લઈ જવી જઈએ. વિલબ કરવા જેવુ નથી.

આ પ્રમાણે નિશ્ચય કરીને વેશ્યા વસુમતિને કહેવા લાગી કે, "લે, જોઈ લે, વધારે માણસો મારી વાતને બરોબર કહે છે કે તારી વાતને ? સત્યની અવહેલના તું કરે છે કે હુ ? તું સત્યની અવહેલના

કરીને મારી સાથે આવવાનો ભલે ઇનકાર કરે, પણ મેં તે એવી વીસ લાખ સોનામહોરો આપવાનો સ્વીકાર કર્યો છે. માટે હવે તો તારે મારી સાથે આવવું જ પડશે. તું ખુશીથી આવ કે નાખુશીથી આવ, પણ જરૂર આવવું પડશે. ભલાઈ તો તેમાં છે કે ખુશીથી તું મારી પાલખીમાં બેસી જા, નહિ તો હું કોઈ પણ રીતે તને અવશ્ય લઈ જઈશ."

વેશ્યાના કથનના જવાબમાં વસુમતિ બોલી કે "માતા, હું એવી જાતના કાચા વિચારોવાળી નથી કે ઘણા માણસો તમારી વાતનું સમર્થન કરવા હોય તેથી કોઈ ખોટી વાત હું એમજ માની લઉં. ભલે આખી દુનિયા પણ ખોટા કામને સારું કહે, તોપણ હું તે ખોટા કામને સારું ન માની શકું. હું વીસ લાખ સોનામહોરો આપવાની સાથે આવવા તૈયાર છું, પણ સત્કાર્ય કરવાને માટે. તમારી ખોટી કામના પૂરી કરવા ખાતર, બીજાને દુરાચારના ખાડામાં નાખવા માટે અને કોઈના હાથે પોતાનું સતીત્વ વેચવા માટે જવાનું મેં કબૂલ કર્યું નથી, તેમ કબૂલ કરી શકતી પણ નથી. તેને માટે કોઈ વીસ લાખ સોનામહોરોને બદલે ચાલીસ લાખ સોનામહોરો આપે, તોપણ હું જઈ ન શકું. એટલા માટે મને લઈ જવાનો વિચાર તમે છોડી દો. હું તમારી સાથે આવી શકતી નથી. દાસી બનવાનું તેમ જ બીજું કષ્ટ સહન કરવાનું મને કબૂલ છે, પણ તમારી સાથે આવીને તમે જે સુખોનું પ્રલોભન આપો છો, તે સુખનો હું સ્વીકાર કરવા માગતી નથી."

વસુમતિનો શુષ્ક જવાબ સાંભળીને વેશ્યાએ વિચાર્યું કે "આ છોકરી ખુશીથી નહિ આવે, તેને તો બળાત્કારે જ લઈ જવી ઠીક છે. અહીંનાં જેટલા માણસો હાજર છે તેમનો મોટો ભાગ મને મદદ કરનાર છે. કેટલાક માણસો તેના પક્ષનું સમર્થન કરનાર છે પણ તે બહુ થોડા છે અને જ્યારે હું તેને બળાત્કારે લઈ જવા માંડીશ, તે વખતે તેઓ તેની મદદમાં આવશે, એમ બનવું

સંભવિત છે. માટે તેને જોરજુલમથી પાલખીમા બેસાડીને લઈ જવી જ ઠીક છે એક વાર તો હું તેને મારા ઘર સુધી લઈ જાઉં છી તો હુ કોઈ પણ રીતે તેને મારા વિચાર પ્રમાણે મનાવી લઈશ"

વસુમતિને પરાણે લઈ જવાનો નિશ્ચય કરીને, વેશ્યા ક્રોધપૂર્વક કહેવા લાગી કે, "કેમ નહિ આવે? ચાલવુ ન હતું, તો પછી વેચાવા માટે બજારમા કેમ ઊભી રહી? જ્યારે બજારમા ઊભી રહીને વેચાઈ છે, અને હું મો માગી રકમ આપવા કબૂલ થઈ છુ, ત્યારે કેમ નહિ ચાલે? હુ તો ધારતી હતી કે જ્યાસુધી બને ત્યાસુધી હું તને પ્રસન્ન રાખુ, પણ તુ તો વધારે ને વધારે હઠીલી થતી જાય છે. જો હુ તને હમણાં જ લઈ જઉ છુ, અને જોઉ કે તારી મદદમા કોણ આવે છે?"

એમ કહીને વેશ્યાએ પોતાની દાસીઓ અને પોતાના નોકરોને કહ્યું કે, "આને પકડીને પાલખીમા નાખી દો, અને આપણે ત્યા લઈ ચાલો" એમ કહીને તે વેશ્યા પોતાની દાસીઓ સાથે, વસુમતિ તરફ તેને પકડવા માટે આગળ વધી વેશ્યા અને તેની દાસીઓને બળાત્કાર કરવા તૈયાર થયેલી જોઈ ને, વસુમતિ તેમનાથી બચવા માટે થોડીક પાછળ હઠી ગઈ.

વસુમતિ તથા વેશ્યાની વાતચીત રથી પણ સાભળી રહ્યો હતો. અત્યારસુધીમા તેણે વેશ્યાને કે વસુમતિને કાંઈ પણ કહ્યુ ન હતુ તે ચૂપચાપ સઘળી વાતો સાભળતો, પોતાની અસમર્થતા તથા સ્ત્રીની મૂર્ખતા પર દુખનો અનુભવ કરી રહ્યો હતો. પરન્તુ જ્યારે તેણે વસુમતિને પકડવા માટે વેશ્યાને વસુમતિ તરફ આગળ વધતી જોઈ તથા વસુમતિને પાછળ હઠતી જોઈ, ત્યારે તે શાંત રહી શક્યો નહિ તેણે તે સ્થળેથી વેશ્યાને ધમકાવતા કહ્યુ કે, "સાવધાન, મારી હાજરીમાં આ મારી પુત્રીને હાથ લગાવ્યો તો આ મારી તલવાર જોઈ લેજે.

ઊભા હતા, તથા મારવા-મરવા માટે તૈયાર થયા હતા તેઓ ગજસ પ્રકૃતિના હતા. વસુમતિ સાત્વિક પ્રકૃતિની હતી, જે શાંત ઊભી હતી. તેના હૃદયમા પોતાના પર અત્યાચાર કરવા માટે તત્પર થયેલી વેશ્યા તથા તેના સમર્થકો પ્રત્યે દ્વેષ પણ ન હતો, તેમ તેને બચાવવા માટે તત્પર થયેલ રથી અને તેના સમર્થકો પ્રત્યે રાગ પણ ન હતો તે તો એ જ ઇચ્છતી હતી કે કોઈ પણ રીતે અશાન્તિ ન થાય તો સારુ. તે વિચારતી હતી કે, "આ વખતે બંનેય પક્ષના માણસો ઉશ્કેરાયલા છે. હુ બનેમાથી કોને સમજાવુ ? વેશ્યા મને લઈ જવાના લોભમા પડી છે, અને પિતા મારા રક્ષણાર્થે ઊભા રહ્યા છે. આવે વખતે વેશ્યાને કાંઈ પણ સમજાવવાનો પ્રયાસ કરવો તે નકામુ છે. તે મારી વાત માનશે નહિ માની શકે પણ કેવી રીતે ? તેને મારા પર વિશ્વાસ જ નથી એટલા માટે પિતાને જ સમજાવવા ઉચિત છે પિતાને મારા પર વિશ્વાસ છે, એથી તેઓ મારી વાત માનશે"

આ પ્રમાણે વિચાર કરીને વસુમતિ રથી પ્રત્યે કહેવા લાગી કે, "પિતાજી, શાન્ત થાઓ ક્રોધ કરીને આ પ્રમાણે મારવા-મરવા તૈયાર થવુ તે ઠીક નથી માતાએ તમને જે શિખામણ આપી હતી, તે તમે આ વખતે કદાચ ભૂલી ગયા લાગો છો. કોઈના પર હથિયાર ચલાવવુ અથવા ક્રોધાયમાન થવુ એ માતા નહોતી જાણતી એમ નહિ, પણ તેણે તે મુશ્કેલ સમયમાં પણ ક્રોધ ન કર્યો, તેમ શસ્ત્ર-પ્રયોગ પણ ન કર્યો. તમે માતાની તે શિખામણ યાદ કરીને શાન્ત બની જાવ, અને તલવાર મ્યાન કરો."

રથી કહેવા લાગ્યો કે, "પુત્રી, તું શું કહે છે ? શુ હું આવે વખતે પણ કાયરતા બતાવું ? આ દુષ્ટાને તારા પર બળાત્કાર કરવા દઉં ?"

વસુમતિએ જવાબ આપ્યો કે, "પિતાજી, આવો સમય તો તે શિખામણના ઉપયોગનો જ છે. અનુકૂળ સયોગોમાં તો સૌ શાન્ત રહે છે

પણ જ્યારે પ્રતિકૂળ સંયોગોમાં શાન્ત રહેવાય, ક્રોધ ન થાય તથા ધૈર્ય તેમ જ ક્ષમા ન ત્યજાય ત્યારે જ વિશેષતા છે. માતાએ આપેલી શિખામણ તમે કેટલે દરજ્જે સમજ્યા છો, તેની પરીક્ષાનો સમય તો આ જ છે માટે તમે તમારી આ તલવાર મ્યાનમાં રહેવા દો. મારી નસેનસમાં માતાની શિખામણ ભરેલી છે તેથી મારી રક્ષા માટે તલવારની જરૂર નથી.

રથીના હૃદયમાં વસુમતિ પ્રત્યે પૂર્ણ શ્રદ્ધા હતી. એથી તે વસુમતિના કથનની ઉપેક્ષા ન કરી શક્યો. તેણે વસુમતિની વાત માનીને તલવાર મ્યાન કરી. તે જોઈને વેશ્યા પ્રસન્ન બની ગઈ. તે કહેવા લાગી કે "આ છોકરી ઉપર ઉપરથી જ મારે ત્યાં આવવાની આનાકાની કરે છે, પણ ખરી રીતે તો તેની ઇચ્છા મારે ત્યાં આવવાની જ છે છતાં પણ આ પુરુષ તેની રક્ષા કરવાના બહાને વચમાં આવીને ઊભો રહ્યો છે સુભાગ્યે, આ છોકરીએ નીકળેલી તલવાર મ્યાનમાં મુકાવી દીધી છે. જો તે આ પુરુષ દ્વારા પોતાની રક્ષા ઇચ્છતી હોત તો આમ શા માટે કરત!

વેશ્યાના આ કથનનું તેના મળતીઆ માણસો પણ અનુમોદન કરવા લાગ્યા. તેઓ પણ કહેવા લાગ્યા કે ખરી રીતે તો આ છોકરી આ વેશ્યાને ત્યાં જ જવા માગે છે પણ આ ઢોંગ નાહક વચમાં ઊભો કરી રહી છે" વેશ્યા તથા તેના સહાયકોનું આ કથન સાંભળીને, વસુમતિ કહેવા લાગી કે હે પ્રભો મેં તો શાન્તિને ખાતર આમ કર્યું. પરન્તુ આ બધા માણસો મારી આ શાન્તિના ઉપયોગનો પણ અવળો અર્થ કરવા લાગ્યા છે આવી સ્થિતિમાં આ લોકોને સમજાવવાની શક્તિ મારામાં ક્યાંથી હોય! આ તામસ પ્રકૃતિવાળા માણસોને સમજાવવામાં મારી સાત્વિક શક્તિ આ વખતે અસમર્થ બની ગઈ છે આ વખતે તામસ શક્તિનું જોર છે એટલે હું અસમર્થ છું."

એમ કહીને, જેમ ચીરહરણ વખતે દ્રૌપદી નિર્બળ બની ગઈ હતી તેમ વસુમતિ પણ નિર્બળ બનીને શાંત ઊભી રહી જે વ્યક્તિ પોતાનું બળ ત્યાગીને પૂરેપૂરી રીતે પરમાત્માને શરણે જાય છે, તેનું અનિષ્ટ કોઈ પણ માણસ, કોઈ પણ સમયે, ગમે તેની સ્થિતિમાં કરી શકતો નથી. સુદર્શન શ્રાવક પોતાનું બળ છોડીને, સંપૂર્ણ પણે પરમાત્માને શરણે ગયો હતો, તો ૧૧૪૧ મનુષ્યોનો સંહારક અર્જુનમાળી તેનું કિંચિત્ પણ ન બગાડી શક્યો. તેનું મુદ્દગર અદ્ધર જ ઉપાડેલું રહી ગયું યક્ષ પ્રવેશથી તેની વધેલી અતુલ શક્તિ પણ સુદર્શન પર મુદ્દગર મારવામા સમર્થ ન થઈ ચીરહરણ વખતે દ્રૌપદી પણ પોતાનું સઘળું બળ ત્યાગીને સંપૂર્ણત પરમાત્માને શરણે ગઈ હતી, એ કારણે દુઃશાસન જેવો બળવાન માણસ પણ તેને નગ્ન કરવામા સમર્થ ન થઈ શક્યો આ વિષયમા અજૈન ભક્તોનું બનાવેલું એક ભજન પણ છે, જે આ પ્રમાણે છે—

> સુનેરી મેને નિર્બલ કે બલરામ ।
> પિછલી સાખ ભરૂ સન્તન કી, અડ સવારે કામ ॥ દેખો૦
>
> જબલગ ગજબલ અપનો રાખ્યો નેક સર્યો નહિ કામ,
> નિર્બલ હો બલરામ પુકારે, આયે આધે નામ ॥ દેખો૦
>
> દ્રુપદ સુતા નિર્બલ ભઈ જા દિન, ગહિ લાયે નિજ ધામ,
> દુઃશાસન કી ભૂજા થકિત ભઈ, વસન રૂપ ભયે શ્યામ ॥ દેખો૦
>
> આપબલ તપબલ ઔર બાહુબલ, ચૌથા બલ હૈ દામ,
> 'સૂર' શ્યામ સુંદર તે સબ બલ, હારે કો હરિ નામ ॥ દેખો૦

આ ભજનનો અર્થ એ જ છે કે જે વ્યક્તિ ભૌતિક બળ ત્યાગી દે છે, તેની મદદ લેતી નથી, તેને આધ્યાત્મિક બલની પ્રાપ્તિ થાય છે,

અને પછી તેના રક્ષણાર્થે અનાયાસે જ કોઈને કોઈ શક્તિ આવી જાય છે

વસુમતિને માટે પણ એમ જ થયું. તે પોતાનું સઘળું બળ ત્યાગીને અને નિર્બળ બનીને ઊભી થઈ ગઈ વેશ્યાએ માન્યું કે "તેની ઇચ્છા મારે ત્યાં આવવાની છે પરન્તુ તે ખુશી રીતે પ્રસન્નતાપૂર્વક આવવા ઇચ્છતી નથી. જો આ તલવારધારી પુરુષ તેને બચાવવા માટે વચમાં ન આવ્યો હોત, તો તો હું આ છોકરીની આંતરિક ઇચ્છાનુસાર તેને પકડીને પાલખીમાં નાખી જ દેત, અને તેની સ્થિતિમાં તે કંઈ પણ બોલત નહિ, પણ આ પુરુષ વચમાં આવીને ઊભો રહ્યો, તેથી વિઘ્ન ઉપસ્થિત થયું. હવે તો આ છોકરીએ આ પુરુષને પણ શાંત કરી દીધો છે અને પોતે પણ શાંત છે હવે તેને બચાવ કરનાર પણ કોઈ નથી, માટે તેને પકડીને પાલખીમાં નાખી દેવાનો તથા ઘેર લઈ જવા માટેનો આ સારામાં સારો અવસર છે"

આ પ્રમાણે વિચાર કરીને, વસુમતિને પકડવા માટે તેની તરફ આવી. તેણે વસુમતિ તરફ એક જ પગ રાખ્યો હતો એટલામાં તો તેના ઉપર ઘણા વાંદરાઓ તૂટી પડ્યા તથા અને તેનું શરીર તથા વસ્ત્રો ફાડવા લાગ્યા. વેશ્યાએ મદદ માટે બૂમ પાડી, પણ વાંદરાઓના ઉત્પાતથી એવો ત્રાસ વર્તાઈ રહ્યો હતો કે ત્યાં ઊભેલા માણસો જ્યાં માર્ગ મળ્યો ત્યાં ભાગવા લાગ્યા. વેશ્યાને મદદ કરવા માટે તેના સમર્થકો કે તેના દાસદાસીઓ કોઈ પણ આવ્યું નહિ. મદદને માટે વેશ્યા બૂમો પાડતી જ રહી, અને વાંદરાઓ તેની દુર્દશા કરતા જ રહ્યા. કોઈ વાંદરાએ વેશ્યાના નાકનું આભૂષણ ખેંચી લીધું, જેથી તેનું નાક ચીરાઈ ગયું. કોઈએ તેના કાનનું આભૂષણ ખેંચી લીધું જેથી કાન ચીરાઈ ગયો. કોઈએ વાળ કરડી ખાધા, કોઈએ મોઢા પર થપ્પડ મારી અને કોઈએ તેનાં મૂલ્યવાન

વસ્ત્રોના ચૂરેચૂરા કરી નાખ્યા. વેશ્યા ખૂબ રોતી કકળતી રહી, પરન્તુ બધું વ્યર્થ અંતમાં તે જમીન પર ઢળી પડી, તો પણ વાદરાઓએ તેને છોડી નહિ.

વેશ્યા પર વાંદરાઓનું આક્રમણ તથા તેનું કરુણ રુદન જોઈ સાંભળીને વસુમતિથી રહેવાયું નહિ. તે વેશ્યાને મદદ કરવા માટે દોડી. તેણે વાંદરાઓને ધમકાવતાં કહ્યું કે, "અરે વાંદરાઓ, આ માતાને શા માટે દુઃખ આપો છો? ખસો, માતાને છોડી દો" આ પ્રમાણે હાક મારીને વસુમતિએ જરૂર વાદરાઓને ધમકાવ્યા, પણ વસુમતિએ હાક માર્યા પહેલા જ વાંદરાઓએ વેશ્યાને બેહાલ બનાવી દીધી હતી. વસુમતિની હાક સાંભળીને, જેમ બંદૂકનો અવાજ સાંભળીને પક્ષીઓ નાસી જાય તેમ વાદરાઓ વેશ્યાને છોડીને નાસી ગયા વસુમતિ વેશ્યાની પાસે ગઈ. વાંદરાઓના કરડવાથી વેશ્યાનું આખું શરીર લોહીલોહાણ બની ગયું હતું તેનાં શૃંગારવર્ધક વસ્ત્રાભૂષણોના ટુકડેટુકડા થઈને અહીં તહીં પડ્યા હતા. અને તેના આખા શરીરમા મહાન વેદના થઈ રહી હતી વસુમતિએ વેશ્યાને હાથ પકડીને બેઠી કરી, તથા તેના શરીર પર પોતાનો હાથ ફેરવ્યો. સતી વસુમતિનો હાથ ફરતાં જ, વેશ્યાના શરીરમા જે વેદના થઈ રહી હતી, તે શાન્ત થઈ ગઈ. વેશ્યાના શરીર પર હાથ ફેરવીને અને તેની વેદના શાંત કરીને, વસુમતિ તેને કહેવા લાગી કે, "માતા, તમને ઘણું જ દુઃખ થયું વાંદરાઓએ તમારા સઘળાં અવયવો બહુ ખરાબ રીતે ખણી નાખ્યા"

વસુમતિ આ પ્રમાણે વેશ્યાને કહી રહી હતી અને વેશ્યા કૃતજ્ઞતા ભરી દૃષ્ટિથી વસુમતિ તરફ જોતી થકી વિચારી રહી હતી કે, "આ તો કોઈ સાક્ષાત દેવી છે, એથી તો તે મારા જેવી અપકાર કરનારી સ્ત્રી પર પણ ઉપકાર કરી રહી છે! આ શક્તિએ પહેલા પણ મને સમજાવી, છતા હું ન સમજી, તેનું જ આ ફળ મળ્યું."

વસુમતિ વેશ્યાને સાંત્વન આપતી હતી, અને વેશ્યા એ પ્રસંગે વિચાર કરતી હતી, તેટલામાં તો વેશ્યાના દાસદાસીઓ તથા બીજા સહાયક માણસો પણ ત્યાં આવી પહોંચ્યા. કોઈ વેશ્યાને દિલાસો આપવા લાગ્યા, કોઈ પગ પર પડી રોવા લાગ્યા, અને કોઈ તેના વિખરાયેલા આભૂષણો ભેગાં કરવા લાગ્યા. જો કે વેશ્યાના હૃદયપટ પર વસુમતિની સહૃદયતાનો જે પ્રભાવ પડ્યો હતો, તેની આગળ આ બધા લોકોની સહાનુભૂતિની કોઈ પણ અસર ન થઈ.

: પ્રકરણ :

[ ૧૩ ]

## ધનાવહ શેઠને ઘેર



**આત્માને** ઓળખનાર કરુણાળુ વ્યક્તિ કોઈનો પણુ અપકાર કરતી નથી તે પોતાના અપકારી પર પણુ ઉપકાર કરે છે. તેના હૃદયમાં કોઈના પ્રત્યે દ્વેષ તો હોતો જ નથી. ભલે કોઈ તે વ્યક્તિનો પ્રાણુ સુધ્ધાં પણુ લેવાને તૈયાર થાય અને પ્રાણુ લઈ પણુ લે, તોપણુ તે તેના પર ઉપકાર જ કરે છે, તેનુ ભલું જ ચાહે છે. એ વાત જુદી છે કે તેનામાં વધારે ઉપકાર કરવાની શક્તિ ન હોય, અને એ કારણુથી તે વધારે ઉપકાર ન કરી શકે, પણુ તેનામાં જેટલી પણુ શક્તિ હોય તે પ્રમાણે હમેશા અન્ય પર ઉપકાર કરવા માટે જ તત્પર રહે છે કદાચ કોઈના પર ઉપકાર ન પણુ કરી શકે, તોપણુ શક્તિશાળી હોવા છતાં પણુ કોઈના પર અપકાર તો કદી કરશે જ નહિ જો કરી શકે તો ઉપકાર જ કરશે અર્જુનમાળી, સુદર્શન શ્રાવક પર પ્રાણુઘાતક આક્રમણુ કરવા માટે તત્પર થયો હતો જો તેની શક્તિ ચાલત, તો તે સુદર્શનને મારી જ

નાખત, પરન્તુ તેની તામસી શક્તિ સુદર્શનની આધ્યાત્મિક શક્તિ આગળ નિષ્ફળ નીવડી. તે પરાભૂત પામીને નીચે પડી ગયો. તેના શરીરમાંથી નીકળીને યક્ષ ભાગી ગયો. તે શારીરિક શક્તિમાં સુદર્શન કરતાં વધારે નિર્બળ બની ગયો. જો સુદર્શન ધારત તો બદલો લેવાની ઇચ્છાએ અર્જુનમાળીને શિક્ષા કરી શકત, અથવા શિક્ષા કરાવી શકત, પણ સુદર્શનના હૃદયમાં એવી ભાવના સ્વપ્નાં પણ ન થઈ એટલું જ નહિ પણ તે, અર્જુનમાળીને ભગવાનની સેવામાં લઈ ગયો અને તેને મોક્ષમાર્ગનો પથિક બનાવ્યો. મુનિશ્રી ગજસુકુમારના મસ્તક પર સોમિલે ધગધગતા અંગારા રાખ્યા હતા. ગજસુકુમાર મુનિમાં ન તો શારીરિક શક્તિ ઓછી હતી કે ન તો લબ્ધિની શક્તિ ઓછી હતી. જો તેઓ ધારત, તો સોમિલને શિક્ષા કરી શકત, અથવા એક હુંકાર માત્રથી પણ સોમિલ મરણને શરણ થઈ જાત, પણ તેમણે સોમિલને પોતાનો એક વધારે ઉપકારક પુરુષ માન્યો. તો પછી તેના પર અપકાર કરવાની તો વાત જ ક્યાં રહી ! ભગવાન મહાવીર ચંડકૌશિક સર્પને બાળીને ભસ્મ કરી શકતા હતા, પરન્તુ ભગવાને બોધ આપીને તેને કલ્યાણનો માર્ગ બતાવ્યો. આ પ્રમાણે સેંકડો હજારો ઉદાહરણો એવાં છે કે જેથી એમ સિદ્ધ થાય છે કે આધ્યાત્મિક શક્તિને જાણનાર ત્યાગી પુરુષો કોઈ પણ સંયોગોમાં પોતાની સાથે શત્રુતા રાખનાર પર પણ અપકાર નથી કરતા, પરન્તુ તેના પર ઉપકાર જ કરે છે.

વસુમતિ પ્રત્યે વેશ્યાએ કોઈ જાતનો સદ્વ્યવહાર નહોતો કર્યો હા, અવશ્ય દુર્વ્યવહાર કર્યો હતો. તેણે વસુમતિને કટુ વચનો પણ કહ્યાં હતાં, અને તેને બળાત્કારે પકડીને લઈ જવા માટે તૈયાર થઈ હતી. એ રીતે તે વેશ્યા વસુમતિ પર અપકાર કરનારી હતી, તોપણ વાંદરાઓના ભયથી તેને બચાવતી વખતે વસુમતિના હૃદયમાં તેના અપરાધો લેશ પણ લક્ષમાં આવ્યા નહિ. જો વસુમતિ

ધારત તો પડી ગયેલી વેશ્યા પર વધારે પ્રહાર કરી શકત, અથવા વાંદરાઓને ન ભગાડતાં વેશ્યાની વધારે દુર્દશા થવા દેત; પરન્તુ જો તે એમ કરત તો પછી તેની ગણના સતીઓમાં પણ ન થાત, તેમ તેણે આત્માને ઓળખ્યો છે અથવા તેનામાં દયા છે તેમ પણ ન કહી શકાત પરંતુ તે જાણતી હતી કે સૌ જીવોમાં મારી સમાન જ આત્મા રહેલો છે, દરેક દુઃખી જીવ પર દયા કરવી એ મારું સાધારણ કર્તવ્ય છે. અને મારી હાનિ અથવા મારા પર અપકાર કરનાર કોઈ બીજુ છે જ નહિ, મારો ઉપકાર અથવા અપકાર કરવાની શક્તિ કોઈ બીજામાં છે જ નહિ, હું પોતે જ મારો પોતાનો ઉપકાર કિંવા અપકાર કરી શકું છું, માટે મારે કોઈના પ્રત્યે દ્વેષ રાખવો જોઈએ નહિ. આ જાતના વિચારોને લીધે જ વસુમતિ, તે કષ્ટ પામતી વેશ્યાની પાસે દોડી ગઈ, તેને કરડનાર વાંદરાઓને તેણે ભગાડી મૂક્યા, અને વેશ્યાને ઉઠાડીને, તેના શરીર પર હાથ ફેરવીને તેને વેદના રહિત બનાવી દીધી

આ વાત તો લગભગ બધાના અનુભવની છે કે, પોતાની સાથે બુરાઈ કરનારની ભલાઈ કરવાથી,તે બુરાઈ કરનાર પોતાની તથા તે ભલાઈ કરનારના કાર્યની સમતુલના કરીને, પોતે જ એવો લજ્જિત બની જાય છે કે ફરી તેનું માથુ નથી ઊંચુ થઈ શકતું તલવારના જોરે દબાવવામાં આવેલુ મસ્તક તો પ્રસંગ પર ઊંચુ પણ થાય છે, પરન્તુ ઉપકાર તળે દબાયલું મસ્તક કદી પણ ઊંચુ થઈ શકતું નથી, તેવો નિયમ જ છે તે જ નિયમાનુસાર વસુમતિ દ્વારા પોતાની રક્ષા થવાથી વેશ્યા પણ લજ્જિત બની ગઈ તેની આંખો વસુમતિ સામે ઊંચી થઈ શકતી ન હતી. તે વિચારતી હતી કે, " મે તો આ વસુમતિની સાથે કેવો ખરાબ વર્તાવ દાખવ્યો હતો, પરન્તુ તેણે મારા પર કેટલો બધો ઉપકાર કર્યો જો તે વાંદરાઓને ન ભગાડત, તો કોણ જાણે વાંદરાઓ મારી કેવીયે દુર્દશા કરત, તથા મને જીવતી રહેવા દેત કે ન રહેવા દેત એ પણ એક મહત્ત્વનો સવાલ હતો એ પ્રમાણે

વાસનાઓના કરવાથી મારી શરીરમાં જેવી ભયંકર વેદના થઈ રહી હતી, પરન્તુ આ ઘણુ ઉપાનો લાભ કરવાથી મારી આ વેદના પણ શાંત થઈ ગઈ. એ રીતે તે એક તરફ તો મારા પર ઉપકાર કરનારી છે અને બીજી તરફ જેના હાથમાં એવી શક્તિ છે કે જે સ્પર્શથી જ વેદના શાંત થઈ ગઈ તે અવશ્ય કોઈ ઉત્તમ પવિત્રાત્મા છે એટલા માટે એવા વિચારો છોડીને તેણે પહેલાં મને જે શિખામણ આપી છે, તે પ્રમાણે કામ કરવામાં જ મારું કલ્યાણ છે. પહેલાં મેં તેની શિખામણ માની નહિ. પરન્તુ હવે તો વાસનાઓએ મને એવી સ્થિતિમાં રહેવા જ દીધી નથી કે જેથી હું વેશ્યાવૃત્તિ કરી શકું. હું મારાં જે અંગોપાંગ, આકૃતિ તથા રૂપ પર ગર્વ કરતી હતી, તથા મારા શરીરની જેની પ્રશંસા કરીને મારા પર મુગ્ધ બનતા હતા, તે સઘળાં અવયવોને વાસનાઓએ વિકૃત ( બેડોળ ) બનાવી દીધાં છે. માટે હવે અનાયાસે જ મારાથી વેશ્યાવૃત્તિનું પાપ છૂટી ગયું"

આ પ્રમાણે ચિંતન કરતી વેશ્યાએ હાથ જોડીને બ્રહ્મમતિ પ્રતે કહ્યું કે હે સતી! મેં તમારું કહેવું માન્યું નહિ તમારી શિખામણની મશ્કરી કરી અને તમારા પર બળાત્કાર કરવા તૈયાર થઈ તેની વાસનાઓએ મને સજા કરી છે આમ થવા છતાં તમે મારા પર જે દયા કરી છે તેને માટે હું હંમેશને માટે તમારી ઋણી છું અને જે સદાચારનું પાલન કરવા માટે તમે મને કહ્યું હતું તેનું હું હવે પાલન કરીશ. જો કે જ્યારે હું સદાચારનું પાલન કરું ત્યારે તમારે મારી પાસે આવવામાં કે મારે ત્યાં રહેવામાં કોઈ પણ જાતની હરકત નથી. છતાં પણ મને લાગે છે કે જે સુધારણા થઈ છે તે મારા આત્માની થઈ છે મારે ત્યાં રહેનારા બીજા માણસો તથા મારે ત્યાંનું વાતાવરણ તો એવું ને એવું જ છે મારે ત્યાં રહેનારા માણસોને સુધારવામાં તથા મારે ત્યાંનું વાતાવરણ બદલવામાં થોડોક વિલંબ થાય તે સ્વાભાવિક છે. તેથી હવે હું પોતે જ તમને મારે ત્યાં ન લઈ જવામાં ઠીક સમજું છું."

એમ કહીને વેશ્યા, વસુમતિ પ્રત્યે કૃતજ્ઞતા દર્શાવતી પોતાને ઘેર ચાલી ગઈ. વેશ્યાના પશ્ચાત્તાપથી તેને મદદ કરનારા લોકો પણ લજ્જિત બની ગયા, અને તેઓ પણ પોતપોતાને રસ્તે પડ્યા. વસુમતિના વેચાવાની, વેશ્યાના ઝગડાની તથા વાદરાઓના આક્રમણની વાત જોતજોતામાં આખા શહેરમા પ્રસરી ગઈ કૌશાંબી નગરીમા એક ધનાવહ નામના શેઠ રહેતા હતા. તે ધનવાન પણ હતો તેમ જ ધર્માત્મા પણ હતો, પરન્તુ તેને કોઈ સતાન ન હતુ. વસુમતિ સબંધીના સમાચાર સાભળીને તેણે વિચાર કર્યો કે જેણે પોતાના અપકારીની સાથે પણ ઉપકાર કર્યો અને જેનો હાથ ફરતા જ વેશ્યાના શરીરની વેદના ઉપશમી તે અવશ્ય કોઈ સતી છે. એવી સતી જો મારે ત્યા હોય, તો મને ધર્મકાર્યમાં સહાયતા પણ મળે, તથા તેના બદલામાં આપવામા આવેલા ધનનો પણ સદુપયોગ થાય.

આ પ્રમાણે વિચાર કરીને ધનાવહ શેઠ તે જગ્યાએ આવ્યો કે જ્યાં વસુમતિ વેચાવા માટે ઊભી હતી તે જગ્યા એ જે લોકો હાજર હતા, તેમની પાસેથી પણ શેઠે વસુમતિની પ્રશસા સાંભળી. વેશ્યાની ઘટના સાથે વસુમતિની પ્રશસા સાંભળીને, અને વસુમતિને દેખીને, ધનાવહ શેઠે નિશ્ચય કર્યો કે આ કન્યાને જરૂર મારે ઘેર લઈ જવી જોઈએ. તેની આકૃતિ જ કહી આપે છે કે તે ગુણવતી છે, અને તેની મારફત મારે ત્યાં ધર્મની વૃદ્ધિ થશે

વેશ્યાના જવા પછી રથી હાથ જોડીને વસુમતિને કહેવા લાગ્યો કે, "હે પુત્રી! તારી માતાએ પોતાના પ્રાણનું બલિદાન આપીને મારુ હૃદય પલટાવી નાખ્યું હતુ, પરન્તુ તે પરિવર્તન સ્થાયી ન હતુ. કોઈ કોઈ વાર ફરીથી મારુ હૃદય પહેલાના જેવુ અધમ બની જતું હતુ, અને મને ક્રોધ આવી જતો હતો, જેમકે તને ઘરમાથી કાઢી મૂકવાની વાત કરવા બદલ મારી સ્ત્રી પર તથા હમણાં આ વેશ્યા પર ક્રોધ આવ્યો હતો. પરન્તુ તારા ઉપદેશે મારા હૃદયમાં રહેલા આ

કુટુંબને પણ સર્વથા ઢાંકી દીધાં. હું અત્યારસુધી તને માત્ર પુત્રી જ માનતો હતો, પરન્તુ આજે તારો ઉપદેશ સાંભળીને, અને વેશ્યાના જીવનનો સુધાર જોઈને, મને ખાત્રી થઈ કે તું એક દેવી છે. દેવીના ગુણ હોવા જોઈએ તે સઘળા તારામાં વિદ્યમાન છે. તું પણ બીજાઓની અધમવૃત્તિનો નાશ કરાવીને તેઓને સન્માર્ગ પર લાવી શકે છે. તારા જેવી સતી મારા ઘરમાંથી ચાલી જાય તેમ હું સ્વપ્ને પણ ઇચ્છતો નથી. મારી કાંઈ કહીને તારા સુયોગ્ય માન નથી, એથી તે તને ઘરમાંથી કાઢી મૂકવા ઇચ્છે છે પરન્તુ જ્યારે તેં વેશ્યાને પણ સુધારી દીધી, તો શું તેને નહિ સુધારી શકે ! વળી કહિત તેમ જ વેશ્યાની સુધારણા સાંભળીને તે પણ જરૂર સુધરી જશે. માટે હું તને એવી પ્રાર્થના કરું છું કે કૃપા કરી તું વેચાઈશ નહિ. પણ ઘરે પાછી ચાલ. મને વિશ્વાસ છે કે વેશ્યાની સુધારણા સાંભળીને મારી સ્ત્રી પણ અવશ્ય સુધરી જશે!"

આ પ્રમાણે બોલતાં બોલતાં શેઠ ગદ્‌ગદિત બની ગયો. તેનું ગળું ભરાઈ આવ્યું. ત્યારે વસુમતિ તેને ધીરજ આપતી કહેવા લાગી કે "પિતાજી તમે ધીરજ રાખો. આ પ્રમાણે અધીરતા ન દાખવો. તમે મને વેચાવા જ દો. ન વેચાતાં ઘેર પાછા જવાથી, માતાના હૃદયનો અહિત વધારે મજબૂત થશે, જેથી વિના કારણે મને તથા તમને કષ્ટ થાશે. એ ઉપરાંત, ઘેર પાછા જવાથી, માતા સુધરી શકે નહિ, પરન્તુ જ્યારે હું વેચાઈ જઈશ, અને માતાને બીજા લાખ સોનામહોરો મળી જશે, ત્યારે માતાનું હૃદય પણ આનંદિત થશે, તેનું જીવન સુધરી જશે, અને મને તથા તમને કોઈ જાતનું કષ્ટ પણ નહિ લાગે. અને એ રીતે ધર્મનો પણ વિજય થશે. એક બીજી વાત છે કે હું અહીં વેચાવા માટે આવી એટલામાં જ વેશ્યા બાઈનું જીવન સુધરી ગયું છે તો જ્યારે હું વેચાઈ જઈશ ત્યારે કોણ જાણે કેટલાયે લોકોના જીવન સુધરી જશે. હું ન વેચાઉં તો કદાચ એક માતાનું જીવન જ સુધરી શકે અને તેમનું જીવન સુધરે કે તેમ

એ પણ સશયાત્મક છે, પરન્તુ વેચાઈ જવાથી, માતા તો અવશ્ય સુધરશે જ, તેમ જ સાથે સાથે ન કહી શકાય કે કેટલા લોકો સુધરી જશે। એટલા માટે તમે મને વેચાઈ જતી ન રોકો."

આ પ્રમાણે વસુમતિ રથીને સમજાવી રહી હતી, એટલામાં જ ધનાવહ શેઠે તેની પાસે જઈને પૂછ્યુ કે, "પુત્રી, તારા બદલામાં કેટલું દ્રવ્ય આપવું પડશે? હુ તને મારે ત્યાં લઈ જવા ઇચ્છુ છુ. મેં સાભળ્યુ છે કે તારૂ મૂલ્ય વીસ લાખ સોનામહોરોનું છે. જો આ વાત બરાબર હોય તો હું વીસ લાખ સોનામહોરો આપવા સહર્ષ તૈયાર છુ મારા મતે વીસ લાખ સોનામહોરો તો તારા પગના અંગૂઠા પર કુરબાન કરી શકાય છે. તારૂં મૂલ્ય ચૂકવવા તો કોઇ પણ સમર્થ જ નથી।"

ધનાવહ શેઠના મુખે 'પુત્રી' શબ્દ સાંભળીને વસુમતિને આનંદ થયો તે વિચારવા લાગી કે આ કોઈ ધર્માત્મા પુરુષ જણાય છે, તો પણ મારે તેનાં આચરણ તથા મને ખરીદવાનો તેનો હેતુ જાણી લેવો જરૂરી છે, કારણ ઘણા લોકો ઉપરથી તો ધાર્મિકતાનો દેખાવ કરે છે, પરન્તુ હૃદયમા તો કોઈ જુદી જ ભાવના રાખે છે તેનું આચરણ તથા મને ખરીદવાનો તેનો હેતુ પૂછી લેવાથી તેની ભાવનાની થોડી ઘણી માહિતી મળી જશે, અને જો હમણાં પૂરેપૂરી માહિતી કદાચ ન પણ મળે, તો પણ બધી વાતનો ખુલાસો થઈ જવાથી, તેને ત્યા જઈને હુ કોઈ અનુચિત કામ કરવાનો ઇનકાર પણ કરી શકુ, કે જેથી વિશ્વાસઘાત કરવાનું પાપ તો ન લાગે।

આ પ્રમાણે વિચાર કરીને, વસુમતિએ ધનાવહ શેઠને પૂછ્યું કે, "પિતાજી, તમે મારા બદલામા વીસ લાખ સોનામહોરો આપીને શા હેતુએ મને ખરીદવા માગો છો? તમારે ત્યા મારે શુ શુ કામ કરવુ પડશે? તમારા ઘરનો આચાર શો છે? હું આ બધી બાબતો

સ્વાગત સત્કાર થવો જ જોઈએ, આ નિયમના પાલનમા મને મદદ કરનાર કોઈ જ નથી. મારે કોઈ સંતાન તો છે જ નહિ, માત્ર પત્ની છે, છતાં મને તેના તરફની પૂરી સહાયતા મળતી નથી. તારી મારફત મને આ કાર્યમાં સહાયતા મળે એ જ હેતુથી હું તને લઈ જવા ધારું છું. તું વિશ્વાસ રાખ કે મારે ત્યા તારે આ જ કામ કરવાનું છે એમ તો ઘરમા બીજુ કામ તો કરવાનું હોય છે જ, પણ તારું મુખ્ય કાર્ય આ જ છે હા, હું તને જરૂર એવો વિશ્વાસ આપુ છુ કે મારે ત્યા તારા સત્યશીલની પૂરેપૂરી રક્ષા થશે તેમાં કોઈ પણ જાતનુ વિઘ્ન આવશે નહિ.

"હે પુત્રી, હું પરલોકમાંથી જે પુણ્ય કમાઈ લઈને આવ્યો છું, તેનો અહીંયા દુરુપયોગ કરીને તેને નષ્ટ કરવા નથી ઇચ્છતો, પરન્તુ તેમા વૃદ્ધિ કરવા ઇચ્છુ છુ એટલા માટે હું પાપથી બચીને, ધર્મની આરાધના કરવામા હમેશાં પ્રયત્નશીલ રહું છુ. મને એવી આશા છે કે તારી મારફત મને આ કાર્યમા સહાયતા મળશે, માટે હું તને પ્રાર્થના કરુ છુ કે તું મારે ત્યા ચાલ, કોઈ જાતનો બીજો વિચાર ન કરીશ"

ધનાવહ શેઠનુ આ કથન સાભળીને, વસુમતિ પ્રસન્ન થઈ. તે રથી પ્રત્યે કહેવા લાગી કે, "પિતાજી, આ ધીરજ રાખવાનુ જ સુફળ છે, કે જેથી મને આ પિતાની સેવા કરવાનો સુયોગ મળી રહ્યો છે આવા ધાર્મિક પિતાને ત્યાં દાસીપણુ કરવુ, તે પણ ભાગ્યથી જ પ્રાપ્ત થાય છે. હુ આ પિતાને ત્યાં અવશ્ય જઈશ તમે મારી સાથે ચાલો, અને આ પિતાને ત્યાંથી વીસ લાખ સોનામહોરો લઈને માતાને આપો, જેથી તેઓ સતોષ પામે."

વસુમતિનું આ કથન સાંભળીને, રથી રોઈ પડયો. તે કહેવા લાગ્યો કે, "પુત્રી. શું હું તને વેચી દઉં? એક તો આ શેઠ છે કે ઊ...

વારે મને વીસ લાખ સોનામહોરો આપીને, તને લઈ જાય છે તથા જો હું છું કે જે તને મારા ઘરમાંથી મહુ અને વીસ લાખ સોનામહોરોની કિંમત લઈ આવું નીચ કામ મારાથી તો નહિ થઈ શકે. રથીને દુઃખી થતો તથા વિલાપ કરતો જોઈ, વસુમતિ તેને ધીરજ આપવા લાગી. તે કહેવા લાગી કે " પિતાજી શું તમને મારા પર વિશ્વાસ નથી ! મેં હમણાં જ તમને સમજાવ્યા હતા, અને હમણાં જ પાછા તમે શોક કરો છો. તમે મારા કથન પર થોડો તો વિશ્વાસ રાખો, અને તમે વેચી રહ્યા નથી, પરન્તુ હું પોતે જ વેચાઈ રહી છું માટે તમે મારી સાથે ચાલીને શેઠને ત્યાં મને પહોંચાડવા તો આવો ! "

રથીને આમ કહીને, વસુમતિએ ધનાવહ શેઠને કહ્યું કે " પિતાજી આપને ત્યાં આવવામાં હું ખુશી છું માટે, હું આપની સાથે આવું છું." એમ કહીને વસુમતિ રથીને ચાલો પિતાજી કહેતી ધનાવહ શેઠની પાછળ પાછળ ચાલી. વસુમતિના વચનોના પ્રભાવથી લાચાર રથી પણ વસુમતિની પાછળ પાછળ ચાલ્યો. તે વખતે તેના હૃદયને જોઈ નવું દુઃખ થઈ રહ્યું હતું કે જેનું વર્ણન કરવું મુશ્કેલ છે તેના પગ મહા મુશ્કેલીએ આગળ ચાલતા હતા. એથી વસુમતિ તથા ધનાવહ શેઠને પણ સાથે સાથે રોકાવું પડ્યું હતું.

વસુમતિ તથા રથીને લઈને ધનાવહ શેઠ પોતાને ઘેર પહોંચ્યા તેણે વસુમતિ તથા રથીને આદરપૂર્વક બેસાડ્યા. પછી પોતાની તિજોરી ઉઘાડીને તેણે રથીને કહ્યું કે " તમે વીસ લાખ સોનામહોરો લ્યો." રથીએ જવાબ આપ્યો કે " હું આ પુત્રીની આજ્ઞા માનીને તેને પહોંચાડવા માટે અહીં સુધી આવ્યો છું તેને વેચવા માટે તથા સોનામહોરો લેવા માટે આવ્યો નથી. આ પુત્રી મારા જેવા દુર્ભાગ્યવાનને ત્યાં રહેવા ઇચ્છતી નથી, અને આપને ત્યાં રહેવા ઇચ્છે છે તો ખુશીથી રહે અને તેમાં કોઈ જાતની

હરકત નથી, પણ હુ તેના બદલામા સોનામહોરો લઈ શકતો નથી I ”

રથીનો જવાબ સાભળીને, વસુમતિએ વિચાર કર્યો કે, “ આ પિતા સમજશે નહિ અને જ્યાસુધી માતાની પાસે વીસ લાખ સોનામહોરો પહોચશે નહિ ત્યાસુધી માતાને સતોષ પણ થશે નહિ એટલા માટે કોઈ પણ ઉપાયે આ રથી પિતાને સમજાવવા જોઈએ આ પ્રમાણે વિચાર કરીને,વસુમતિ રથીને કહેવા લાગી કે, “ પિતાજી, આજથી તમે તથા આ પિતા પરસ્પર ભાઈ છો, તમે બંનેય મારા પિતા છો, અને તમે બંનેની વચ્ચે હુ એક કન્યા છુ આજથી તે ઘર તથા આ ઘર એક જ છે માટે તમે આ પિતા જે વીસ લાખ સોનામહોરો આપે છે તે લઈ જઈ ને માતાને આપો તેઓ વીસ લાખ સોનામહોરો મારી કિંમત બદલ આપતા નથી, તેમ તમે મારી કિંમત બદલ લેના નથી, પુત્રીને વેચવા તથા ખરીદવાનું પાપ તમારા જેના ધર્માત્મા કેમ કરી શકે ? આ પિતા જે સોનામહોરો આપે છે તે તો મારી માતાને બક્ષિસ તરીકે આપે છે શું તમે આ પિતા દ્વારા આપવામા આવતી બક્ષિસ લઈ જઈને માતાને આપવા જેટલી તકલીફ પણ નહિ લઈ શકો ? જે બક્ષિસ માતાને આપવા માટે આ આ પિતા આપી રહ્યા છે, તે લઈ જવામા આપ કઈ રીતે ના કહી શકો છો ? માતાના અધિકારની વસ્તુનો આપ સ્વીકાર નથી કરી શકતા ”

આ પ્રમાણે રથીને કહીને, વસુમતિએ ધનાવહ શેઠને કહ્યું કે, “ પિતાજી, વીસ લાખ સોનામહોરો તેઓ એકલા કેવી રીતે લઈ જઈ શકશે ? એટલું વજન તેમનાથી કેવી રીતે ઊચકી શકાય ? આપ આ સોનામહોરો મારી માતા પાસે પહોંચાડવાનો પ્રબંધ કરી લો ” વસુમતિનું કથન સાભળીને, ધનાવહ શેઠે પોતાને ત્યાંના નોકરોને બોલાવી

તેમને વીસ લાખ સોનામહોરો આપી, અને તેમને કહ્યું કે, "આ મારા ભાઈની સાથે જઈને, તેમને ત્યાં આ સોનામહોરો પહોંચાડી આવો." આ પ્રમાણે સોનામહોરો પહોંચાડવાનો પ્રબંધ કરીને, ધનાવહ શેઠે રથીને કહ્યું કે "ભાઈ આજથી હું તથા તમે આ પુત્રીના સગપણથી ભાઈ બધા છીએ. તમે કોઈ પણ જાતનો મનમાં બીજો વિચાર ન કરશો. આ ઘર પણ તમારું જ છે." આ પ્રમાણે પ્રેમભરી વાતો કરીને, શેઠે રથીના ગળા સાથે પોતાનું ગળું જોડી વાત્સલ્ય પ્રગટ કર્યું અને પછી તેને પ્રેમ વડે સમજાવી તેના ઘર તરફ વિદાય કર્યો.

ધનાવહ શેઠની સ્ત્રીનું નામ મૂળા હતું. મૂળાનો સ્વભાવ ધનાવહ શેઠના સ્વભાવથી તદ્દન, ઉલટો હતો. આજકાલની શેઠાણીઓનો લગભગ જેવો સ્વભાવ હોય છે તેવો જ સ્વભાવ તેમનો હતો. તેને ધનાવહ શેઠ જેવા ધનવાન અને પ્રતિષ્ઠિત પુરુષની પત્ની બનવાનું સૌભાગ્ય અવશ્ય પ્રાપ્ત થયું હતું, કિંતુ તે આ પદને લાયક ન હતી. કારણકે તેના માતાપિતાનું ઘર એવું ધન-સંપત્તિથી ભરપૂર ન હતું. કોઈ જન્મ દરિદ્રીને જ્યારે સંપત્તિ મળે છે ત્યારે તેને અભિમાન આવી જ જાય છે એ જ પ્રમાણે મૂળામાં પણ મિથ્યાભિમાન ભરેલું હતું તે પોતાની સામે સૌ કોઈને તુચ્છ સમજતી હતી. પોતાને પણ જગતના બધા માણસો કરતાં વધારે બુદ્ધિશાળી, તથા અધિકારસંપન્ન માનતી હતી. એ કારણથી તે કોઈને પણ કડુ વચન કહેવામાં જરા પણ સંકોચાતી ન હતી તેમ કદી તે પોતાની ભૂલ પણ કબૂલ કરતી ન હતી. વળી નોકરોને આકરા પમાડી આપ્યા સિવાય તે બીજું કામ કરતી જ ન હતી. પોતાના નોકરો સાથે પણ તેનો વ્યવહાર સારો ન હતો. તેમની પાસેથી કામ તો કઠોરતાથી જ લેતી હતી તથા તેમને વેતન આપવા તથા તેમનું પાલનપોષણ કરવામાં હંમેશાં તે બેદરકાર જ રહેતી. એક માત્ર પણ સહનશીલતા બતાવવાનું તો તે શીખી જ ન હતી. પોતાને ત્યાં આવેલા માણસોનો સત્કાર કરી તેમને સંતોષ આપવાને બદલે તે કોઈ

ઊલટું અપમાન કરતી હતી. તે શેઠની ધર્મભાવનાનુસાર કામ કરતી ન હતી; હા, પોતાની કુટિલતાને કારણે પ્રસક્ષમાં તો તે શેઠની સાથે પતિવ્રતા સ્ત્રીની જેમ વ્યવહાર દાખવવાનો ઢોંગ અવશ્ય કરતી હતી તાત્પર્ય એ કે, મૂળાનો સ્વભાવ શેઠના સ્વભાવથી તદ્દન જ વિપરીત હતો. શેઠ જેટલા નમ્ર, સરળ, ધાર્મિક અને દયાળુ હતાં, તેટલી જ તે મૂળા કઠોર, કપટી, ઢોંગી અને નિર્દય હતી તેની મારફત શેઠને ધર્મકાર્યમા જરા પણ સહાયતા મળતી ન હતી. હા, શેઠના ધર્મકાર્યમાં અવશ્ય તે વિઘ્નભૂત બનતી હતી. પોતાના કપટવિદ્યાના બળ પર કોઈ કોઈ વાર તે શેઠને પણ એવા ખોટા રસ્તા પર લઈ જતી હતી, કે જેથી તે ધાર્મિક શેઠના હાથે પણ કેટલીક વાર ધર્મવિરુદ્ધ કાર્ય થઈ જતું હતું

વસુમતિને લઈને શેઠ પોતાની સ્ત્રી મૂળા પાસે ગયો વસુમતિ મૂળાને પ્રણામ કરીને એક બાજુ છાની માની ઊભી રહી મૂળાને શેઠ કહેવા લાગ્યો કે, " પ્રિયે, પુરુષને જે લક્ષ્મી પ્રાપ્ત થાય છે તે સ્ત્રીના ભાગ્યથી જ થાય છે નિર્ભાગી સ્ત્રીના પતિને લક્ષ્મી મળતી નથી. તુ ભાગ્યશાળી છે, તેથી આજે અને આ પુત્રીરૂપી લક્ષ્મી મળી છે આપણને સતાન નથી કદાચ સતાન હોત, તો પણ આ પુત્રી જેવું સંતાન આપણે ત્યાં હોય એવુ આપણુ પુણ્ય નથી પરન્તુ સદ્દભાગ્યે આપણને આ કન્યારત્ન પ્રાપ્ત થયુ છે. આ કન્યામા શુ ગુણ છે તથા શી શી વિશેષતાઓ છે, તે કહેવાની જરૂર નથી આ વાત થોડાક સમયમાં આપોઆપ જણાઈ આવશે માટે વધારે કાંઈ ન કહેતાં, એટલુ જ કહું છુ કે, આને આપણી પુત્રી માનવી, અને તેની સાથે પૂર્ણ ધર્મસબધ જોડવો મને વિશ્વાસ છે કે એમ કરવાથી તારુ જીવન પણ સુધરશે; અને તેની સમતિથી કામ કરતા, ઘર પણ આદર્શ બની જશે તથા ધર્મની પણ વૃદ્ધિ થશે "

વસુમતિને જોઈને, શેઠની વાતો સાભળી મૂળા વિચાર કરી રહી

કહી કે "આ કન્યા તો ઘણી જ સુંદર છે તેની આગળ તો હું તુચ્છ જ દેખાઉં છું તેણે સુંદરતામાં તો મને પરાજિત કરી દીધી તે સાથે જ પતિ તેના ગુણોની પ્રશંસા કરીને, તેની સંમતિ પ્રમાણે કામ કરવાનું કહે છે અને વળી કહે છે કે તેને લીધે તારું જીવન પણ સુધરી જશે. આ રીતે તે તો મારા માટે—મારી દેખાવડી હરીફ આવી છે તેના સૌંદર્ય પર તથા તેની અવસ્થા પર કયો પુરુષ મુગ્ધ ન બને? મારા પતિ બ્રહ્મચારી તો નથી, અને જ્યારે બ્રહ્મચારીઓ પણ સ્ત્રીઓનું સૌંદર્ય દેખીને બ્રહ્મચર્યથી પતિત થઈ જાય છે ત્યારે મારા પતિ આ છોકરી પર મુગ્ધ થાય તેમાં નવાઈ પણ શી છે? સંભવ છે કે કદાચ પતિ તેને કોઈ ખરાબ હેતુએ લાવ્યા હોય, તથા આ ઘરની માલિકિની બનાવવા ઇચ્છતા હોય. પરન્તુ પતિ અત્યારે તેને પુત્રી તરીકે સંબોધે છે માટે આ વખતે કોઈ પણ જાતનો સંશય પ્રગટ કરવો તે ઠીક નથી. થોડા સમય પછી જ્યારે મારા સંશયની સત્યતાનું કોઈ કારણ મળી જશે, ત્યારે તે સંબંધી વિચાર કરવો તથા ઉપાય કરવો ઠીક થઈ પડશે. અત્યારે તો પતિ જેમ કહે તેમ માની લેવું શ્રેયસ્કર છે. પતિ તેને લક્ષ્મી કહે છે માટે હાલમાં અવશ્ય કંઈક કારણ હોવું જોઈએ. એવી આ જાતની વાત કોઈક દિવસે ઢંકાઈ રૂપે તે જરૂર ખુલ્લી થશે જ. અત્યારે કોઈ પણ જાતનો વહેમ જાહેર કરવો ઠીક નથી, પરન્તુ જે વખતે કંઈક અનિષ્ટ દેખાશે તે જ વખતે કંઈ પણ કહેવું ઉચિત ગણાશે."

આ પ્રમાણે વિચાર કરતી મનાજી શેઠની વાત પૂરી થયા પછી કહ્યું કે "આનંદની વાત છે કે આપ આ પુત્રીને લાવ્યા. આપણે ત્યાં કદાચ આવી કન્યા હોત તોપણ તેનું ખૂબ પાલનપોષણ કરવું પડત, અને અતિશય મહેનતપૂર્વક તે આપણી મોટી થાત, પરન્તુ આ તો મોટી થઈને જ આવી છે તેથી તેનું પાલન કરવામાં કોઈ જાતની મહેનત પણ કરવી પડશે નહિ. હું આપની આજ્ઞા પ્રમાણે જ સઘળું કામ કરીશ."

પોતાના મનના ભાવોને દબાવીને, મૂળાએ ઉપર ઉપરથી શેઠની વાત મંજૂર કરી લીધી. શેઠાણીનું કથન સાંભળીને, શેઠ નિશ્ચિંત બનીને ત્યાંથી ચાલ્યા ગયા. મૂળાએ પોતાના હૃદયભાવો પ્રગટિત ન કરવા ખાતર વસુમતિનો સત્કાર કર્યો, તથા તેના ભોજન–શયનાદિની વ્યવસ્થા કરી.

વસુમતિ શેઠના ઘરમાં રહેવા લાગી ને શેઠે બનાવેલા અતિથિસત્કાર આદિ ધર્મકૃત્ય કરવાની સાથે જ, ગૃહનું કામકાજ પણ કરતી જે કુશલતાથી તે રથીને ત્યાં બધું કામ કરતી હતી, તે જ કુશલતાથી શેઠના ઘરનું કામ પણ કરતી હતી તેની કાર્ય-કુશલતાએ શેઠ તથા ઘરના નોકરચાકર તમામને મુગ્ધ કરી દીધા. તેના કાર્યનો પ્રભાવ શેઠાણી પર પણ અવશ્ય પડ્યો, પણ તે બીજા જ સ્વરૂપમાં વસુમતિની કાર્યકુશલતા તેની શંકામાં વૃદ્ધિ કરતી જતી હતી અને વસુમતિના શ્રમનો તથા તેના કૌશલ્યનો કોઈ બીજો જ આશય સમજતી હતી

એક દિવસે શેઠે વસુમતિને પૂછ્યું કે, "પુત્રી, તારું નામ શું છે?" વસુમતિએ જવાબ આપ્યો કે, "પિતાજી, હું તમારી પુત્રી છું પુત્રીનું નામ માતાપિતા જે રાખે તે જ હોઈ શકે માટે આપ મારું જે નામ રાખો તે જ મારું નામ છે" વસુમતિનો જવાબ સાંભળીને, શેઠે તેનું નામ જાણવાનો આગ્રહ ન કર્યો, પણ તેને કહ્યું કે, "પુત્રી! હું તે દિવસે વેશ્યા પરનું વાંદરાઓનું આક્રમણ, તેની દુર્દશા કરવી તથા તારી મારફત તેની રક્ષા થવી, એ વગેરેનું વૃત્તાન્ત સાંભળી ચૂક્યો હતો તે વૃત્તાંત સાંભળીને, મેં એવો નિરધાર કર્યો કે, જેવી રીતે ચંદન પોતાને કાપનાર અપકારીને પણ સુગંધ તથા શીતળતા આપે છે, તેવી જ રીતે તું પોતાના શત્રુઓને પણ સુખ આપનારી છે. તેથી આજથી હું તારું નામ ચંદનબાળા રાખું છું."

શેઠે પોતાની પત્ની આદિ સગાંવ્હાલાંને કહી દીધું કે, "આ પુત્રીને આજથી મદનમાળાના નામથી બોલાવજો." શેઠની આ વાતનો સૌએ સ્વીકાર કર્યો. સઘળા લોક વસુમતિને મદનમાળાના નામથી બોલાવવા લાગ્યા. વસુમતિનું વસુમતિ નામ કોઈને પણ માલૂમ ન હતું. રથીને ત્યાં પણ તે પુત્રી તરીકે સંબોધાતી, અને શેઠને ત્યાં પણ સઘળા માણસો તેને પુત્રી જ કહેતા હતા પરન્તુ જ્યારથી શેઠે તેનું નામ મદનમાળા રાખ્યું ત્યારથી તે મદનમાળા તરીકે ઓળખાવા લાગી. તેનું આ નામ એવું જ પ્રસિદ્ધ થયું કે આજે પણ તેનું મદનમાળા નામ જ લેવામાં આવે છે. તેનું મદનમાળા નામ તેની જિંદગી સુધી તો રહ્યું જ એટલું જ નહિ પણ તેણે સિદ્ધપદ પ્રાપ્ત કર્યું તો પણ આ નામ તો મોજૂદ જ છે.

પ્રકરણ:

[૧૪]

---

## ભોંયરામાં

**પાત્ર** વ્યક્તિ દરેક વસ્તુને પોતાની અનુકૂળતાનુસાર જ ગ્રહણ કરે છે. વસ્તુમાં ગમે તેવો ગુણ હોય, ગમે તેટલી વિશેષતા હોય તોપણ વ્યક્તિ તેને પોતાના સ્વભાવ પ્રમાણે જ ગ્રહણ કરે છે દાખલા તરીકે લૌકિક કહેવત પ્રમાણે સ્વાતિ નક્ષત્રના જળબિંદુને જુઓ, સ્વાતિનું જળબિંદુ જ્યારે છીપના મોમા પડે છે, ત્યારે તે મોતી બની જાય છે; તે જ સ્વાતિનું જળબિંદુ સાપના મોમાં પડતા વિષ બની જાય છે, કમળપત્ર પર પડતાં મોતીના જેવુ દેખાય છે અને ગરમ કડાઈ પર પડતાં તે રાખ થઈ જાય છે. જલબિંદુ તો તે જ છે, છતાં આ અંતરનું કારણ શુ છે? એ જ કે પાત્રોના રૂપ તથા સ્વભાવમા ભિન્નતા છે છીપમા મોતી બનાવવાનો સ્વભાવ છે તેથી તેમા પડેલુ બિંદુ મોતી બની જાય છે. સાપમા વિષ બનાવવાનો સ્વભાવ છે, એથી તેમા પડેલુ બિંદુ વિષ બની જાય છે કમળપત્રમા શોભા વધારવાનો

સ્વભાવ છે તેથી તે પર પડેલું જળબિંદુ મુક્તાફળની શોભા આપે છે અને ગરમ કડાઈમાં ભસ્મ કરવાનો સ્વભાવ છે તેથી તે પર પડેલું બિંદુ બળીને ભસ્મ થઈ જાય છે. તાત્પર્ય એ કે વસ્તુમાં ગમે તેટલી વિશિષ્ટતા હોય અગર તેવો ગુણ હોય, તદપિ પાત્ર તેને પોતાના રૂપ અને સ્વભાવ પ્રમાણે જ ગ્રહણ કરે છે. જો પાત્ર સારું હોય તો તે ખરાબ વસ્તુને પણ સારા રૂપમાં જ ગ્રહણ કરે છે અને જો પાત્ર ખરાબ હોય, તો તે સારી વસ્તુને પણ ખરાબ રૂપે જ ગ્રહણ કરે છે.

વસુમતિ, કે જેનું નામ ધનાવહ શેઠે ચંદનબાળા રાખ્યું હતું તે ચંદનની જેમ પોતાના અપકારીને પણ શાંતિ આપનાર હતી. જે રથી, ચંદનબાળાની માતાના નાશ માટે મુખ્ય કારણભૂત હતો, જેણે તેની માતાને કટુવચન કહ્યાં હતાં અને જે તેનું પણ સતીત્વ લૂટવા માટે તૈયાર થઈ ગયો હતો, અને એ જ હેતુ તેને જંગલમાં પણ લઈ ગયો હતો. તે રથીની સાથે પણ ચંદનબાળાએ કોઈ જાતનો વૈરભાવ ન રાખ્યો, પણ ઊલટું તેને પોતાનો પિતા માન્યો અને દરેક રીતે તેના પર ઉપકાર જ કર્યો. રથીની સ્ત્રીએ પણ ચંદનબાળા સાથે દુર્વ્યવહાર કર્યો હતો છતાં ચંદનબાળાએ તેની સાથે પણ સદ્વ્યવહાર જ કર્યો. જે વખતે રથી પોતાની સ્ત્રીને ઘરમાંથી કાઢી મૂકવા માટે તૈયાર થયો હતો, તે વખતે ચંદનબાળાએ પોતાના ઉપદેશથી રથીને સમજાવ્યો, અને રથીની સ્ત્રીની ઇચ્છા પૂરી કરવા માટે પોતે બજારમાં વેચાઈ. વેશ્યાએ પણ ચંદનબાળા સાથે કોઈ સારો વ્યવહાર રાખ્યો ન હતો. તે ચંદનબાળાને વેશ્યા બનાવવાના ઉદ્દેશથી બળાત્કારે પકડવા તૈયાર થઈ હતી તો પણ ચંદનબાળાએ પોતાના હૃદયમાં તે વેશ્યા પ્રતિ કોઈ દુર્ભાવ ન રાખ્યો, અને ઊલટું વાંદરાઓના ત્રાસથી વેશ્યાને બચાવી તેમ જ તેને વેદનામુક્ત કરી. એ રીતે જેમ ચંદન પોતાને કાપનારને પણ શીતળતા તથા સુગંધ જ આપે છે, તેમ ચંદનબાળા પણ પોતાનું [illegible]

નહોતી ઇચ્છતી, તો પછી બીજાની તો વાત જ ન્યારી છે ગૃહકાર્ય વગેરેમા પણ તેને ન તો આળસ થતી કે ન તે કોઈની સાથે કોઈ પ્રકારનો ભેદભાવ કે ઈર્ષા રાખતી આ રીતે તેનામાં સર્વ સદ્દગુણો જ અસ્તિત્વ ધરાવતા હતા. પણ જેનું હૃદય મલિન હતુ, તેને તેના સદ્દગુણો પણ દુર્ગુણ રૂપે જ ભાસતા રથીની સ્ત્રીને ચંદનબાળાનુ કામ તથા તેનો સદ્વ્યવહાર ખરાબ લાગતો, અને મૂળા શેઠાણીને પણ ચદનબાળાના કામ તથા વ્યવહારમાં દુર્ભાવનાની ગધ આવતી હતી ચદનબાળાનો કાંઈ વાક ન હતો. જો ચદનબાળામા જ કોઈ જાતની કુટેવ હોત તો રથી, રથીને ત્યાના બીજા માણસો, તથા શેઠ, અને શેઠને ત્યાંના બીજા માણસો ચંદનબાળાના કાર્ય–વ્યવહારથી પ્રસન્ન ન રહી શકત તેમના હૃદયમા પણ ચદનબાળા પ્રતિ દુર્ભાવ જ થાત, સદ્દભાવ ન થાત પરન્તુ માત્ર રથીની સ્ત્રીને અને મૂળાને જ ચંદનબાળા ખરાબ લાગી, તેનું એક માત્ર કારણ એ જ હતું કે તેઓ બંનેનું હૃદય મલિન હતું ચદનબાળા ધનાવહ શેઠને ત્યા રહેતી હતી તેને પોતાના ખાનપાનાદિની લેશપણ ચિંતા ન હતી. પણ ચિંતા રહેતી માત્ર અતિથિ–સત્કાર અને ગૃહકાર્યની જ તેનું કાર્ય તથા વ્યવહારથી શેઠ, શેઠના નોકરચાકર, શેઠના પાડોશીઓ અને શેઠને ત્યા આવતાં જતા લોકો સઘળા પ્રસન્ન હતા સઘળા ચદનબાળાની પ્રશસા કરતા. ચદનબાળા કોઈ કામ માટે બીજાને હુકમ નહોતી કરતી, પણ દરેક કામ પોતાના હાથે જ કરતી તે સઘળા માણસોના દુ ખ–દર્દમા મદદગાર થતી હતી, અને સૌની સાથે સહાનુભૂતિપૂર્ણ વ્યવહાર રાખતી હતી તેનું કોઈ કાર્ય કે વ્યવહાર એવો ન હતો કે જેથી કોઈને અસતોષ ઊપજે. તેનાથી સઘળા માણસો પ્રસન્ન હતા, પણ મૂળા તેના પ્રત્યે કોઈ પણ વખતે પ્રસન્ન રહેતી ન હતી તેને ચદનબાળા તરફથી હમેશાં અસતોષ જ રહ્યા કરતો હતો તેનું કારણ તેના હૃદયની મલિનતા હતી ચંદનબાળાને લઈને જ્યારે શેઠ આવ્યા હતા, ત્યારે મૂળાને એવો સદેહ થયો હતો

સ્વભાવ છે તેથી તે પર પડેલું જળબિંદુ મુક્તાફળની શોભા આપે છે અને ચરમ કાર્યમાં ભસ્મ કરવાનો સ્વભાવ છે તેથી તે પર પડેલું બિંદુ બળીને ભસ્મ થઈ જાય છે. તાત્પર્ય એ કે વસ્તુમાં ગમે તેટલી વિશિષ્ટતા હોય, ગમે તેવો ગુણ હોય, તદપિ પાત્ર તેને પોતાના રૂપ અને સ્વભાવ પ્રમાણે જ ગ્રહણ કરે છે. જો પાત્ર સારું હોય તો તે ખરાબ વસ્તુને પણ સારા રૂપમાં જ ગ્રહણ કરે છે અને જો પાત્ર ખરાબ હોય, તો તે સારી વસ્તુને પણ ખરાબ રૂપે જ ગ્રહણ કરે છે.

વસુમતિ, કે જેનું નામ ધનાવહ શેઠે ચંદનબાળા રાખ્યું હતું તે ચંદનની જેમ પોતાના અપકારીને પણ શાંતિ આપનાર હતી. જે રથી, ચંદનબાળાની માતાના નાશ માટે મુખ્ય કારણભૂત હતો, જેણે તેની માતાને કટુવચન કહ્યા હતા, અને જે તેની માતાનું સતીત્વ લૂંટવા માટે તૈયાર થઈ ગયો હતો, અને એ જ હેતુએ તેને જંગલમાં પણ લઈ ગયો હતો. તે રથીની સાથે પણ ચંદનબાળાએ કોઈ જાતનો વેરભાવ ન રાખ્યો, પણ ઊલટું તેને પોતાનો પિતા માન્યો અને દરેક રીતે તેના પર ઉપકાર જ કર્યો. રથીની સ્ત્રીએ પણ ચંદનબાળા સાથે દુર્વ્યવહાર કર્યો હતો, છતાં ચંદનબાળાએ તેની સાથે પણ સદ્‌વ્યવહાર જ કર્યો. જે વખતે રથી પોતાની સ્ત્રીને ઘરમાંથી ધક્કો મારવા માટે તૈયાર થયો હતો, તે વખતે ચંદનબાળાએ પોતાના ઉપદેશથી રથીને સમજાવ્યો, અને રથીની સ્ત્રીની ઇચ્છા પૂરી કરવા માટે પોતે બજારમાં વેચાઈ. વેશ્યાએ પણ ચંદનબાળા સાથે કંઈ સારો વ્યવહાર રાખ્યો ન હતો. તે ચંદનબાળાને વેશ્યા બનાવવાના ઉદ્દેશથી બળાત્કારે પકડવા તૈયાર થઈ હતી, તો પણ ચંદનબાળાએ પોતાના હૃદયમાં તે વેશ્યા પ્રતિ કોઈ દુર્ભાવ ન રાખ્યો, અને ઊલટી જઈને વાંદરાઓના ત્રાસથી વેશ્યાને બચાવી તેમ જ તેને ધર્માનુરક્ત કરી. એ રીતે જેમ ચંદન પોતાને કાપનારને પણ શીતળતા તથા સુગંધ જ આપે છે, તેમ ચંદનબાળા પણ પોતાનું ભૂંડું કરનારનું સારું જ કરતી ને ભૂંડું કરનારનું પણ ભલું

દશા બરાબર ધનાવહ શેઠને ત્યાં પણ તેની થઈ મૂળાને એક બુદ્ધિશાળી અને હમેશાં તેની પાસે રહેનારી એક દાસી હતી. ચંદનબાળા પર વિના કારણે મૂળાને ક્રોધાયમાન રહેતી જોઈને તથા ચંદનબાળાને કડવાં વેણુ સંભળાવતી જાણીને એક દિવસે તે દાસીએ મૂળાને કહ્યું કે, "હમણા હમણા આપનો સ્વભાવ કેવો બગડી ગયો છે! ચંદનબાળા તમારે ત્યાં આટલુ કામ કરે છે, સૌની ચાકરી કરે છે, છતાં પણ તમે તેના પર હમેશાં નારાજ જ રહ્યા કરો છો તથા તેને કડવાં વેણુ સંભળાવ્યા કરો છો, તેનુ શુ કારણુ છે તે મારા સમજવામાં આવતું નથી."

દાસીનું આ કથન સાંભળીને મૂળા તેને કહેવા લાગી કે, "તું તેના વખાણુ તો કરે છે પણુ તું એ જાણે છે કે તે કોણુ છે, કઈ જાતિ—કુળની છે, અહીં કેમ આવી છે, અને કયા હેતુથી પરિશ્રમપૂર્વક બધું કામ કરે છે? તમે બધા તો તેની મીઠી વાતોમાં જ અંજાઈ ગયા છો તું એ જોતી નથી કે તેની મીઠી વાતોની પાછળ શુ રહસ્ય છુપાયેલું છે. તે સુંદરી છે, યુવતી છે, છતાં પણુ તેણે પોતાના લગ્નવિષયમાં કદી કોઈ વાત કહી છે? શું તે સંસારથી પર છે કે જેથી તેને આ યુવાવસ્થામાં પણુ પુરુષની ઇચ્છા ન હોય? આ ઉપરાંત તું એ પણુ જાણે છે કે શેઠ તેના પર આટલો બધો પ્રેમ શા માટે રાખે છે? મે સાંભળ્યુ છે કે શેઠ તેને ૨૦ લાખ સોનામહોરોમાં ખરીદી લાવ્યા છે. તેનામાં એવી તે શી વિશેષતા છે કે જેથી શેઠે તેને માટે ૨૦ લાખ સોનામહોરોનું ખર્ચ કર્યું? માત્ર આ જ વિશેષતા છે કે તે સુસ્વરૂપા છે તથા યુવતી છે. મારા શૃંગારની સામગ્રીઓ માટે ખર્ચ કરવામાં તો શેઠે કદી પણુ એવી ઉદારતા બતાવી નથી, અને તેને માટે ૨૦ લાખ સોનામહોરો ખર્ચી નાખી, એનું કારણુ શુ? તુ આ બધી બાબતો પર વિચાર કર, માત્ર તેની મીઠી વાતોમાં ફસાઈને તેનો પક્ષ ન કર. હું તો માનું છુ કે શેઠ તેને આ ઘરની માલિકિની

કે રવેને પતિ તેને કોઈ બીજા હેતુએ તો ન લાવ્યા હોય. પોતાની કુટિલતાને કારણે મૂળાએ પોતાનો આ શક પ્રકટ થવા ન દીધો. પરન્તુ તેના હૃદયમાં આ શક વધુ ને વધુ મજબૂત થતો ગયો. મદનપાળાનું કાર્ય તથા તેની પ્રશંસા એ મૂળાના શકમાં વૃદ્ધિ કરતાં જતાં હતાં. તેને વિચાર થતો હતો કે આ મારા પરણેલ આટલું બધું કામ કેમ કરે છે? બધાં માણસોને પ્રસન્ન કેમ રાખે છે? પતિ તેની આટલી પ્રશંસા કેમ કરે છે? આ રીતે રવીની પ્રતિ જેમ મદનપાળા તરફનો ભય ઉત્પન્ન થયો હતો તેમ મૂળાને પણ એ ભય ઉત્પન્ન થયો કે આ મારા પતિ પર પોતાનો અધિકાર તો સ્થાપશે નહિ ને!

શક તથા ભયના કારણે મૂળા મદનપાળા પ્રત્યે ઈર્ષા કરવા લાગી. તે વાતવાતમાં મદનપાળાનું અપમાન કરતી, અને તેના કામોની પણ ખોટી રીતે સમાલોચના કરતી. કોઈ કોઈ વાર તે પોતે જ કોઈ કામ બગાડતી અને તેનો અપરાધ મદનપાળાના માથા પર નાખતી. મૂળાનો આ જાતનો દુર્વ્યવહાર પણ મદનપાળા શાંતિ પૂર્વક સહન કરતી જતી અને પોતાનો અપરાધ ન હોવા છતાં પણ પોતાનો અપરાધ માનીને ક્ષમા માગવા લાગતી, જેથી મૂળાને વધારે કંઈ બોલવાની તક જ નહોતી મળતી. તેના આ વ્યવહારથી પણ મૂળા તો અસંતુષ્ટ જ રહેતી. તે વિચારતી કે આ કેવી ધૂર્તારી છે! કેવી સહનશીલ તથા મીઠું મીઠું બોલનારી છે. એ તો આખું ઘર એમ મારીને બેઠી છે કે જેથી તે પોતાના સ્વાર્થ માટે મારી હાનિ કરે અને પછી હું તેને આજ્ઞા કંઈક કહી શકું. પણ આ તો બધુંય સહન કરે છે તથા પોતાનો અપરાધ ન હોવા છતાં પણ ક્ષમા માગવા લાગે છે ખરી રીતે તેને તો આ ઘરની અધિકારિણી બનવું લાગે છે એથી જ તે બધું આટલું કામ પણ કરે છે માણસોને ખુશ પણ રાખે છે અને મારો ક્રોધ પણ સહન કરે છે.

આ રીતે મદનપાળાની જેવી ક્ષમા રવિને ત્યાં હતી, તેવી જ

દશા બરાબર ધનાવહ શેઠને ત્યાં પણ તેની થઈ. મૂળાને એક ખુદ્ધિશાળી અને હમેશા તેની પાસે રહેનારી એક દાસી હતી. ચન્દનબાળા પર વિના કારણે મૂળાને ક્રોધાયમાન રહેતી જોઈ ને તથા ચંદનબાળાને કડવાં વેણ સંભળાવતી જાણીને એક દિવસે તે દાસીએ મૂળાને કહ્યું કે, "હમણા હમણા આપનો સ્વભાવ કેવો બગડી ગયો છે ! ચન્દનબાળા તમારે ત્યાં આટલું કામ કરે છે, સૌની ચાકરી કરે છે, છતાં પણ તમે તેના પર હમેશાં નારાજ જ રહ્યા કરો છો તથા તેને કડવા વેણ સંભળાવ્યા કરો છો, તેનુ શુ કારણ છે તે મારા સમજવામાં આવતું નથી."

દાસીનું આ કથન સાભળીને મૂળા તેને કહેવા લાગી કે, "તું તેના વખાણ તો કરે છે પણ તું એ જાણે છે કે તે કોણ છે, કઈ જાતિ—કુળની છે, અહી કેમ આવી છે, અને કયા હેતુથી પરિશ્રમપૂર્વક બધુ કામ કરે છે ? તમે બધા તો તેની મીઠી વાતોમાં જ અંજાઈ ગયા છો તું એ જોતી નથી કે તેની મીઠી વાતોની પાછળ શુ રહસ્ય છુપાયેલું છે. તે સુંદરી છે, યુવતી છે, છતાં પણ તેણે પોતાના લગ્નવિષયમા કદી કોઈ વાત કહી છે ? શું તે સંસારથી પર છે કે જેથી તેને આ યુવાવસ્થામા પણ પુરુષની ઇચ્છા ન હોય ? આ ઉપરાત તું એ પણ જાણે છે કે શેઠ તેના પર આટલો બધો પ્રેમ શા માટે રાખે છે ? મે સાંભળ્યુ છે કે શેઠ તેને ૨૦ લાખ સોનામહોરોમા ખરીદી લાવ્યા છે તેનામા એવી તે શી વિશેષતા છે કે જેથી શેઠે તેને માટે ૨૦ લાખ સોનામહોરોનું ખર્ચ કર્યું ? માત્ર આ જ વિશેષતા છે કે તે સુરનરૂપા છે તથા યુવતી છે. મારા શૃંગારની સામગ્રીઓ માટે ખર્ચ કરવામાં તો શેઠે કદી પણ એવી ઉદારતા બતાવી નથી, અને તેને માટે ૨૦ લાખ સોનામહોરો ખર્ચી નાખી, એનું કારણ શુ ? તુ આ બધી બાબતો પર વિચાર કર, માત્ર તેની મીઠી વાતોમાં ફસાઈને તેનો પક્ષ ન કર. હું તો માનું છુ કે શેઠ તેને આ ઘરની માલિકિની

બનાવવા વાસ્તે જ લાવ્યા છે અને એટલા માટે જ તે ખૂબ મહેનત પૂર્વક આ ઘરનું કામ કરે છે તથા મીઠું મીઠું બોલીને બધા માણસોને પોતાના હાથ પર કરી રહી છે હું તો, તેને આ ઘરમાંથી કાઢી મૂકું એવી તજવીજમાં છું."

મૂળાની આ વાત સાંભળીને દાસી તેને કહેવા લાગી કે તમે ચંદનબાળા સંબંધમાં જે શંકા પ્રકટ કરી, તે મારી સમજ પ્રમાણે ખોટી છે આજ સુધીમાં ચંદનબાળા તરફથી મારા જોવામાં એવી કોઈ બાબત નથી આવી કે જેથી આ જાતની શંકા કરી શકાય. જો એવી કોઈ બાબત મારા જોવામાં આવત, તો તો હું પોતે જ તમને કહેત. મારી દૃષ્ટિમાં તો ચંદનબાળા એક સતી છે પણ તમારા હૃદયમાં તેના પ્રત્યે શંકા થયો છે જેથી તમને તેના ગુણ દેખાતા નથી, પણ ગુણના બદલે અવગુણ જ દેખાય છે કોઈ કવિએ કહ્યું છે કે.—

શીતલતાગુણ ધરી ઘટી ન મહિમા મૂર.
પીનસવાળેને તજ્યો, સોંધા જાનિ કપૂર.

"એ પ્રમાણે તમારામાં પણ તેના પ્રત્યે સંદેહનો રોગ પેસી ગયો છે એથી તમે તેના ગુણોને પણ અવગુણ માની રહ્યા છો. પરન્તુ ખરી રીતે તેના ગુણ અવગુણ નથી બની શકતા. તેના ગુણ તો ગુણ જ રહેશે. હા, તમે તેની ઈર્ષા કરીને મહાન પાપ તો જરૂર ઉપાર્જન કરી રહ્યા છો. માટે તમે તેના પ્રત્યે વહેમ ન રાખશો, તેની ઈર્ષા કરવાનું છોડી દ્યો, અને તેની સાથે સહૃદયતાનો વ્યવહાર કરો. તે સતી પર ખોટું કલંક મૂકીને પાપમાં ન પડો."

દાસીનું આ કથન સાંભળીને મૂળા તેને ધમકાવતી કહેવા લાગી કે "આખરે તો તું દાસી જ છે ને ! દાસીમાં જો વધારે બુદ્ધિ હોય તો તે દાસી જ કેમ રહે !"

મૂળાને અપમાનિત થયેલી જોઈને, બિચારી દાસી ત્યાંથી છાની-માની ચાલી ગઈ. મૂળા, ચંદનબાળા સાથે વધારે ને વધારે કઠોર

દુર્વ્યવહાર દાખવતી રહી એ દરમિયાન એક બીજી ઘટના બની ગઈ

એક દિવસે ચંદનબાળા સ્નાન કરીને પોતાના માથાના કેશ સૂકવી રહી હતી, તે જ વખતે ધનાવહ શેઠ બહારથી આવ્યા ચંદનબાળાને કેશ સૂકવતી જોઈને, શેઠે તેને કહ્યું કે, "પુત્રી જણાય છે કે તેં સ્નાન કર્યું છે જો થોડું ગરમ પાણી વધ્યું હોય તો મને આપ, કે જેથી હું પણ મારા પગ ધોઈ લઉં." શેઠનું આ કથન સાંભળીને, ચંદનબાળાએ પોતાના વાળ વ્યવસ્થિત કરવાનું બંધ રાખ્યું. તે ગઈ અને એક વાસણમાં પાણી તથા તે સાથે બેસવા માટે પાટલો તેમ જ પગ ધોવા માટેનું વાસણ લઈ આવી. તેણે શેઠને કહ્યું કે, "પિતાજી, તમે આ પાટલા પર બેસીને આ વાસણમાં પગ રાખો, હું તમારા પગ ધોઈ આપું છું" ચંદનબાળાના આ કથનના જવાબમાં શેઠ બોલ્યા કે, "પુત્રી, શું હું તારી પાસે મારા પગ ધોવડાવું? તારા જેવી સતી પાસે આ નીચ કાર્ય કરાવીને, હું મારા પોતાના પર પાપનો ભાર ચઢાવું? તું મારી પુત્રી છે પુત્રી પાસે પિતાએ પગ ધોવડાવવા ઇષ્ટ નથી. પગ ધોવા તે હલકું કામ ગણાય છે જે મંગળમયીએ વેશ્યાને પણ સુધારી દીધી, અને મારા આ ઘરને સ્વર્ગસમાન બનાવી દીધું, તે તું મારા પગ ધોવે તે કઈ રીતે ઉચિત ગણાય! વળી તારી પાસે પગ ધોવડાવવા, એ મારે માટે પણ ઉચિત નથી તેં પાણી વગેરે લાવી આપ્યું તે ઘણું જ છે હું પોતે જ મારા પગ ધોઈ લઈશ, તું તો તારા વાળની વ્યવસ્થા કર"

શેઠનું કથન સાંભળીને, વસુમતી બોલી કે, "પિતાજી, આપ પુત્ર-પુત્રીમાં ભેદ કરવાનું તથા સેવાકાર્યને હલકું બતાવવાનું પાપ કેમ કરો છો? એવું ન કરો હું પૂછું છું કે શું પુત્રી સંતાન નથી? પુત્ર જ સંતાન છે? જો બન્નેય સંતાન છે તો પછી પિતાજી, સેવા કરવામાં બન્નેનો અધિકાર સરખો કેમ ન હોય! પિતાના ચરણોની સેવા કરવાનો અધિકાર પુત્રને હોય અને પુત્રી તેથી વંચિત રહે એ શું

ઉચિત છે ? પુત્રને આ પ્રકારનો સુયોગ આપવામાં આવે અને પુત્રીને ન આપવામાં આવે એ શું અન્યાય નથી ? માતાપિતાને માટે, પુત્ર તથા પુત્રી બન્નેય સમાન છે. માટે પુત્રીને ચરણસેવાથી વંચિત ન રાખવી જોઈએ. એટલા માટે તમે એમ ન કહો કે હું પુત્રી પાસે પગ કેમ ધોવડાવું !

"પિતાજી તમે કહ્યું છે કે હું તારી પાસે પગ ધોવડાવીને પોતાના પર ભાર કેમ ચઢાવું. હું જાણવા માગું છું કે હું પગ ધોઉં તેથી તમારા પર ભાર શાથી ચઢશે ? શું તમે મને માત્ર એટલી જ પુત્રી કહો છો, હૃદયથી પુત્રી નથી માનતા ? અને જો માનો છો, તો હું પગ ધોઉં તેથી તમારા પર ભાર ચઢવાનું શું કારણ છે ? સંતાન પિતાની જે સેવા કરે તેનો ભાર પિતા પર કેવી રીતે ચઢે ? સંતાન પર માતાપિતાનું જે ઋણ છે તે ઋણ માતાપિતાના જન્મભર પગ ધોવાથી પણ વળી શકતું નથી, તો હું પગ ધોઉં તેથી તમારા પર ભાર કેવી રીતે ચઢે છે ? પિતાજી હું તમારી પુત્રી છું અને તમે મારા પિતા છો, માટે ભેદભાવવાળી કોઈ વાત કહીને મને તમારી સેવા કરતાં ન રોકો.

"એક બીજી વાત છે તમે પગ ધોવાના કાર્યને હલકું માનીને મને તેમ કરતાં રોકો છો અને તેની સાથે જ મને સતી તથા મહાસતી પણ કહેતા જાઓ છો. એ બન્ને બાબતો એક બીજાનો વિરોધ કરે છે. કોઈ પણ સેવાકાર્ય સંબંધમાં, સારા નરસાનો અથવા નીચ ઊંચનો ભેદ કરવો એ સેવાધર્મને ન સમજી શકવા જેવું છે. સેવા કરનારાઓ પાસે આ જાતનો ભેદ હોવો જ ન જોઈએ. સંસારમાં સેવક તથા સેવ્યની વચ્ચે જે વિષમતા દેખાય છે તેનું કારણ કાર્યમાં ભેદભાવ હોવો તે જ છે. આ કામ ઊંચું છે અને આ નીચું છે તથા આ ઊંચું કામ કરે છે અને આ નીચું કામ કરે છે એ ભેદભાવ જ સંસારમાં વિષમતા ફેલાવે છે. ખરી રીતે, કોઈ સેવાકાર્ય

નીચું નથી. માટે તમે પગ ધોવાના કામને હલકું ન કહો. આ ઉપરાંત આપના ચરણોનું કેવું મહત્ત્વ છે, તે હું જ જાણું છું. આ ચરણોના પ્રતાપે જ મને આ ઘરમાં આશ્રય મળ્યો છે. જો આ ચરણ ન હોત, તો મને આવું ધાર્મિકતાપૂર્ણ ગૃહ કેમ મળત ? એ માટે પણ તમે મને પગ ધોતા ન રોકો."

આ પ્રમાણે ચદનબાળાએ શેઠને નિરુત્તર કરી દીધા શેઠ વધુ કાંઈ બોલી શકયા નહિ. તેમણે એ જ કહ્યું કે, " પુત્રી, જેમ તને સુખ ઊપજે તેમ કર." એમ કહીને શેઠ ચદનબાળાએ લાવેલ પાટલા પર બેસી ગયા. ચદનબાળાએ શેઠની સામે પગ ધોવાનું વાસણ મૂકી દીધું અને કહ્યું કે, " પિતાજી, તમે તમારા બન્ને પગ આ વાસણમાં મૂકી દો " શેઠે પોતાના પગ તે વાસણમાં મૂકયા, અને ચદનબાળા તે પર પાણી નાખીને, તે ચોળીને ધોવા લાગી. તે વખતે તેઓ બન્નેના હૃદયમા જે પવિત્ર પ્રેમ ઊભરાઈ રહ્યો હતો, તેનું વર્ણન થઈ શકતુ નથી ચદનબાળા તો એવા વિચારથી પ્રસન્ન થઈ રહી હતી કે, આટલા દિવસો પછી આજે અનાયાસે જ મને પિતાના ચરણોની સેવા કરવાનો સુયોગ મળ્યો છે, અને શેઠ એવા વિચારથી પ્રસન્ન હતા કે, મને સદ્ભાગ્યથી જ આ પુત્રી મળી છે. આ પ્રમાણે બન્નેય પોત પોતાના વિચારોમાં મગ્ન તેમ જ પ્રસન્ન હતાં.

ચદનબાળા શેઠના પગ ધોતી હતી, એથી તેનુ શરીર હાલતું હતું. શરીર હાલવાથી તેનાં છૂટેલા લાંબા અને સુંદર કેશ તેના મો પર આવી ગયા. શેઠે વિચાર્યું કે આ પગ ધોઈ રહી છે, અને તેના વાળ મોં પર ખસી આવ્યા છે, જેથી તેને કષ્ટ થતું હશે એવો વિચાર કરી શેઠે શુદ્ધ સ્નેહવશ પોતાના હાથે તેના વાળ સમેટીને ઉપરના ભાગમા વ્યવસ્થિત કરી દીધા

આ બધુ મૂળા જોઈ રહી હતી શેઠને ચંદનબાળાના વાળ ઉપર મૂકતા જોઈને તેનું હૃદય બળી ગયુ તે વિચારવા લાગી કે, " હું જે કાંઈ ધારતી હતી તે બરાબર જ છે આજે તો તેમનો

સંબંધ પ્રત્યક્ષ જ જોયો. જ્યારે મારા દેખતાં પતિએ તેના મોં પર હાથ ફેરવ્યો, તો પછી હવે બાકી શું રહ્યું ! મારી ગેરહાજરીમાં શું શું નહિ બનતું હોય ! અને આજે તેઓનો જે સંબંધ બન્યો છે તે થોડાક દિવસો પછી એવી જ રીતે ખુલ્લો થશે કે જે રીતે આજે પ્રત્યક્ષમાં તેના પર તેઓએ હાથ ફેરવ્યો છે અત્યારે તો એ બંને મારાથી છુપાઈને સંજોગ પામે છે પણ થોડાક દિવસો પછી, જ્યારે મારા તરફથી કોઈ જાતનો સંકોચ રહેશે નહિ ત્યારે શું શું નહિ બને ! પછી તો બધું ખુલ્લે ખુલ્લું જ થવા માંડશે, અને જો હું કોઈ જાતનો વિરોધ કરીશ, તો આ ઘરમાં રહેવું મારા માટે મુશ્કેલ થઈ પડશે. તે ઘરનું બધું કામ તો કરે જ છે નોકરચાકર વગેરે તમામને તેણે પોતાના આધીન બનાવી લીધા છે પ્રત્યેક નાનાં મોટાં કામમાં તેને પૂછવામાં આવે છે મને તો કોઈ પૂછતું જ નથી. આવી સ્થિતિમાં, આ ઘરમાં મારી જરૂરત જ ક્યાં રહી ! અને જો હું આ બંનેના સંબંધનો વિરોધ કરવા માંડીશ, તો મને આ ઘરમાં કેમ રહેવા દેશે ! આ મારી ખરેખરી શોક્ય છે મારા સુખ સૌભાગ્યમાં કંટાળ છે જો હું અત્યારે જ આ વૃદ્ધિ પામતું વૃક્ષ ઉખાડીને નહિ ફેંકી દઉં તો પછી તેને ઉખાડવું, એ મારી શક્તિમાં રહેશે નહિ."

શેઠ અને ચંદનબાળામાં પિતા પુત્રીમાં જે પ્રેમ સંબંધ હોય છે તે જ પવિત્ર પ્રેમ સંબંધ હતો. પણ મૂળાનું હૃદય મલિન હોવાના કારણે તેણે તે પ્રેમને બીજું જ રૂપ આપ્યું. તે, તે બંનેના પવિત્ર પ્રેમને પણ અપવિત્ર પ્રેમ માની રહી હતી, અને એમ વિચારી રહી હતી કે ચંદનબાળાને હવે આ ઘરમાંથી કેવી રીતે કાઢી મૂકું ! શેઠ તથા ચંદનબાળાના હૃદયમાં આ સંબંધીની કલ્પના પણ ન હતી કે મૂળા અમારા સંબંધી ખોટા વિચારો કરતી હશે. આ કારણથી, શેઠ તો એ જ રીતે બેસીને ચંદનબાળા પાસે પગ ધોવડાવતા રહ્યા, અને ચંદનબાળા ધોતી રહી. પગ ધોવડાવીને શેઠ પોતાના કામ પર

ચાલ્યા ગયા તથા, ચંદનબાળા પોતાના કેશ સૂકવવા તેમ જ તેની વ્યવસ્થા કરવા લાગી.

ચદનબાળા સબંધમાં મૂળા વિચારવા લાગી કે, " જો હું કોઈ ઉપાયથી તેને ઘરની બહાર કાઢી મૂકીશ, તો એમ કરવાથી કોઈ જાતનો લાભ થશે નહિ. પતિ તેને બીજા મકાનમા રાખશે, કે જ્યા તેઓ બંનેને વધારે સગવડ મળી જશે. અહીં તો મારે લીધે તેઓને દબાવુ પડે છે, એથી તેઓ પોતાનો સબંધ ગુપ્ત રાખે છે, પણ બીજા મકાનમા મારુ દબાણ પણ નહિ રહે માટે કોઈ એવો ઉપાય કરવો જોઈએ કે જેથી, હંમેશને માટે તેનું અસ્તિત્વ નાબૂદ થાય, અને માર્ગમાંનો કાંટો દૂર થઈ જાય, તથા મારા સબંધી કોઈ શંકા પણ ન કરે આ માટે મારે શો ઉપાય કરવો ? જો શસ્ત્રપ્રયોગ કરું તો એમ કરવામા ભેદ ખૂલવાનો ભય છે જો વિષપ્રયોગ કરુ તો એમ કરવામાં પણ ઘણી મુશ્કેલીઓ છે ઘરમા દાસ-દાસીઓ પણ રહે છે અને શેઠ પણ રહે છે. એ બધાં રહેતાં હોય ત્યા હું આ પ્રમાણે પણ ન કરી શકું. આ માટે મારે કયો ઉપાય કરવો જોઈએ ? "

આ પ્રમાણે મૂળા વિચાર્યા કરતી અને ચંદનબાળાની સાથે પહેલાં કરતાં પણ વધારે કઠોર વ્યવહાર કરતી પરન્તુ ધારિણીના ઉપદેશને ધ્યાનમા રાખી ચદનબાળા સઘળુ સહન કરી લેતી મૂળાના કઠોર વ્યવહાર સામે તે શબ્દ સરખોયે ન બોલતી, પણ માત્ર નમ્રતાપૂર્વક પોતાનો ગુનો માનીને મૂળાની ક્ષમા માગતી, તથા મૂળા જે કામ ખરાબ થયુ કહેતી, તે કામ તે ફરીથી કરી નાખતી આ પ્રમાણે થોડાક દિવસો સુધી ચાલ્યુ

એક દિવસ શેઠ ત્રણચાર દિવસને માટે બહારગામ ગયા મૂળાએ શેઠની આ ગેરહાજરીનો લાભ લઈ, પોતે માની લીધેલ ચદનબાળા રૂપ વિષવૃક્ષને ઉખાડવાનો નિશ્ચય કર્યો

અને પિતાએ જે ચંદના નામે આપ્યું છે તે જ મારું નામ છે. તમને મારી બાબતમાં નકામી શંકા થઈ રહી છે. પોતાની પુત્રી સંબંધમાં આ પ્રકારની શંકા તો ન હોવી જોઈએ."

ચંદનબાળાનો આ જવાબ સાંભળીને મૂળા વધારે કડક બની કહેવા લાગી કે, "મોટી દીકરી થવા આવી છે તે ! મે બધુયે જોયુ છે. પાપિણી સ્ત્રીઓ પાપ પણ કરે છે અને જે પુરુષના સમાગમથી પાપ કરે છે તેને પિતા, ભાઈ વગેરે પણ કહે છે એ જ પ્રમાણે પાપી પુરુષ પણ ઉપરથી ધર્માત્મા બનીને, પુત્રી, બહેન વગેરે કહે છે અને જેને પુત્રી, બહેન વગેરે કહે છે તેની જ સાથે દુરાચાર પણ સેવે છે આ જ વાત તારા માટે પણ છે પિતા માતા કહેતી જાય છે અને મો પર હાથ પણ ફેરવાવતી જાય છે ? બતાવ, પગ ધોવડાવતી વખતે શેઠે તારા મો પર હાથ ફેરવ્યો હતો કે નહિ ? અને જો ફેરવ્યો હતો તો શા માટે ? "

ચંદનબાળાએ કહ્યું કે, " માતા, પિતાજીએ મારા મોં પર હાથ તો નહોતો ફેરવ્યો ! હું પગ ધોતી હતી, એથી મારુ શરીર હાલતું હતુ અને મારા મોં પર માથાના વાળા ખસી આવ્યા હતા મને કષ્ટ થતું હશે એમ ધારીને પિતાએ કરુણાપૂર્વક મારા મો પર ખસી ખસી આવેલા વાળ જરૂર ઊંચા કર્યા હતા પિતાનું આ કાર્ય અનુચિત તો ન હતું જો સંતાન કષ્ટમા હોય, તો તેને કષ્ટમુક્ત કરવાનું પિતાનું કર્તવ્ય જ છે. શું તમે આ નાની શી બાબત પર શંકા કરો છો ? તમે કોઈ જાતનો સંદેહ ન રાખશો, અને જો તમારી ઇચ્છા હોય તો વિશ્વાસને માટે મારી પરીક્ષા કરીને જોઈ લ્યો કે હુ તમારી સાચી પુત્રી છુ કે નહિ ? હું તમારી સાચી પુત્રી છુ, એટલા માટે તમે મારી જે રીતે પરીક્ષા લેશો તે જ રીતે પરીક્ષા આપીને તમને વિશ્વાસ કરાવી દઈશ ! "

જો કે ચંદનબાળાનું કથન સર્વથા સત્ય હતું, તદપિ મૂળા પર તેનો જોઈએ તેવો પ્રભાવ પડ્યો નહિ તેના હૃદયમા ચંદન-

ભાભા પ્રત્યે જે પ્રેમ હતો, તે કારણે તથા ક્રોધને કારણે તે પોતાના વિચારથી વિરુદ્ધ વાત તરફ ધ્યાન જ નહોતી આપતી. મદનમાળાનો જવાબ સાંભળીને, તે મદનમાળાને કહેવા લાગી કે " હા, પિતા જેવી રીતે પુત્રોના કેશ સમારે છે તેવી રીતે પતિએ પણ તારા કેશ સમારેલા છે! મોટી પુત્રી થઈ છે તે! કુમારીને શરમ પણ નથી આવતી! બીજા પુરુષ પાસે પોતાના કેશ સમારાવવા અનુચિત સંબંધ રાખવો અને ઉપરથી કહેવું કે પિતાની જેમ સમારેલા હતા, હવે મારી પરીક્ષા લ્યો. વારુ, તું પરીક્ષા આપતી હોય તો હું પણ તારી પરીક્ષા લઉં છું! જોઉં છું કે તું કઈ રીતે પરીક્ષા આપે છે!"

એમ કહીને મૃણા તરત જ કાતર લઈ આવી. હાથમાં કાતર રાખીને મૃણા મદનમાળા પ્રત્યે કહેવા લાગી કે " ઠીક એથી તારા જે વાળને મારા પતિનો હાથ અડકેલો છે તારા જે વાળ મારા પતિએ સમારેલા છે તે જ વાળને હું સૌથી પહેલાં કાપી નાખું છું તારા માથા પર વાળ રહેવા જ ન દઉં!"

મૃણાની આજ્ઞા માનીને મદનમાળા પ્રસન્નતાપૂર્વક તેની સામે બેસી ગઈ તેણે મૃણાને કહ્યું કે માતા તમે જેમ ધારો તે રીતે મારી પરીક્ષા લઈ શકો છો." મદનમાળાનું કથન સાંભળીને, મૃણાને વિચાર થયો કે મારું અનુમાન હતું કે વાળ કાપવાની વાત સાંભળીને તેને દુઃખ થશે, પણ આ તો બિલકુલ બેપરવાહ છે આ પ્રમાણે વિચારતી મૃણા તે મદનમાળાના લાંબા કાળાભમર તથા કોમળ કેશો કાતરથી કાપવા લાગી

સ્ત્રીઓને વાળ ખૂબ જ પ્રિય હોય છે તેઓ વાળને સૌંદર્યનું એક અંગ માને છે જેના વાળ જેટલા વધારે લાંબા, સુંદર અને કોમળ હોય છે તે સ્ત્રી તેટલી જ સુંદરતા મનાય છે કોઈનું કુંતલ જેવું પણ નામ છે એટલા માટે જેના સુંદર વાળ હોય છે તેને સુકુન્તલા (સુંદર વાળવાળી) પણ કહેવામાં આવે છે સ્ત્રીઓ પોતાના

વાળને અતિ પ્રેમથી ઓળે છે. ને તેમના કેશ ઓળવાના કામમા કોઈ જાતનું વિઘ્ન આવી પડે છે તો તેઓને ઘણુ જ ખોટુ લાગે છે. તેઓ પોતાના વાળનું અપમાન સહન કરી શકતી નથી કૌરવો સાથે સંધિ કરવા માટે જતાં શ્રીકૃષ્ણને દ્રૌપદીએ બીજી અનેક વાતો કરતાની સાથે એમ પણ કહ્યું હતું કે દુષ્ટ દુઃશાસને મારાં આ વાળનું અપમાન કર્યું હતું, એ વાત તમે સંધિ કરતી વખતે ભૂલી ન જતા. આ પ્રમાણે સ્ત્રીઓને માટે વાળનું અપમાન અસહ્ય હોય છે, પરન્તુ ચંદનબાળા પોતાના સુંદર કેશો કપાતી વખતે પણ પ્રસન્ન રહી. તે વિચારતી હતી કે આ કેશો કાપવાથી માતાને ખુશાલી છે તો પછી હું શા માટે દુખ કરુ ? જે વાતથી માતાને પ્રસન્નતા હોય, તેમાં મારે પણ પ્રસન્નતા જ અનુભવવી જોઈએ માતા મારા પર ક્રોધાયમાન છે, તો પણ તે કરુણાળુ છે, એથી જ તે માત્ર કેશ કાપીને જ મારી પરીક્ષા લઈ રહી છે, નહિ તો તે બીજી કઠણ પરીક્ષા પણ લઈ શકતી હતી.

મૂળાએ કાતરથી ચંદનબાળાના સુંદર કેશો કાપી નાખ્યા. કેશો કાપીને તે ચંદનબાળાના મુખ તરફ જોઈને કહેવા લાગી કે " લે, હવે તારા મોં પર વાળ નહિ આવે, તેમ હવે મારા પતિ તે વાળ ઓળશે પણ નહિ " મૂળાએ ચંદનબાળા તરફ એવા અનુમાનથી જોયુ હતું કે વાળ કાપવાથી તેને દુખ થશે અને તે ગભરાશે, પણ મૂળાએ વાળ કપાવા છતાં પણ તેને પ્રસન્ન જ દેખી, તેથી તેને આશ્ચર્ય પણ થયુ અને ક્રોધ પણ થયો ચંદનબાળાએ મૂળાની વાતના ઉત્તરમા પણ એ જ કહ્યું કે, " માતા, તમારી મારા પર મોટી મહેરબાની છે તેથી તમે માત્ર મારાં વાળ જ કાપીને મારી પરીક્ષા લીધી છે અને વાળ પણ એવી રીતે કાપ્યા છે કે જેથી મને જરા પણ કષ્ટ ન થવા દીધુ વાળ કાપવાથી મને કોઈ જાતનું દુખ પણ થયું નથી તેમ મને કોઈ જાતની હાનિ પણ થઈ નથી, તથાપિ તમારો સંદેહ મટી ગયો [illegible]

મદનમાળાનું આ કથન સાંભળીને મુગ્ધા કહેવા લાગી કે, " આવી રીતે વાગ્ બાણ મારવાથી તને કાંઈ નુકસાન થયું નથી ! વાગ્ બાણથી પણ ભાગી જઈએ. અને તારા જેવી કુલટાના માથા પર વાગ્ બાણ હોય કે ન હોય, એ મને બરાબર છે. જેને કપાળથી કોઈ ભારી આને દુઃખ થાય છે તને દુઃખ શાનું હોય ! પરન્તુ વાગ્ બાણ માત્રથી જ મને સંતોષ નહિ થાય. તું એમ ન સમજતી કે વાગ્ બાણ મારવાથી બસ પરીક્ષા થઈ ગઈ. હું તારા હાથમાં હાથકડી, અને તારા પગમાં બેડી પાડીશ. તે પછી બીજું શું કરીશ, તે હું તને પછી કહીશ.

મુગ્ધાની હાથકડી ને બેડી નાખવાની વાત સાંભળીને પણ મદનમાળા ન ગભરાઈ. તેણે જવાબમાં કહ્યું કે " માતા, તમને જે પ્રકારે કરવાથી પ્રસન્નતા ઉપજે તે પ્રકારે જ કરો. તમને જેમાં પ્રસન્નતા તેમાં મને પણ પ્રસન્નતા જ છે '

" હા, તને તો પ્રસન્નતા જ થશે. એમ કહેતી થકી મુગ્ધા, જઈને હાથકડી-બેડી નાખવા માટે જંજીર તથા તાળું લઈ આવી, તેણે જંજીરથી મદનમાળાના બંને હાથ અને બંને પગ બાંધીને, તે જંજીર (બેડી)માં તાળું લગાવી દીધું. એમ કરીને મુગ્ધા બોલી કે " હવે તારા શરીર પર આ કપડાં શું કામના ! એમ કહીને મુગ્ધાએ મદનમાળાના શરીર પરનાં કપડાં ખેંચી લીધાં અને તેને એક જૂનાં મેલાં કપડાની લંગોટી કરી દીધી. આ વખતે પણ મદનમાળા પ્રસન્ન વદની જ રહી અને વિચારવા લાગી કે માતાની મારા પર પૂર્ણ કૃપા છે એથી તેણે હાથ પગ કાપી નાખવાને બદલે તેમાં હાથકડી-બેડી જ નાખી છે તથા તદ્દન નગ્ન ન બનાવતાં લંગોટી લગાવી દીધી છે

હાથકડી-બેડી નાખીને તથા કાછડી નાખીને મુગ્ધાએ વિચાર્યું કે હવે તેને અહીંયાં બહાર રાખવી ઠીક નથી. બંધ કમાડ કે ક્યાં સુધી રાખી શકાય ? અને ખુલ્લાં કમાડ રાખવાથી આવતા-જતાં લોકો તેને આ દશામાં જોઈશે, માટે નિંદા તથા તેને સાથ

કરશે. માટે તેને ભોંયરામા ( તલઘર યા ભૂમિગૃહ ) પૂરી દેવી ઠીક છે જૂનાં મોટાં મકાનોમા પ્રાય ભોયરાં રાખવામાં આવતા હતાં. આજે પણ જૂનાં મકાનોમા ભોંયરા જોવામા આવે છે. ધનાવહ શેઠના ઘરમા પણ એક મોટુ ભોયરુ હતુ તે ભોયરુ ઘણા દિવસોથી સાફ નહોતુ થયુ, અને ભોયરામાં પ્રાય અંધારું તો રહે જ. મૂળા ચંદનબાળાને ઘસડીને તે જ ભોયરા પાસે લઈ ગઈ. પછી ભોંયરાનુ કમાડ ઉઘાડીને, તેણે ચદનબાળાને ભોયરામા નાખી દીધી, અને પછી કમાડ બંધ કરી દીધુ.

ચંદનબાળાને ભોયરામા પૂરીને મૂળા એવા વિચારથી પ્રસન્ન થઈ કે આજે હું મારી શોક્ય બનનાર, મારુ સુખ સૌભાગ્ય ઝૂંટવી લેનાર, અને આ ઘરની માલિક બનવાની ઇચ્છા રાખનારને પૂરેપૂરી રીતે શિક્ષા આપી શકી છુ. હવે તો તે એ જ ભોયરામા પડી પડી મરી જશે, અને એ રીતે મારો માર્ગ સાફ થઈ જશે આ પ્રકારના વિચારોમાં પ્રસન્ન થતી એને તરત જ એ ધ્યાનમા આવ્યુ કે મે તેને ભોયરામા તો નાખી દીધી છે, પણ મારે ત્યા આવનારા માણસો તેના સંબધમા એમ પૂછશે કે, 'ચદનબાળા ક્યાં ?' તો હું તેઓને શો જવાબ આપીશ, અને ઘર ઉઘાડું રહેવાથી લોકો આવશે જશે તો ખરા જ! જે દાસદાસીઓને મે અહીંથી બહાર મોકલી દીધા છે તેઓ પણ આવશે તો ખરા જ, તેમ જ જેઓને આ ઘરેથી મદદ મળે છે તે લોકો પણ આવશે હું કોને કોને શું શું કહીશ? એટલા માટે બહેતર છે કે હું જ ઘરમાથી જતી રહું હુ પણ અહીંયાં ન રહું, ઘર પણ ખુલ્લું ન રહે, તેથી કોઈ અહીંયાં આવે જાય પણ નહિ અને આ તરફનો કોઈ જાતનો ભય પણ ન રહે!

જે વ્યક્તિ પાપ કરે છે, તેને ભય પણ રહે છે. તે પ્રમાણે મૂળાને પણ ભય લાગ્યો. કોઈ મારાં આ કૃત્યો જાણી ન જાય, એ ભયથી મૂળા ઘરનું દ્વાર બંધ કરીને અને દ્વાર પર તાળું લગાવીને, કૌશાંબીમાં રહેતા પોતાના પિતાને ત્યાં ચાલી ગઈ.

## પ્રકરણ

## [ ૧૫ ]

---

## અભિગ્રહ

અમુક રીતે મને ભોજન મળે અમુક ચીજ ખાવા લેવાઈ આવે અમુક ચીજ મને મળે અમુક કાર્ય થઈ જાય અથવા અમુકના હાથથી મને ભોજન મળે તો જ હું ભોજન લઉં અથવા એમ ન બને તો દિવસો સુધી અથવા કદી પણ ભોજન નહિ કરું, અગર અમુક કામ નહિ કરું વગેરે પ્રકારથી કરવામાં આવેલી ગુપ્ત પ્રતિજ્ઞાનું નામ અભિગ્રહ છે જે પ્રતિજ્ઞા ગુપ્ત રીતે કરવામાં આવે છે પોતાના ગુરુ આદિ માન્ય પુરુષો અથવા ખાસ વ્યક્તિ સિવાય બીજા કોઈને જે પ્રતિજ્ઞાની ખબર પડવા દેવામાં આવતી નથી, અને જે ગુપ્ત પ્રતિજ્ઞા પૂર્ણ થયા પછી જ ભોજન અથવા બીજું કામ કરવામાં આવે છે પૂર્ણ ન થાય ત્યાં સુધી હંમેશને માટે અથવા ચોક્કસ સમયને માટે ભોજન કિંવા પ્રતિજ્ઞાનો આધાર રાખનાર કાર્ય નથી કરવામાં આવતું તે પ્રતિજ્ઞાનું નામ અભિગ્રહ છે પહેલાના મહાત્મા પુરુષો અનેક

જાતના અભિગ્રહ કરતા હતા, અને આજે પણ કોઈ કોઈ મહાત્મા અભિગ્રહ કરે છે એ જુદી વાત છે કે, સમયની દુર્દશા લીધે આજકાલ અનુચિત, બીજા પર દબાણ કરનારી અથવા પ્રગટમા કરેલી પ્રતિજ્ઞાને પણ અભિગ્રહ કહેવામા આવે છે, પણ ખરી રીતે તો એ જ પ્રતિજ્ઞાને અભિગ્રહ કહી શકાય કે જે પ્રગટપણે ન કરવામા આવે. જેનાથી કોઈ પર કોઈ જાતનું દબાણ કરવામા ન આવે અને જે અનુચિત પણ ન હોય.

જૈન શાસ્ત્રોમાં તો અભિગ્રહના અનેક પ્રમાણ મળે છે જ, પરન્તુ બૌદ્ધ સાહિત્યમા પણ અભિગ્રહ કર્યાની વાતો મળી આવે છે જેમકે એક બૌદ્ધગ્રન્થમા બુદ્ધના અભિગ્રહની વાત આવેલી છે તેમા કહેવામા આવ્યુ છે કે, બુદ્ધને આત્મજ્ઞાન થયુ. બુદ્ધે આત્મજ્ઞાન થયાની વાત પોતાના શિષ્ય અનાથપિંડને કરી અનાથપિંડે બુદ્ધને પ્રાર્થના કરી કે, 'આપને જે આત્મજ્ઞાન થયુ છે તે આપ સંસારના મનુષ્યોને સંભળાવો તો સંસારી જનનું પરમ કલ્યાણ થાય.' બુદ્ધે ઉત્તર આપ્યો કે, 'એ તો ઠીક છે, પણ સંસારીજનો આ જ્ઞાનને લાયક છે કે નહિ એ વાતને જાણ્યા પહેલા હુ આ ઉચ્ચ જ્ઞાન કોઈ ને સંભળાવી શકુ નહિ. સંસારના લોકો આ જ્ઞાન સાંભળવાના અધિકારી ત્યારે જ માની શકાય કે જ્યારે તેમનામા ત્યાગની ભાવના વિદ્યમાન હોય અને તેની પરીક્ષાને માટે કોઈ પોતાનું સર્વસ્વ દાનમા આપી દે જો એક પણ વ્યક્તિ સર્વસ્વનું દાન આપનાર નીકળી આવે તો તો હુ એમ સમજુ કે સંસારી જનોમા ત્યાગ પણ છે, અને દાન આપવાની ભાવના પણ છે, એટલે એ રીતે હું મને પ્રાપ્ત થયેલુ અધ્યાત્મ જ્ઞાન સંસારના લોકોને અવશ્ય સંભળાવીશ, નહિ તો આ જ્ઞાન મારા પોતાનામાં જ રાખીને મરી જવું તે વધારે સારુ છે, પણ અપાત્ર જનોને સંભળાવવુ સારુ નથી.'

બુદ્ધનું કથન સાંભળીને, અનાથપિંડે જવાબ આપ્યો કે, 'હે ભગ-

વાન્, સંસારમાં સર્વસ્વનું દાન કરનારા લોકોની શું ખોટ હોય છે? આપને માટે પોતાના સર્વસ્વનું દાન કરનારા લોકો ઘણા નીકળી આવશે. જો આપ મને આજ્ઞા આપો તો હું હમણાં જ જઈને સર્વસ્વનું દાન લઈ આવું. બુદ્ધે કહ્યું કે તું તો ઘણાઓની વાત કહે છે પરન્તુ જો કોઈ પણ વ્યક્તિ એવી નીકળી આવે તો કામ થઈ જાય. તું આ બાબતમાં પ્રયત્ન કરવા ઇચ્છે છે તો ખુશીથી કર, પણ હું સર્વસ્વનું દાન કેમ ઇચ્છું છું એ વાત કોઈની પાસે ખુલ્લી ન કરીશ.

અનાથપિંડ પાત્ર લઈને કૌશામ્બીમાં આવ્યા. સંધ્યાનો સમય હતો. શહેરના કેટલાક માણસો પથારીમાં જ પોઢ્યા હતા, કેટલાક બેઠી રહ્યા હતા અને કેટલાક બેઠા ઊંઘતા હતા. એ જ વખતે અનાથપિંડે ઘોષણા કરી કે બુદ્ધ સર્વસ્વનું દાન માગે છે તે તે આપો. આ પ્રમાણે ઘોષણા કરતા અનાથપિંડ આગળ જતા હતા. લોકોએ અનાથપિંડનો અવાજ સાંભળ્યો. તે વખતે બુદ્ધ ખૂબ પ્રસિદ્ધ હતા, અને તે કારણથી કૌશામ્બીના લોકો અનાથપિંડને પણ ઓળખતા હતા. અનાથપિંડનો અવાજ સાંભળીને લોકો કહેવા લાગ્યા કે અનાથપિંડ આજે પ્રાતઃકાળે જ સર્વસ્વનું દાન લેવા આવ્યા છે માટે તેમને ખાલી ન જવા દેવા જોઈએ. આ પ્રમાણે વિચાર કરીને અનેક સ્ત્રીપુરુષ, વસ્ત્ર આભૂષણ, રત્ન વગેરે લઈને દોડયા, અને અનાથપિંડના પાત્રમાં નાખવા લાગ્યા, પરન્તુ અનાથપિંડ તેમાંની કોઈ પણ વસ્તુ પોતાના પાત્રમાં મૂકવા દેતા નહિ. પાત્રને ઊંધું વાળી દેતા, જેથી બધી વસ્તુઓ નીચે પડી જતી હતી. અનાથપિંડ કહેતા હતા કે હું સર્વસ્વનું દાન માગું છું, આવું દાન નથી માગતો. પાત્રમાં નાખેલી વસ્તુઓને અનાથપિંડ નીચે ઢોળી દેતા હતા, તેથી સઘળા માણસો પોતપોતાની વસ્તુ ઉઠાવી લઈને નિરાશ બની પોતાના ઘરમાં પાછા ફરતા હતા.

અનાથપિંડ આખી કૌશામ્બીમાં આ પ્રમાણે ફરી વળ્યા, પરન્તુ સર્વસ્વનું દાન આપનાર કોઈ મળ્યુ નહિ. ચાલતા ચાલતા તેઓ નગરની બહાર નીકળી ગયા અનાથપિંડે વિચાર્યું કે હવે તો જંગલ આવી ગયુ છે! જ્યારે નગરમા જ કોઈ સર્વસ્વનુ દાન આપનાર ન મળ્યું, તો પછી જંગલમા કોણુ મળી શકે! પરન્તુ 'બહુરત્નાનિ વસુંધરા' પૃથ્વી પર અનેક રત્ન છે. કયુ રત્ન કયા છે તેનુ કોઈ સ્થળ નિર્માણુ નથી એટલા માટે સર્વસ્વનુ દાન મેળવવાની ઇચ્છાએ જંગલમા જવુ તે પણુ અનુચિત તો નથી જ. આ પ્રમાણે વિચાર કરીને તે જંગલમાં પણુ એ જ અવાજ દેતા ચાલવા લાગ્યા કે 'બુદ્ધ સર્વસ્વનુ દાન ઇચ્છે છે, કોઈ દાતા સર્વસ્વનું દાન આપનાર હોય તો તેમને આપો!'

જંગલમા એક સ્ત્રીએ અનાથપિંડનો આ અવાજ સાંભળ્યો. તે સ્ત્રીને અત્યંત ગરીબ કહેવી ઠીક થઈ પડશે. તેને ન તો ઘરબાર હતા કે ન તો તેની પાસે વાસણુકૂસણુ હતા. તેના શરીર પર એક ફાટેલું જૂનુ વસ્ત્ર હતુ, જે લજ્જાની રક્ષાર્થે તેણે પહેર્યું હતુ. તે એક વસ્ત્ર જ માત્ર તેનું સર્વસ્વ હતુ. તેની પાસે તે વસ્ત્ર સિવાય બીજુ કાંઈ જ ન હતું

અનાથપિંડનો અવાજ સાંભળીને તે સ્ત્રીએ વિચાર્યું કે, 'બુદ્ધ સર્વસ્વનુ દાન માગે છે અને મારુ સર્વસ્વ આ એક વસ્ત્ર જ છે. અને આ સર્વસ્વનું દાન કરવાનો બીજો સુયોગ ક્યારે મળશે? આ મારા સર્વસ્વનુ દાન લેનારા બુદ્ધ જેવા સુપાત્ર ફરી ક્યારે મળશે? માટે આ સુવર્ણ-સુયોગનો લાભ અવશ્ય લેવો જોઈએ' આ પ્રમાણે વિચાર કરી તે સ્ત્રીએ અનાથપિંડને સંબોધન કરીને કહ્યું કે, 'હે ભિક્ષુ, આવો હુ તમને સર્વસ્વનું દાન આપુ છુ,' એમ કહીને તે સ્ત્રી, જે માર્ગે અનાથપિંડ આવી રહ્યા હતા, તે જ માર્ગ પર ઊભેલા એક જૂનાં વૃક્ષની બખોલમા પેસી ગઈ અને તેણે પોતાનુ એક માત્ર વસ્ત્ર કાઢી, હાથમાં લઈને અનાથપિંડને કહ્યુ કે, 'ભિક્ષુ, આ સર્વસ્વ

દાન લ્યો અને તે લઈ જઈને આપના ગુરુ બુદ્ધને આપો, તેમની ઇચ્છા પૂરી કરો.

અનાથપિંડિકે તે સ્ત્રીનું આપેલું તે વસ્ત્ર હર્ષપૂર્વક પોતાના પાત્રમાં લઈ લીધું, અને ગદ્ગદિત બનીને તે સ્ત્રીને કહેવા લાગ્યા કે, માતા, તમારી માફક સર્વસ્વનું દાન આપનાર જગતમાં કોણ છે! તમારી પાસે આ એક જ વસ્ત્ર હતું. તમે આ જ વસ્ત્રથી લજ્જાનું રક્ષણ કરતા હતા પરન્તુ લજ્જાના રક્ષણને માટે તમે તમારું શરીર ઝાડની બખોલમાં છુપાવીને તમારું આ એક વસ્ત્ર પણ આપી દીધું, હવે તમારી પાસે કંઈ પણ ન રહ્યું, આ જ તમારું સર્વસ્વ હતું અને આ સર્વસ્વને પણ તમે દાનમાં આપી દીધું તમારા જેવો ઉદાર દાનવીર બીજો કોણ છે! મને અતિ મૂલ્યવાન રત્નો ઘરેણાં, વસ્ત્રો વગેરે આપનારા બીજા ઘણા મળ્યાં હતાં, પણ તે તમારાં સર્વસ્વ દાન સમાન ન હતા. તે ઘણા થોડું આપીને પોતાને માટે પણ રાખી રહ્યા હતા, સર્વસ્વનું દાન નહોતા આપતા. પરન્તુ તમે તો સર્વસ્વનું દાન આપ્યું છે તે માટે તમને ધન્યવાદ છે

તે સર્વસ્વનું દાન આપનારી સ્ત્રીની આ પ્રમાણે પ્રશંસા કરીને, તેના ગુણગાન કરતા થકા, અનાથપિંડિક બુદ્ધ પાસે પહોંચ્યા. તેમણે બુદ્ધને આ વસ્ત્ર આપીને કહ્યું કે ભગવાન, આ સર્વસ્વ દાન લ્યો. એમ કહીને તેમણે કૌશામ્બીમાં સર્વસ્વ દાન ન મળ્યા બાબતનું અને જંગલમાં મળ્યા બાબતનું આદ્યોપાન્ત વૃત્તાંત કહ્યું તે વસ્ત્રને લઈને બુદ્ધ ખૂબ પ્રસન્ન થયા. તેમણે તે વસ્ત્ર માથા પર મૂકીને કહ્યું કે, મારી પ્રતિજ્ઞા પૂરી થઈ છે તેથી હવે હું મને પ્રાપ્ત થયેલું જ્ઞાન જગતજનોને અવશ્ય સંભળાવીશ.

બુદ્ધને સર્વસ્વનું દાન સરળતાથી જ પ્રાપ્ત થયું હતું તેની તપાસ ઘણા વખત સુધી કરવી પડી ન હતી. આ સિવાય બુદ્ધના આ અભિગ્રહની સાથે જ્ઞાન સંભળાવવા સંબંધીની જ વાત હતી, જ્ઞાન-

મરણનો પ્રશ્ન ન હતો જો સર્વસ્વ દાન ન મળત, તો બુદ્ધ પોતાનું પ્રાપ્ત થયેલુ જ્ઞાન સંસારી મનુષ્યોને ન સમજાવત, પરન્તુ આ અભિગ્રહ પૂરો ન થાત તો તેથી તેમનો પ્રાણ ન જાત, માટે બુદ્ધનો અભિગ્રહ કઠણ હતો એમ કહી શકાય નહિ; પરન્તુ ભગવાન મહાવીરે મહા કઠણ અભિગ્રહ ધારણ કર્યો હતો ભગવાન મહાવીરે જે અભિગ્રહ કર્યો હતો, તેની સાથે પ્રાણ રહેવા, ન રહેવાનો સબંધ હતો. બુદ્ધનો અભિગ્રહ એક જ દિવસમા પૂરો થઇ ગયો હતો તથા તે પૂરો કરવા માટે તેમના શિષ્ય અનાથપિંડે ભ્રમણ કર્યું હતું, પરન્તુ ભગવાન મહાવીરનો અભિગ્રહ પાંચ માસ અને ૨૫ દિવસે પૂરો થયો હતો, તથા તે પૂરો કરવા માટે ભગવાને પોતે જ ભ્રમણ કર્યું હતુ તે વખતે તેમને કોઇ શિષ્ય ન હતા જો થોડાક વધુ દિવસો સુ'ધીમાં ભગવાનનો અભિગ્રહ પૂરો ન થયો હોત તો તેમનુ શરીર ટકવુ મુશ્કેલ હતુ એટલા માટે ભગવાન મહાવીરનો અભિગ્રહ મહાન કઠણ હતો.

ભગવાન મહાવીરને સંયમ લીધા બાદ તપ કરતાં ૧૧ વર્ષ વ્યતીત થઇ ચૂકયાં હતાં બારમાં વર્ષમા ભગવાને રાત્રિને સમયે ધ્યાનમા એવો વિચાર કર્યો હોય એમ લાગે છે કે, હું સંસારના જે જે જીવાત્માઓનું કલ્યાણ કરવા ઇચ્છુ છુ તેમા સ્ત્રીઓ પણ છે અને પુરુષો પણ છે. આ સસાર ન તો માત્ર એકલી સ્ત્રીઓથી જ છે કે ન તો માત્ર પુરુષોથી જ છે બનેયથી તે સંસાર છે, તથા બનેયથી તેનુ પતન અથવા ઉદ્ધાર છે. એકલો પુરુષ આ સસારને પતિત નથી કરી શકતો કે નથી ઉદ્ધારી શકતો આ સ્થિતિમાં મારે પણ કોઈ એક સુયોગ્ય સુકુમારિકાની અપેક્ષાકૃત સહાયતા લેવી આવશ્યક છે અને તેની શોધને માટે મારે મહાભિગ્રહ પણ ધારણ કરવો જોઈએ કે જેથી બન્ને કાર્યો સિદ્ધ થાય. પ્રથમ તો એવી મહાન' યોગ્ય સુસયમી કન્યાની શોધ થાય અને બીજુ મારાં કનિષ્ટ કર્મોની નિર્જરા પણ થાય.

અહીં એવી શંકા ઊભી થઈ શકે છે કે જ્યારે ભગવાન મહાવીરે ઇન્દ્રની પણ સહાયતા સ્વીકારી નહિ તો પછી અપેક્ષાકૃત એક મુન્નાની સહાયતાની આવશ્યકતાની કલ્પના કરવી એ ઉચિત કેમ હોઈ શકે?

આ પ્રશ્નનો ઉત્તર એ છે કે કલ્પસૂત્રમાં જ્યાં ભગવાન તથા ઇન્દ્ર વિષયક વિચાર કરવામાં આવ્યો છે ત્યાં સંસારોદ્ધારનો કોઈ વિષય જ નથી પરંતુ ત્યાં કર્મક્ષય કરી કેવળજ્ઞાન પ્રાપ્ત કરવાનો વિષય છે ત્યાં ભગવાને ફરમાવ્યું છે કે કર્મક્ષય કરી કેવળજ્ઞાનને પ્રાપ્ત કરવું એ બીજાની સહાયતાથી બની શકતું નથી એટલા માટે હું તારી સહાયતા લેવા ચાહતો નથી. આ વિષે શ્રી કલ્પસૂત્રમાં જે પાઠ આપ્યો છે તે આ પ્રમાણે છે –

'इन्द्रा! न एयं भूयं न एयं भव्वं न एयं भविस्सइ जन्नं अरिहंता देविन्दस्स असुरिन्दस्स वा निस्साए केवलनाणं उप्पाडिंसुवि ३ सिद्धिं वा गच्छन्ति किन्तु सएणं उट्ठाण-बल वीरिय-पुरिसक्कारपरिक्कमेणं केवलनाणं उप्पाडेन्ति।"

અર્થાત્–" હે! ઇન્દ્ર! એવું બન્યું નથી બનતું નથી, તેમ બનશે પણ નહિ કે અરિહંતો દેવેન્દ્ર કે અસુરેન્દ્રની સહાય લઈ કેવળજ્ઞાનને પેદા કરે કે સિદ્ધિને પ્રાપ્ત થાય પણ તેઓ પોતાના ઉત્થાન બળ-વીર્ય-પુરુષાર્થ તથા પરાક્રમથી કેવળજ્ઞાનને પ્રાપ્ત કરે છે."

અમારા ઉક્ત વિષયનું કથન ભગવાન મહાવીરની કેવળજ્ઞાનની પ્રાપ્તિ વગેરેથી ભિન્ન પ્રકારનું છે કારણ કે એ વાત જગદુદ્ધારને લગતી છે એટલા માટે કેવળજ્ઞાનને પ્રગટાવવું અને જગતનો ઉદ્ધાર કરવો એ બન્ને વાત ભિન્ન ભિન્ન પ્રકારની છે. આ જ પ્રમાણે કેવળજ્ઞાનને પ્રગટ કરવાને માટે ઇન્દ્રની સહાયતા ન લેવી અને જગદુદ્ધારના કાર્યમાં મુન્નાની અપેક્ષાકૃત સહાયતા લેવી અનુચિત નથી. અસ્તુ.

આ પ્રમાણે વિચાર કરીને, ભગવાને મહા કઠણ અભિગ્રહનો નિશ્ચય કર્યો કે, જે રાજકન્યા હોય, અવિવાહિતા હોય, સદાચારિણી હોય, કોઈ પણ જાતનો ગુનો કર્યા વગર જ જેના પગમા બેડીઓ તથા હાથમા હાથકડીઓ પડી હોય, માથુ મૂડેલુ હોય, શરીર પર માત્ર એક લગોટી પહેરી હોય, અઠ્ઠમ કર્યો હોય, તેનુ પારણુ કરવા માટે રાખેલા અડદના બાકળા સૂપડામા લીધા હોય, ઘરમા ન હોય તેમ ઘરની બહાર પણ ન હોય; પણ એક પગ ઉબરાની બહાર તથા બીજો પગ ઉબરાની અંદર રાખીને, દાન આપવાની ભાવનાથી નજર કરતી અતિથિ પધારવાના માર્ગની પ્રતીક્ષા કરતી હોય, પ્રસન્ન મુખ હોય, અને આખોમા આસુ પણ હોય એવી કન્યાના હાથથી બે પ્રહર પછી અન્ન મળે, તો જ ભોજન કરુ, નહિ તો આ શરીર ભલે નાશ પામે, પણ અન્ન ગ્રહણ કરુ નહિ

ભગવાનનો આ અભિગ્રહ કેટલો કઠણ હતો! ભગવાને જે જે બાબતો ધારી તે બધી એક જ જગ્યાએ મળવી કેટલી મુશ્કેલ છે! ભગવાનનો અભિગ્રહ ત્યારે જ પૂરો થઈ શકે, કે જ્યારે એક જ સમયે અને એક જ જગ્યાએ તેર બાબતો મળે જો કે આ બધી બાબતો એક જ સ્થળે મળવી ઘણી જ મુશ્કેલ છે, છતા ભગવાનમા દૃઢતા હતી, એટલે જ તેઓએ આવો મહાન અભિગ્રહ ધારણ કર્યો

જે દિવસોમા રથીની સ્ત્રીએ ચદનબાળાનું વેચાણ કરવા માટે રથીને વિવશ બનાવ્યો, ચદનબાળા બજારમાં વેચાઈ, ધનાવહ શેઠને ઘેર આવી ચદનબાલા મૂળાએ આપેલા કષ્ટો સહન કરી રહી હતી, તે જ દિવસોમા ભગવાન મહાવીર અભિગ્રહ પ્રમાણે અન્ન મેળવવા માટે ગ્રામાનુગ્રામ વિચરી રહ્યા હતા ભગવાનને વિચરતા વિચરતા પાંચ માસ કરતાં પણ વધારે દિવસો પસાર થયા છતાં અભિગ્રહ પ્રમાણે અન્ન પ્રાપ્ત ન થયું તપશ્ચર્યાને કારણે ભગવાનનું શરીર ઉત્તરોત્તર ક્ષીણ

ઘણું જર્જર હતું. ભગવાનનું શરીર પણ જ દુર્બળ બની ગયું હતું. એથી અખિલ સંસારમાં હાહાકાર મચી રહ્યો હતો. દેવ, મનુષ્ય વગેરે સઘળાં ચિંતા કરી રહ્યા હતા કે ત્રિલોકના કલ્યાણ કરનાર, અખંડ સમાન સુખ આપનાર આ મહાપુરુષ શું આ પ્રમાણે ચાલ્યા જશે! સંસારનાં સઘળાં ભવ્ય પ્રાણીઓ રાતદિવસ એ જ ચિંતા કરી રહ્યા હતા કે કોઈ રીતે ભગવાન મહાવીરનું શરીર બચી રહે.

ભાવિયોગ પ્રમાણે ભવવ્યાધિ માટે પરિભ્રમણ કરતાં ભગવાન મહાવીર કૌશામ્બીમાં પધાર્યા. આ તરફ કૌશામ્બીમાં મૃગાએ ચંદનબાળાનું મસ્તક મુંડાવીને તેને હાથકડી-બેડી પહેરાવીને તથા લંગોટી પહેરાવી ભોંયરામાં પૂરી દીધી. જો કે મૃગાએ જે કાંઈ કર્યું હતું તે દુષ્ટ ભાવનાથી ચંદનબાળાનું અહિત કરવા માટે જ કર્યું હતું. પરન્તુ જ્યારે તેનું પરિણામ સુંદર હોય છે ત્યારે ખરાબ નિમિત્ત પણ સારું બની જાય છે એ જ પ્રમાણે મૃગાનું આ કાર્ય પણ ભગવાન મહાવીરનું શરીર ટકાવી રાખનાર, સંસારના મનુષ્યોનું કલ્યાણ કરનાર તથા ચંદનબાળાને જગવંદ્ય બનાવનાર નીવડ્યું. જો ચંદનબાળા સાથે મૃગાએ આ જાતનો વ્યવહાર કર્યો ન હોત તો ભગવાનનો અભિગ્રહ પૂર્ણ કેમ થાત! એટલા માટે મૃગાએ જે કાંઈ કર્યું, તે તેણે તો ખરાબ કાર્ય સમજીને જ કર્યું પણ તે સારું જ કામ નીવડ્યું.

———×———

: પ્રકરણ :

[૧૬]

## દાન

પોતાની પાસે કોઈ વસ્તુ વધારે પ્રમાણમાં હોય અને તેમાંથી કોઈને થોડોક આપવી એમા ખાસ વિશેષતા નથી કોઈ કોડપતિએ કદાચ કોઈને હજાર બે હજાર રૂપિયા આપી દીધા, તો તેમા વિશેષતા શી ? એટલુ આપ્યા પછી પણ તેની પાસે જે બાકી રહ્યું છે તે તેની જરૂરિયાત કરતા ઘણુ વધારે છે તો પણ એક કંજૂસ માણસ પોતાની પાસે ઘણું વધારે દ્રવ્ય હોવા છતા થોડુંક પણ નથી આપતો, તેના કરતાં પ્રથમની થોડુંક પણ આપનાર વ્યક્તિ અવશ્ય પ્રશસાપાત્ર કહેવાય, અવશ્ય ઉદાર ગણાય છતા ન્યાયની દૃષ્ટિએ જોવામા આવે તો આ ઉદારતાને માટે તેને કોઈ જાતનું દુઃખ વેઠવુ પડયુ નથી, તેમ પોતાની કોઈ જરૂરિયાત પણ તેને ઓછી કરવી પડી નથી એટલા માટે આવુ દાન વધારે પ્રશસનીય ગણાતુ નથી પ્રશસાને લાયક તો એ જ દાન છે કે, જેની પછવાડે કાંઈ દુઃખ સહન કરવુ પડે અને જેને લીધે પોતાની કોઈ જરૂરિયાત રોકવી પડે અથવા ઓછી કરવી પડે પોતાની પાસે પહેલેથી જ થોડો વસ્તુ છે અને જેનાથી પોતાની જ જરૂરિયાત સરળતાથી પૂરી થતી નથી અને એ વસ્તુમાંથી ઓછી થતા પોતાને દુઃખ સહવુ પડે, આ જાતની સ્થિતિમાં પણ જે દાન આપવામાં આવે છે તે જ દાન પ્રશસનીય ગણાય છે. કેટલાક માણસો કહે છે કે અમારી પાસે વધારે

છે જ નહિ, આવી સ્થિતિમાં અમે બીજાને શી રીતે આપી શકીએ ! આ પ્રમાણે દુઃખ વખતે દાન આપવાનું ભૂલી જાય છે દાન આપવા તરફ લક્ષ જ જતું નથી તેઓ એમ સમજે છે કે જે સુખી છે જેઓની પાસે વધારે છે તેઓ જ દાન આપવાના અધિકારી છે અમે દુઃખી છીએ અથવા અમારી પાસે ઓછું છે માટે અમે દાન આપવા માટે અધિકારી નથી. પરન્તુ ખરી રીતે જોતાં, આ માન્યતા ભૂલ ભરેલી છે પ્રશંસનીય દાન તો એ જ છે કે જે કષ્ટ વખતે અને ઓછું હોવા છતાં પણ આપવામાં આવે. શાસ્ત્રમાં પણ કહ્યું છે કે – दानं दरिद्रस्य અર્થાત્–દરિદ્રતામાં આપવામાં આવેલું દાન જ મહત્ત્વપૂર્ણ છે ખ્રિસ્તી ધર્મના પુસ્તકમાં પણ ગરીબીમાં આપવામાં આવેલા દાનની પ્રશંસા કરવામાં આવી છે

મતલબ એ કે ગરીબી અને કષ્ટ વખતે પોતાની જરૂરિયાત પૂરી કરતાં કરતાં આપવામાં આવેલું દાન વધારે મહત્ત્વવાળું છે સંગમે પોતાના જીવનમાં કોઈ વાર ખીર ખાધી ન હતી તો પણ મુનિના પધારવાથી તેણે પોતાની પાસેની ખીર વહોરાવી દીધી. તે ખીરના દાનના પ્રતાપે જ તેને શાલિભદ્રના ભવમાં વિપુલ સંપત્તિ પ્રાપ્ત થઈ શું ખીરનું દાન બીજા કોઈએ આપ્યું નહિ હોય ! અનેક ધનવાનોએ ખીરનું દાન આપેલું હશે, છતાં તેઓને શાલિભદ્રના જેટલી ઋદ્ધિ કેમ ન મળી ! તેનું કારણ એ જ કે સંગમે ખીર કદીયે દેખી પણ ન હતી તેવી ગરીબાવસ્થામાં ખીરનું દાન આપ્યું હતું એટલા માટે ગરીબી અથવા કષ્ટ વખતે દાન આપવાનું અથવા દાન આપવાની ભાવના રાખવાનું મહત્ત્વ ઓછું નથી. ભગવાન મહાવીર આવી સ્થિતિમાં દાન આપનાર વ્યક્તિની શોધમાં જ ભ્રમણ કરી રહ્યા હતા. તેઓ, જે જાતના કષ્ટમાં પડેલી સ્ત્રી દ્વારા દાન મેળવવા ઇચ્છતા હતા, તે વ્યક્તિને સાધારણ રીતે આવા કષ્ટના સમયમાં દાન આપવાની વાત યાદ રહેવી એ પણ મુશ્કેલ હતી. એક રાજકુમારીને અસ્પૃશ્યતાભરવામાં આ જાતનું દુઃખ સહન કરવાની

શી જરૂર હોય ! વિવાહિતા સ્ત્રીઓએ તો દુઃખ સહન કર્યું પણ હશે, પરન્તુ રાજકન્યા, સુંદરી, સુકુમારી અને અવિવાહિતા હોવા છતા પણ શા માટે દુ.ખ ભોગવે ! તે તો કોઈ રાજા અગર રાજકુમારને પોતાનો પતિ બનાવીને કષ્ટમુક્ત બની શકે. કષ્ટ પણ કોઈ અપરાધથી નહિ, પણ નિષ્કારણ જ, અને કષ્ટ પણ કેવું ? બંને હાથમા હાથકડી, તથા બને પગમા બેડી પડી હોય, માથુ મૂડેલુ હોય અને શરીર પર માત્ર લગોટી સિવાય બીજુ કપડુ પણ ન હોય. એટલુ જ નહિ પણ જેને ત્રણ દિવસથી કાઈ ખાવા—પીવાનું મળ્યું ન હોય, જે ત્રણ દિવસથી તદ્દન ભૂખી હોય અને ચોથે દિવસે માત્ર જેને અડદના બાકળાં ખાવા વાસ્તે મળ્યા હોય, તે પણ બીજા વાસણમા નહિ, પણ હલકા ગણાતા સૂપડામાં આ રીતે દુ.ખમા પડેલી હોવા છતા પણ જે દાન દેવાની ભાવનાથી અતિથિના આગમનની વાટ જોતી હોય, અને તે કષ્ટ દશામા પણ જે દાન આપે, તેના જ હાથનું અન્ન લેવાની ભગવાનની પ્રતિજ્ઞા હતી ભગવાને એવી કઠિન પ્રતિજ્ઞા કેમ કરી, આ સબંધી ચોક્કસપણે કાંઈ કહી શકાતું નથી, તો પણ વિચાર કરવાથી એવું અનુમાન થાય છે કે, ભગવાન એવાં અન્નમા મહાન શક્તિ માનતા હતા. કેમ કે એક તો તે અન્ન કન્યાના હાથનું હશે અને બીજુ તે ગરીબીમાં તથા દુઃખ વખતે આપેલુ હશે

ચંદનબાળાને ભોયરામાં પૂરીને મૂળા, ઘરને તાળુ લગાવી પોતાના પિયરમા જઈ બેઠી આખા ઘરમા કોઈ પણ ન રહ્યું, માત્ર ચંદનબાળા જ રહી, જે ભોયરામાં પૂરાએલી હતી. કોઈ અન્ય માણસ માટે અને તેમાય વળી સ્વભાવથી ડરપોક તથા દુર્બલ હૃદયવાળી મનાતી કન્યાને માટે આ સમય કેટલો સંકટગ્રસ્ત હતો ! અંધકારમય, સૂનસામ, અને જે ઘણા દિવસોથી સાફ પણ કરવામા આવ્યુ ન હતું, એવા ભોયરામા પૂરાએલી સ્ત્રીનું તો કહેવુ જ શુ ! કિંતુ પુરુષ પણ ભયનો

પડી તેને માટે તો હમેશા અમાવાસ્યાનુ અધારુ જ હતું. આ ત્રણ દિવસોમા તેને ખાવાનું કે પીવાનું કાંઈ મળ્યું જ ન હતું. ખાવા-પીવાની વાત તો દૂર રહી, પણ તેને શુદ્ધ અને સ્વતંત્ર પવનનો શ્વાસ પણ મળ્યો ન હતો. આ પ્રકારના રૂંધાયલા પવનમા ત્રણ દિવસ સુધી જીવતા રહેવુ એ પણ કઠણુ હોય છે, છતા ચદનબાળાના હાથે આગળ મહાન કાર્ય થવાનું હતું અને તેનું આયુષ્ય-બળ પ્રબળ હતું, જેથી તેના જીવનનો નાશ ન થયો.

ચોથે દિવસે લગભગ બપોરે, ધનાવહ શેઠ પ્રવાસમાથી ઘેર આવ્યા. તેમણે જોયું કે ઘરનું બારણુ બધ છે અને તાળું વાસેલુ છે બારણા આગળ કોઈ નોકર કે દાસી નથી આ જોઈને શેઠ ચકિત બની ગયા તે આશ્ચર્યપૂર્વક વિચાર કરવા લાગ્યા કે, "આજ સુધીમા કદી પણ મારા ઘરનું બારણુ બધ થયુ નથી અને આજે તે બધ હોવાનુ શું કારણુ ! ઘરનાં સઘળા માણસો ક્યાં ચાલ્યા ગયા ! ઘર આગળ ઓછામાં ઓછી એક માણસની હાજરી તો હોવી જોઈતી હતી, કદાચ મારી પત્ની તેના પિતાને ત્યાં ચાલી ગઈ હશે અને નોકર ચાકરો પણ અહી તહીં ચાલ્યા ગયા હશે પરન્તુ પુત્રી ચદના ક્યા ગઈ ?"

શેઠે પોતાના પડોશીઓને પૂછ્યુ કે, "મારા ઘરને તાળુ કેમ વાસેલુ છે ? અને ઘરના સઘળા માણસો ક્યા ગયા છે ?" પડોશીઓએ જવાબ આપ્યો કે, "આપના ઘરને ત્રણ દિવસથી તાળું વાસેલુ છે. જે જે માણસોને આપને ત્યાથી હમેશા સદાવ્રત મળતું હતું, તેઓ પણ આજે ત્રણ દિવસથી નિરાશ બનીને પાછા ચાલ્યા જાય છે. નોકરચાકરો પણ તાળુ વાસેલુ દેખીને પાછા જતા રહે છે, પણ અમે એ નથી જાણતા કે તાળુ કેમ વાસ્યુ છે અને શેઠાણીજી ક્યાં ગયા છે." શેઠે ફરી પ્રશ્ન કર્યો કે, "તે તો કદાચ તેના પિતાને ત્યાં ગઈ હશે, પણ પુત્રી ચદના ક્યા ગઈ હશે ?" શેઠના આ પ્રશ્નના

ઉત્તરમાં પડોશીઓએ કહ્યું કે "અમે ઘણા દિવસથી તેને પણ જોઈ નથી."

શેઠ પોતાના પડોશીઓ સાથે આ પ્રમાણે વાત કરી રહ્યા હતા એટલામાં શેઠના ઘરનો એક નોકર ત્યાં આવી પહોંચ્યો. શેઠે તેને ઘરને તાળું લગાવ્યાનું કારણ પૂછ્યું. તેણે જવાબ આપ્યો કે "મને વધારે તો કંઈ માહિતી નથી, પણ આપના ગયા પછી શેઠાણીએ અમને સઘળાને જ્યાં ત્યાં મોકલી આપ્યા હતા. ઘરમાં માત્ર શેઠાણી તથા મદનપાળ એ બે જ રહ્યા હતા. અમે બધા ગયા પછી શું થયું અને તેઓ બંને ક્યાં ગયા તેની ખબર નથી. પછી તો આપણે તાળું જ વાસેલું દેખાયું."

આ વૃત્તાંત સાંભળીને, શેઠને મદનપાળના જીવન પરત્વે શંકા થઈ. તેઓ મૂળાનો સ્વભાવ તથા મદનપાળ સાથે તેનું વૈમનસ્ય જાણતા હતા. એથી તેઓ વિચારવા લાગ્યા કે મદન જરૂર કોઈ સંકટમાં પડ્યો હશે. શેઠે નોકરને શ્વસુર ગૃહે શેઠાણીની ખબર કાઢવા અને જો તે ત્યાં હોય તો તેને બોલાવી લાવવા અથવા તેની પાસેથી ઘરને વાસેલાં તાળાંની કૂંચી લઈ આવવા માટે મોકલ્યો. નોકર શેઠના શ્વસુર ગૃહે ગયો. શેઠાણીને ત્યાં જોઈને તેણે તેને કહ્યું કે "શેઠ આવ્યા છે માટે તમે ચાલો, અથવા તો ઘરને વાસેલાં તાળાંની કૂંચી આપો." શેઠનું આગમન થયેલું સાંભળીને શેઠાણીને ધ્રાસકો પડ્યો પરન્તુ એવા વિચારથી તેને ધૈર્ય રહ્યું કે તે દુષ્ટ (મદનપાળ) ભોંયરામાં ઘણા દિવસથી ભૂખ્યો તરસ્યો પડ્યો છે તેથી જરૂર તે મરી ગયો હશે. અને કદાચ જો તે મરી ગયો નહિ હોય, તો પણ શેઠને તે બાબતની ખબર પડશે નહિ. હમણાં એક બે દિવસ તો હું ઘેર જઈશ જ નહિ, પછી જ્યારે જઈશ અને શેઠ તેના સંબંધમાં પૂછશે ત્યારે કહી દઈશ કે તે તો કોઈ અજાણ્યા પુરુષની સાથે ચાલી ગયો અને ઘરમાંથી અમુક અમુક માલ પણ લઈ ગયો. આ પ્રમાણે તેના પર આરોપ મૂકીશ.

શેઠાણીએ નોકરને ઘરના તાળાની ચાવી આપી. નોકરે તે ચાવી લાવીને શેઠને આપી. ઘરનુ તાળુ ઉઘાડીને શેઠ અંદર ગયા, પણ ત્યા ચદનબાળા જોવામા આવી નહિ ચંદનબાળાને ન જોવાથી, શેઠ મોટા સ્વરે તેનુ નામ લઈને બોલાવવા લાગ્યા ભોયરાના કમાડોના તડમા થઈને શેઠના આ શબ્દો ચદનબાળાના કાને પડ્યા પોતાનુ નામ સાભળીને, અને શેઠનો સ્વર ઓળખીને, ચંદનબાળા વિચારવા લાગી કે, "પિતાજી મને બોલાવી રહ્યા છે. તેમનો કરુણાપૂર્ણ ધ્વનિ કહી આપે છે કે તેઓ મારે લીધે દુ ખ અનુભવી રહ્યા છે." આ પ્રમાણે વિચાર કરતી ચદનબાળાએ ત્યાથી જવાબ આપ્યો કે, "પિતાજી, આપ દુ ખ ન ધરશો, હુ અહીંયા આનદમા છુ" ચંદનબાળાનો અસ્પષ્ટ જવાબ શેઠે સાભળ્યો તે શબ્દના આધારે ભોયરા તરફ ચાલ્યા. શેઠ 'ચદના, ચંદના' શબ્દ બોલતા જતા હતા અને ચંદનબાળા તેમને જવાબ આપતી જતી હતી. આથી શેઠ જેમ જેમ ભોયરા નજીક આવતા જતા હતા, તેમ તેમ ચદનબાળાના શબ્દની અસ્પષ્ટતા પણ ઓછી થતી જતી હતી ભોયરાના બારણા પાસે પહોચતા શેઠને વિશ્વાસ આવ્યો કે ચદના આમા જ છે. તે દુષ્ટા (પત્ની)એ ચદનાને આ ભોયરામા પૂરી રાખી છે.

શેઠે ભોયરાનુ કમાડ ઉઘાડીને ચંદનબાળાને બોલાવી. આ વખતે તેને ચદનબાળાનો જવાબ સ્પષ્ટ સભળાયો. શેઠ તે અંધારા ભોયરામાં ઊતર્યા તે ધીરે ધીરે ચાલતા ચદનબાળા પાસે પહોંચી ગયા. ત્યાં પહોંચતા તેમણે જાણ્યુ કે ચદનબાળાના હાથપગ બેડીઓથી જકડાયલા છે આવી દશામા આવી પડેલી ચદનબાળાને જોઈને શેઠને ઘણું દુ ખ થયુ તેણે સાહસ કરીને ચદનબાળાને ઉપાડી, અને જેમ તેમ કરીને ભોયરાની બહાર લાવ્યા બહાર લાવતા તેમણે જ્યાં ચદનબાળાનું મૂડેલું મસ્તક, તેના શરીર પર વાળેલી લગોટી, અને હાથકડી—બેડી જોઈ કે તરત જ તેમનું ધૈર્ય ખૂટી ગયુ. તેઓ ખૂબ જોરથી રડી પડ્યા, અને કહેવા લાગ્યા કે, "હાય, તે દુષ્ટાએ

તારા જેવી સતીની આવી દુર્દશા કરી. તેણે તને મારી નાખવામાં, તારો ઘાત કરવામાં કોઈ પણ જાતની કચાશ રાખી નથી. મારી સમજણ મુજબ તેણે તો તને મારી જ નાખી હતી. આ તો મારું ભાગ્ય સારું હતું કે જેથી હું તને જીવતી જોઈ શક્યો.

આ પ્રમાણે કહીને, શેઠ વિલાપ કરવા લાગ્યા. મદનમાળા શેઠને સમજાવવા તથા ધૈર્ય આપવા લાગી. પરન્તુ તે વખતે તેની સઘળી વાતો શેઠને દુઃખરૂપી ગરમ કડાઈ પર પડેલાં જળબિંદુની જેમ નકામી જતી હતી. શેઠનું દુઃખ કોઈ રીતે ઓછું થતું ન હતું. મદનમાળાએ વિચાર્યું કે "આ રીતે પિતાનું રુદન બંધ કરવું મુશ્કેલ છે. આ વખતે તેમને કોઈ કામ બતાવવું જોઈએ તો જ તેમનો દુઃખ પ્રવાહ રોકી શકાય." આ પ્રમાણે વિચાર કરીને, મદનમાળાએ શેઠને કહ્યું કે "પિતાજી તમે તો રોવામાં પડી ગયા, અને મને ભૂખ લાગી છે. તમે ગયા તે જ દિવસથી હું ભૂખી છું. માટે તમે રોવાનું બંધ કરીને મને કંઈક ખાવાનું આપો. તમે મને ભોંયરામાંથી બહાર લાવતા હતા તે વખતે મેં એવી પ્રતિજ્ઞા કરી છે કે પારણું કરવા યોગ્ય જે કોઈ વસ્તુ સૌથી પ્રથમ તમારા હાથમાં આવશે, તે જ વસ્તુ હું પારણું કરવા માટે લઈશ. બીજી નવી તૈયાર કરેલ વસ્તુ અથવા લાવેલી વસ્તુ હું લઈશ નહિ."

મદનમાળાનું કથન સાંભળીને, આ સતી આજ ત્રણ દિવસથી ભૂખી છે એવો વિચાર કરીને શેઠ રોવાનું ભૂલી ગયા. તેઓ ઊઠીને રસોડામાંથી કોઈ ખાવાની વસ્તુ લાવવા માટે ગયા. પરંતુ તેમણે જોયું કે રસોડાને પણ શેઠાણીએ તાળું વાસ્યું છે. તેઓ આકુળ બનીને અહીં તહીં જોવા લાગ્યા. તે વખતે ત્યાં તેમણે એવી કોઈ ચીજ જોઈ નહિ, કે જે વડે પારણું કરી શકાય. માત્ર એક વાસણમાં કુંડીમાં ભરેલાં અડદના બાકળા દીઠા, જે ત્રણ ચાર દિવસ પહેલાં

શેઠના ઘોડાને માટે બાફી રાખ્યા હતા, અને વાસણમાં વધેલા રહી ગયા હતા શેઠે વિચાર્યું કે પ્રતિજ્ઞા પૂરી કરવા માટે મોઢામા મૂકીને પારણુ કરવાના કામમાં તો આ બાકળાં આવી શકશે, પણ આને રાખુ ક્યા વાસણમા ? આ પ્રમાણે વિચાર કરતા શેઠ આજુબાજુ કોઈ વાસણ શોધવા લાગ્યા શેઠાણીની કૃપાથી બહાર કોઈ વાસણ પણ ન હતું. માત્ર એક સૂપડુ ટાંગેલુ હતું શેઠ તે સૂપડામા જ અડદના થોડાંક બાકળા મૂકીને ચદનબાળા પાસે લઈ ગયા. તેમણે ચદનબાળાને કહ્યુ કે, "પુત્રી ! ખાવા યોગ્ય કોઈ વસ્તુ બહાર નથી, માત્ર આ અડદનાં બાકળા મળ્યા છે, જે હું તારી પ્રતિજ્ઞા પૂરી કરવા વાસ્તે લઈ આવ્યો છુ તુ ત્રણ દિવસની ભૂખી છે આ અડદનાં બાકળાં ખાઈશ તો નુકસાન કરશે માટે તું એક દાણો મોમા મૂકીને તારી પ્રતિજ્ઞા પૂરી કરી લ્યે. હું હમણા જ લુહારને બોલાવી લાવુ છુ જે તારી હાથકડી-બેડી પણ કાપશે અને રસોડા વગેરેને વાસેલાં તાળા પણ તોડશે રસોડું ઊઘડતા જ હું તારે માટે ભોજન બનાવીશ તે ભોજન જમીને તુ તારી ક્ષુધા મટાડજે"

ચદનબાળાએ પ્રસન્નતાપૂર્વક શેઠના હાથમાથી તે સૂપડુ લઈ લીધુ, જેમાં સુકાઈ ગયેલા અડદના બાકળાં હતાં તે એવો વિચાર કરી પ્રસન્ન હતી કે, "મને ત્રણ દિવસના ઉપવાસ પછી પારણુ કરવા માટે એ અન્ન મળ્યુ છે કે જે સર્વ અન્નના અન્ન કરતાં શ્રેષ્ઠ મનાય છે અને તે પણ સૂપડામાં મળ્યુ છે. આ વેશમા મળેલુ આ અન્ન શી શકિત આપશે તે કહી શકતી નથી જો કે મેં આજે ત્રણ દિવસથી કાંઈ પણ ખાધુ પીધુ નથી અને મને ભૂખ ખૂબ સતાપ આપી રહી છે, તો પણ શું હુ ક્ષુધાથી વ્યાકુળ બનીને, અતિથિને કાંઈ પણ આપ્યા વિના ખાઈ લઉ ? શું હું ભૂખના દુ ખમા ગભરાઈને એવું પાપ કરુ ? આજ સુધીમાં તો મે કદી પણ અતિથિને આપ્યા વિના ભોજન કર્યું નથી, અને આજે ત્રણ દિવસના સ્વાભાવિક તપના પારણા વખતે આ પુણ્યવંત ભૂલી

જાઉં ! કષ્ટને લીધે શું હું ધર્મથી વિમુખ બની જાઉં ! ભલે મને તેમ થાય, ભલે ભૂખથી પ્રાણ પણ નીકળી જાય, તો પણ હું અતિથિને દાન આપ્યાં વગર કદાપિ પારણું કરી શકીશ નહિ.

આ પ્રમાણે વિચાર કરીને, અડદના બાકળાનું સૂપડું હાથમાં રાખી, ચન્દનબાળા ધીરે ધીરે ખસતી બારણા પાસે આવી. તે ઉંબરા પર બેસી ગઈ તેનો એક પગ તો ઉંબરાની બહાર હતો અને બીજો પગ ઉંબરાની અંદર હતો. તેના હાથમાં તે સૂપડું હતું કે જેમાં ત્રણ દિવસ પહેલાંના બાફેલાં અડદનાં બાકળા હતા. આ રીતે બેઠેલી ચન્દનબાળા ચારે તરફ નજર કરી કોઈ અતિથિને જોઈ રહી હતી, તથા વિચારી રહી હતી, કે કોઈ અતિથિ આવે અને હું તેને દાન આપું।

જે વખતે ચન્દનબાળા, દાન આપવાની ભાવનાથી અતિથિની પ્રતીક્ષા કરી રહી હતી તે જ વખતે ભગવાન મહાવીર, અભિગ્રહ પ્રમાણે અન્નની શોધમાં તે તરફ આવી ચડ્યા. ચન્દનબાળાએ ભગવાનને જોયા, અને ભગવાને ચન્દનબાળાને જોઈ. ભગવાનને જોઈને ચન્દનબાળાને અત્યંત હર્ષ થયો. હર્ષના અતિરેકમાં તેના રોમાંચ ખડા થયા. તે પોતાના મનમાં કહેવા લાગી કે "ત્રણ દિવસના તપના પારણા વખતે જો ભગવાન મહાવીરને દાન આપવાનો સુઅવસર મળે તો મારું અહોભાગ્ય કહેવાય." ચન્દનબાળા ભગવાન મહાવીરને ઓળખતી હતી. તેઓ ચન્દનબાળાના દાદા ચેડા રાજાની બહેન મહારાણી ત્રિશલાના પુત્ર હતા. ભગવાન મહાવીર પણ ચન્દનબાળાને ઓળખતા હતા. ચન્દનબાળાને દેખીને ભગવાને વિચાર કર્યો કે "મારા અભિગ્રહ પ્રમાણેની બધી બાબતો તો બરોબર છે પરન્તુ એક બાબતની ત્રુટિ છે તે એ કે—તેની આંખોમાં આંસુ નથી. જ્યાં સુધી આંખોમાં આંસુ પણ ન હોય, ત્યાંસુધી મારો અભિગ્રહ પૂરો ન થઈ શકે અને અભિગ્રહની બધી બાબતો પૂર્ણ હોવા વિના હું દાન ન લઈ શકું

અભિગ્રહની વિગતોમાં અપૂર્ણતા નિહાળીને, ભગવાન મહાવીર પાછા ચાલ્યા. ભગવાનને પાછા ચાલ્યા જતા જોઈને ચંદનબાળાને અતિશય દુઃખ થયું તે પોતાના મનમાં કહેવા લાગી કે, "હાય, હું કેવી દુર્ભાગિની છુ કે ભગવાન અહીં સુધી પધાર્યા, છતાં પણ મારા હાથની ભિક્ષા ન લેતા પાછા જઈ રહ્યા છે! શું બીજાં સઘળાઓની જેમ ભગવાન પણ મને છોડી જશે ?"

સાંસારિક મનુષ્યોની દૃષ્ટિએ, તે વખતે ચંદનબાળા મહાકષ્ટમાં હતી; છતા પણ તે તેને કષ્ટ માનીને દુઃખિત થતી ન હતી તેને જેવું દુઃખ ભગવાન પાછા જવાથી તેમ જ તેમને દાન ન આપવાથી થયું, તેવું દુઃખ તેને બીજી કોઈ પણ બાબતથી થયું ન હતુ વળી કોઈ પણ વખતે તેને રુદન નહોતું આવ્યું, તે એટલે સુધી કે, પોતાની માતાને જીભ ખેંચીને મૃત્યુ પામતી દેખતા છતાં પણ તેને આંખોમા આંસુ નહોતા આવ્યા, પણ ભગવાન મહાવીર સામે આવ્યા છતા પણ પાછા ફર્યા, આ દુઃખને કારણે તેની આંખોમાથી અશ્રુધારા વહેવા લાગી તે પોતાના દુર્ભાગ્ય તથા દુષ્ટકર્મને વારવાર ધિક્કારતી હતી, અને ભગવાનને દાન આપવાનો સુયોગ ન મળવાના કારણે આંખોમાંથી આંસુ વહાવી રહી હતી

ભગવાન મહાવીર થોડેક દૂર જઈને ફરીથી ચંદનબાળા તરફ પાછુ જોયુ તેમણે વિચાર્યું કે, "અભિગ્રહની બાબતોમાથી માત્ર એક જ બાબતની ત્રુટિ હતી. અભિગ્રહની બાકીની બીજી બધી બાબતો તો બરાબર મળતી જ હતી, માત્ર આંખોમાં આંસુ જ ન હતા કદાચ સંભવ છે કે મારા પાછા ચાલ્યા જવાથી તે ત્રુટિ પણ પૂરી થઈ હોય." આ પ્રમાણે વિચાર કરીને ભગવાન ફરીથી ચંદનબાળા સામે આવ્યા. આ વખતે તેમણે જોયું કે અભિગ્રહ પૂરો કરવા માટે જે જે બાબતોની જરૂર છે તે તે બધીયે અત્યારે મોજૂદ છે. ભગવાનને ફરીથી પોતાની સન્મુખ આવેલા જોઈ ચંદનબાળાને અપાર આનંદ થયો. આંખોમાંથી આંસુ તો ટપકી જ રહ્યા હતા, તે સાથે આનંદનું

ભિક્ષણ પણ થયું અને એ રીતે ભગવાનના અભિગ્રહની સઘળી બાબતો મળી ગઈ. અભિગ્રહની સઘળી બાબતોનું અસ્તિત્વ નિહાળીને, ભગવાને, ભિક્ષાને માટે ચંદનબાળા આગળ હાથ લંબાવ્યા, પોતાની સન્મુખ ભગવાનને યાચકરૂપે હાથ લંબાવેલા દેખીને, ચંદનબાળાને અત્યંત આનંદ થયો. એ જ હર્ષવિભોરમાં તેણે ભગવાનના હસ્ત-પાત્રમાં અડદના બાકળાંની ભિક્ષા આપી. ચંદનબાળાએ આપેલાં અડદના બાકળાં જેવા ભગવાનના હાથમાં પડ્યા કે તરત જ આકાશમાં દેવો દુંદુભિ વગાડવા અને ચંદનબાળાનો જય જયકાર બોલાવવા લાગ્યા. તેઓ કહેવા લાગ્યા કે "ધન્ય છે ધારિણી તથા દધિવાહનની પુત્રી ચંદનબાળાને, કે જેણે ભગવાન મહાવીરને દાન આપીને, સંસારના સર્વ જીવોનો ઉદ્ધાર કરનાર મહાપુરુષના પ્રાણની રક્ષા કરી." આ પ્રમાણે જયજયકાર કરતા થકા, અને દુંદુભિ વગાડતા થકા, દેવો, ધનાવહ શેઠને ત્યાં સોનામહોરો વગેરેની વૃષ્ટિ કરવા લાગ્યા.

ચંદનબાળાએ આપેલું અડદના બાકળાંનું દાન લઈને, ભગવાન મહાવીરે ૫ માસ ૨૫ દિવસના તપનું પારણું કર્યું. ભગવાને પારણું કર્યાથી સંસારના સઘળાં ભવ્ય જીવોને આનંદ થયો. તે જ વખતે અનેક દેવતાઓ સહિત ઇન્દ્ર ચંદનબાળાની સેવામાં ઉપસ્થિત થયો. ઇન્દ્રની શક્તિથી ચંદનબાળાની હાથપગની હાથકડી-બેડી દિવ્ય આભૂષણોમાં ફેરવાઈ ગઈ. જે શરીર પર માત્ર લંગોટી લાગેલી હતી, તે શરીર દિવ્ય વસ્ત્રોથી સુશોભિત બની ગયું અને જે મસ્તકને મૂલાએ મુંડન કરી નાખ્યું હતું તે કોમળ તથા સુંદર કેશોથી પરિપૂર્ણ થઈ ગયું.

ઇન્દ્ર તથા દેવોએ દિવ્ય સિંહાસન પ્રગટ કરીને, તે પર આદર-પૂર્વક ચંદનબાળાને બેસાડી તથા પોતે તેની સામે ઊભો રહીને તેની સ્તુતિ કરવા લાગ્યો. તે કહેવા લાગ્યો કે, "હે સતી, તમારા ગુણગાન કરવામાં અમે પૂરેપૂરા સમર્થ નથી. જેને ભગવાન મહાવીર પણ

આદર આપ્યો છે, જેની આગળ ખુદ ભગવાને યાચક બનીને હાથ લબાવ્યો છે, તેની પ્રશંસા અમે શું કરી શકીએ ? તમે ભગવાનને દાન આપીને સુકાઈ જતા મહાપુરુષરૂપી કલ્પવૃક્ષને જળસિંચન કર્યું છે. જે મહાપુરુષ દ્વારા જગતના સઘળા પ્રાણીઓનું કલ્યાણ થવાનું છે, તે મહાપુરુષના પ્રાણની તમે રક્ષા કરી છે, એટલા માટે અખિલ જગત તમારું ઋણી છે તમે મહારાણી ધારિણીની ભાવનાને સાકાર રૂપ આપ્યું છે મહારાણી ધારિણીએ તમને જે શિખામણ આપી હતી, તે શિખામણનું તમે સંપૂર્ણપણે પાલન કર્યું છે. તમે ધર્મની રક્ષા કરીને, દધિવાહન તથા ધારિણીને ભાગ્યશાળી બનાવ્યાં છે અમે દેવો પણ તમારા કૃતજ્ઞી છીએ "

આ પ્રમાણે ચંદનબાળાની સ્તુતિ કરીને, ઇન્દ્રાદિ સઘળા દેવો પોતપોતાના સ્થાને ચાલ્યા ગયા. ચંદનબાળા દિવ્ય વસ્ત્રાભૂષણ સહિત સિંહાસન પર બેસી રહી

: પ્રકરણ :

[૧૭]

---

## સમ્મેલન

क्वचिद् भूमौ शय्या क्वचिदपि च पर्यङ्कशयनं ।
क्वचिच्छाकाहारः क्वचिदपि च शाल्योदनरुचि ॥

क्वचित् कन्थाधारी क्वचिदपि च दिव्याम्बरधरो ।
मनस्वी कार्यार्थी न गणयति दुःखं न च सुखम् ॥

અર્થાત—કોઈ વાર જમીન પર પણ સૂઈ રહે છે અને કોઈ વાર ઉત્તમ પલંગ પર સૂઈ રહે છે કોઈ વાર શાકપાન ખાઈને રહે છે અને કોઈ વાર દાળભાત ખાય છે કોઈ વાર ફાટેલી જૂની ગોદડી પહેરે છે અને કોઈ વાર દિવ્ય વસ્ત્ર ધારણ કરે છે છતાં પણ, કાર્યની સિદ્ધિ માટે કમર કસનાર પુરુષ તેમાંના કોઈને નથી તો સુખનું કારણ માનતો કે નથી દુઃખનું કારણ માનતો. તે સુખ અને દુઃખની લેશ પણ દરકાર કરતો નથી.

બુદ્ધિમાન માણુસો કાર્યની સિદ્ધિને માટે સુખ દુ ખના ઝગડામા પડતા નથી. તેઓ, ભલે દુઃખ હોય કે સુખ હોય, પણ પોતાનું કાર્ય સિદ્ધ કરવા ઇચ્છે છે. કાર્યની આગળ તેઓ સુખ દુ ખને ગણતા નથી. જો તેઓ કોઈ બાબતમા દુઃખ માનીને તેથી ગભરાઈ જાય કે કોઈ બાબતમા સુખ માનીને પ્રસન્ન થાય, તો તેઓ કદાપિ પોતાનું કાર્ય સિદ્ધ કરી શકતા નથી બલ્કે જેને દુ ખ માનવામા આવે છે, તેની સામે તેઓ ગભરાવાને બદલે વધારે દૃઢ બની જાય છે, અને જેને સુખ કહેવામાં આવે છે, તેનાથી તેઓ આનંદિત બનવાને બદલે નમ્ર બની જાય છે. સુખ અગર દુ ખ તેઓની સ્વભાવિક પ્રસન્નતામા કોઈ ભિન્નતા ઉત્પન્ન કરી શકતુ નથી તેઓ દરેક પ્રસગે સ્વાભાવિક જ પ્રસન્ન રહે છે

ચદનબાળા ઉપર, તેની માતા ધારિણીએ, શાન્તિરૂપી શુદ્ધ વડે દેશ પર લાગેલો ડાઘ ધોવાનો ભાર મૂકયો હતો તેની ઇચ્છા હતી, કે મારી પુત્રી જગત સમક્ષ એક નવો આદર્શ મૂકે, જગતના સ્ત્રી પુરુષોમાં જે દુર્ભાવના પ્રસરી રહી છે તેનો નાશ કરે અને બ્રહ્મ-ચારિણી રહીને, સંસારના લોકોનું કલ્યાણ કરે ધારિણીએ મૂકેલો આ ભાર અંત સુધી પહોચાડવામા, ચદનબાળાને અનેક કષ્ટોનો સામનો કરવો પડ્યો, તો પણ ચદનબાળા ગભરાઈ નહિ, પણ માતા દ્વારા બતાવવામા આવેલી કાર્યપદ્ધતિ પર બરાબર દૃઢ રહી તેની આ દૃઢતાને લીધે જ મનુષ્યો તો શુ પણ સાક્ષાત્ ઇદ્રાદિ દેવોને પણ તેની આગળ મસ્તક નમાવવુ પડ્યુ અને પોતાના પર તેનું ઋણ માનવુ પડ્યુ

ચદનબાળાની સ્તુતિ કરીને, ઇદ્રાદિ દેવો પોતપોતાને સ્થાને ચાલ્યા ગયા ચદનબાળાએ ભગવાન મહાવીરને આપેલા દાનની અને સોનામહોરો વગેરેની થયેલી વૃષ્ટિની વાત વિદ્યુતવેગે આખા શહેરમા પ્રસરી ગઈ મૂળાની કોઈ દાસી અથવા તેની પડોશમા રહેનારી કોઈ

ભક્તિ તરત જ મૂળાની પાસે ગઈ તેણે મૂળાને કહ્યું કે 'તમારા ઘરમાં સોનામહોરોની વૃષ્ટિ થઈ છે" આ સમાચાર સાંભળીને મૂળા તો રાજી રાજી થઈ ગઈ પણ તે સાથે તેને એ ચિંતા થઈ કે 'રખેને કોઈ મારે ત્યાંથી સોનામહોરો ન લઈ જાય!" હું ચંદનબાળાને હાથકડી-બેડી પહેરાવીને ભોંયરામાં પૂરીને આવી છું, તેનું શું થયું હશે એ બાબત તરફ મૂળાનું ધ્યાન પણ ગયું ન હતું તેનું ધ્યાન તો માત્ર એ જ હતું કે મારે ત્યાંથી કોઈ સોનામહોરો ઉપાડીને ન લઈ જાય. સોનામહોરોના લોભથી આખીરી બનેલી મૂળા ઘર તરફ દોડી. હૈયામાં ને હૈયામાં તેના પગ ક્યાંના ક્યાં પડતા હતા. તે જેમ તેમ ઘેર આવી. ત્યાં તેણે જોયું કે ઘરમાં સોનામહોરોના ઢગલે ઢગલા પડ્યા છે તે જોઈને તે ખુશી થઈ અને પોતાના મનમાં કહેવા લાગી કે 'મારું ભાગ્ય પ્રબળ છે એથી જ શેઠની દાનત ફરી રહી, અને આ સોનામહોરો બચી.

આ પ્રમાણે વિચાર કરતી મૂળા આનંદમાં મગ્ન બની રહી હતી, એટલામાં જ તેણે દિવ્ય વસ્ત્રાલંકાર યુક્ત ચંદનબાળાને સિંહાસન પર બેઠેલી જોઈ ચંદનબાળાને આ પ્રમાણે બેઠેલી જોઈને, મૂળાને ખૂબ આશ્ચર્ય થયું ચંદનબાળાએ પણ મૂળાને જોઈ મૂળાને જોતાં જ 'ઓહ, માતા પધાર્યાં છો' એમ કહેતી થકી ચંદનબાળા સિંહાસન પરથી નીચે ઉતરી પડી અને ત્વરાએ મૂળાની સામે ગઈ તેણે આદર સહિત મૂળાને પ્રણામ કર્યાં અને પોતાના દેવે આપેલાં મુગટ ઓઢણીથી મૂળાના પગ લૂછતી થકી કહેવા લાગી કે 'માતા, આ સઘળું આપના ચરણોનો જ પ્રતાપ છે આપની જ કૃપાથી આજે ત્યાં ભગવાન મહાવીર પધાર્યા હતા તેઓને દાન આપવાનો સુયોગ મને પ્રાપ્ત થયો અને આ બધી રચના કે જે તમે જોઈ રહ્યા છો તે આપની જ કૃપાથી થઈ છે હમણાં અહીંયાં ઇન્દ્રાદિ દેવો પણ આવ્યા હતા."

ચંદનબાળાના મુખથી આ પ્રમાણે પોતાની પ્રશંસા સાંભળીને, મૂળા

પોતાના મનમાં અતિશય લજ્જાસ્પદ બની રહી હતી તે વિચારી રહી હતી કે, " હાય,મે પાપિણીએ આની સાથે કેવો દુષ્ટ વર્તાવ કર્યો હતો, અને આ મારી સાથે કેવો સદ્‌વર્તાવ કરી રહી છે, મે તો મારી તરફથી આને મારી નાખવાનો જ પ્રયત્ન કર્યો હતો, છતા પણ આ મારો ઉપકાર જ માની રહી છે ! "

લજ્જાની મારી મૂળા, ચદનબાળાની સઘળી વાતો સાભળીને પણ શાત હતી ચદનબાળા સમજી ગઈ કે માતા આ વખતે પોતાના કૃત્યથી લજ્જિત બનેલ છે, તેથી તે મૂળાનો હાથ પકડીને તેને સિંહાસન પર લઈ ગઈ અને પોતાની સાથે બેસાડી મૂળાને સાથે લઈને ચંદનબાળા બેઠી હતી, એટલામાં જ શેઠ પણ આવ્યા તેમણે રસ્તામા બધો હેવાલ જાણ્યો હતો, તેથી તે પ્રસન્ન હતા શેઠ આવ્યા તો ખુશાલી સાથે જ, પણ ચદનબાળાની સાથે બેઠેલી મૂળાને જોતાં જ, તેમને ક્રોધ આવી ગયો શેઠને જોઈને મૂળા પણ એ ભયથી કપી ઊઠી કે હવે શેઠ કોણુ જાણે મને શુયે કહેશે અથવા કોણુ જાણે કેવીયે શિક્ષા કરશે. ચંદનબાળાએ પણ શેઠને આવેલા જોયા શેઠનો સત્કાર કરવા માટે તે સિંહાસન પરથી નીચે ઊતરી પડી, અને તેની સાથે મૂળા પણ ઊતરી પડી શેઠ મૂળા પ્રત્યે કહેવા લાગ્યા કે, "રે દુષ્ટા, તને આ સતીની સાથે બેસતા શરમ પણ ન આવી ? તુ આ પુત્રીની સાથે બેસવા યોગ્ય છે ? પુત્રીની સાથે સિંહાસન પર બેસવા અને સોનામહોરો એકઠી કરવા માટે તો તુ આવી પહોચી, પણ અત્યાર સુધી તું ક્યાં ગઈ હતી ? અત્યાર સુધી કેમ નહોતી આવી ? આવે પણ શી રીતે ? કયું મુખ બતાવવા માટે આવે ? તુ તો બેશરમ છે, તેથી જ ફરીથી અહીંયા આવી છે જો તને જરા પણ શરમ હોત, તો કેમ આવત ? તું પાપિણીનું મોં દેખવાથી પણ પાપ લાગે છે જેણે આ નિર્દોષ સતીના જીવનને સંકટમાં નાખી દીધુ, તેને મારી નાખવાનો જ ઉપાય કર્યો, તે પાપિણીનુ મો જોવાથી પાપ લાગે એ સ્વભાવિક જ છે માટે તું અહીંથી ચાલી જા આ

સતીનો સ્પર્શ ન કરીશ અને જ્યાં તારી ઇચ્છા હોય ત્યાં કાંઈ સુખ કરીને ચાલી જા !"

આ પ્રમાણે શેઠ મૂળા પર કોપાયમાન થયા. તે જ વખતે શેઠને પ્રણામ કરીને ચંદનબાળા તેમને કહેવા લાગી કે પિતાજી આપ માતા પર નાહકના શા માટે ગુસ્સે થાવ છો ! માતાએ શો અપરાધ કર્યો છે ! તેમણે તો વધારે ઉપકાર કર્યો છે તેથી તેમને ધન્યવાદ આપવો જોઈએ, તેને બદલે આપ તો વધારે કોપાયમાન થાઓ છો, એનું શું કારણ ! ચંદનબાળાનું કથન સાંભળીને શેઠ આશ્ચર્યપૂર્વક કહેવા લાગ્યા કે "પુત્રી તું આ શું કહી રહેલ છે ! જેણે તારા હાથપગમાં હાથકડી-બેડી પહેરીને, તારું મસ્તક મૂંડીને, અને તને લંગોટી પહેરાવીને અંધારા ભોંયરામાં પૂરી દીધી તે ઉપકાર કરનારી કઈ રીતે હોઈ શકે ! તેણે પોતાની તરફથી તો તને મારી નાખવાનો જ ઘાટ ઘડ્યો હતો. તને મારી નાખવામાં તેણે શું કંઈ બાકી રાખી હતી ! છતાં પણ તું કહે છે કે તેણે ઉપકાર કર્યો છે તારી આ વાત મારા સમજવામાં આવતી નથી.

શેઠના કથનના જવાબમાં ચંદનબાળા બોલી કે "પિતાજી આપે સાંભળ્યું હશે, કે આપના ઘર પછી અહીંયાં ભગવાન મહાવીર પધાર્યા હતા, મારા હાથથી તેઓએ અડદના બાકળાનું દાન લીધું હતું અને અને એ કારણથી ઇન્દ્રાદિ દેવો સોનૈયાની વૃષ્ટિ કરતા અહીંયાં આવ્યાં હતા. મારાં શરીર પર આપ જે ફેરફાર જોઈ રહ્યા છો તે ભગવાનના પધારવાથી અને ઇંદ્રાદિ દેવોના આગમનથી જ થયેલ છે ભગવાનના પધારવાના અને દાન આપવાના કાર્યને તો આપ પણ ઉત્કૃષ્ટ જ માનશો, પરંતુ ઉત્કૃષ્ટ કાર્યનું કારણ કોણ છે તે વિચારો. ભગવાન ૫ માસ ૨૫ દિવસથી આહાર લીધા વગર વિચરી રહ્યા હતા. શું તેઓને અન્ન નહોતું મળતું ! શું સંસારમાં કોઈ દાતા ન હતો ! સંસારમાં ભગવાન જેવા મહાન સત્પાત્રને દાન આપવાની અભિલાષા

ઘણાઓને હશે, છતા પણ ભગવાને કોઈનું આપેલુ અન્ન ન લીધુ. આથી સ્પષ્ટ છે કે, ભગવાને કોઈ અભિગ્રહ ધારણ કર્યો હતો, અને મારી માર્ફત એ અભિગ્રહ પૂરો થયાનું જાણીને જ દાન લીધુ. ભગવાનનો શો અભિગ્રહ હતો તે વાત હું તો જાણતી ન હતી, પરન્તુ ઇન્દ્રાદિ દેવોના કહેવાથી ખબર પડી કે ભગવાને તેર બાબતોનો અભિગ્રહ ધાર્યો હતો તેઓની પ્રતિજ્ઞા હતી કે, જે રાજકુમારી હોય, અવિવાહિતા હોય, સદાચારિણી હોય, જેનું મસ્તક મૂડેલુ હોય, જેના શરીર પર માત્ર લગોટી હોય, જેના હાથમા હાથકડી અને પગમા બેડી પડી હોય, જે ત્રણ દિવસથી ભૂખી હોય, જેનો એક પગ ઉંમરાની બહાર હોય અને બીજો પગ ઉમરાની અંદર હોય, જેણે હાથમા સૂપડુ લીધુ હોય, તથા તે સૂપડામા અડદના બાકળા રાખ્યા હોય, જે દાન આપવાની ભાવનાથી અતિથિની પ્રતીક્ષામા અહીંતહીં જોતી હોય, અને જે પ્રસન્ન પણ હોય તથા જેની આખમાં આસુ પણ હોય, એવી કોઈ કન્યાના હાથથી જો અન્ન મળે, તો જ હુ પારણું કરીશ, નહિ તો શરીર ભલે નાશ પામે, પણ હુ ભોજન કરીશ નહિ પિતાજી, ભગવાનનો આ અભિગ્રહ માતાની કૃપાથી જ પૂર્ણ થયો છે જે કારણોને માટે આપ માતાને ખરાબ કહો છો, અને માતા પર ક્રોધાયમાન થયા છો તે જ કારણોથી ભગવાનનો અભિગ્રહ પૂરો થયો છે. આ રીતે માતાએ મારા ઉપર જ નહિ, પરન્તુ સમસ્ત સંસાર પર ઉપકાર કર્યો છે, કે નહિ ? માટે આપ માતાને અપશબ્દ કહીને તેમનુ અપમાન ન કરો એમનું અપમાન કરવુ એ મારુ અને ભગવાન મહાવીરનું અપમાન કરવા બરોબર છે ”

ચંદનબાળાએ શેઠને આ પ્રમાણે સમજાવીને શાંત કર્યા તે શેઠ તથા મૂળાને લઈને સિંહાસન પર બેઠી

આખા શહેરમા આ વાત પ્રસિદ્ધ થઈ ગઈ, કે જે છોકરી દિવસે બજારમા ઊભી રહીને વેચાઈ રહી હતી તેને લેવા લઈ જતી

જતી હતી, અને અંતે જે ધનવાન શેઠને ત્યાં વેચાણી હતી, તે રાજા દધિવાહન અને રાણી ધારિણીની કન્યા છે તેણે ૫ માસ અને ૨૫ દિવસના મહાન તપસ્વી ભગવાન મહાવીરને દાન આપ્યું, જેથી સોનામહોરો વગેરેની વૃષ્ટિ થઈ છે અને ઇન્દ્રાદિ દેવોએ પણ તેમની સેવામાં હાજર થઈને સ્તુતિ કરી છે આ પ્રકારની ખબર આખા ગામમાં પ્રસરી ગઈ રથી તથા તેની સ્ત્રીએ પણ આ સમાચાર સાંભળ્યા. રથીની સ્ત્રીનો સ્વભાવ, જે દિવસે ચંદનબાળા વેચાઈ હતી, તે દિવસથી જ બદલાઈ ગયો હતો. તે ચંદનબાળાને બજારમાં વેચવા માટે રથીની સાથે મોકલ્યા પછી ઉત્સુકતાપૂર્વક એ જ વસ્તુની રાહ જોઈ રહી હતી કે તે કુમારીને વેચીને મારા પતિ ૨ લાખ સોનામહોરો ક્યારે લાવે. તે ગોખમાં બેઠી બેઠી વારવાર રસ્તા પર જોઈ રહી હતી એટલામાં જ તેણે જોયું કે કોઈ માણસ સોનામહોરો ઊંચકીને આવે છે. અને આગળ આગળ ખિન્ન હૃદયે તેનો પતિ આવ્યો આવે છે. સોનામહોરો આવેલી જોઈને રથીની સ્ત્રીને ઘણો આનંદ થયો. જોતજોતામાં રથી, સોનામહોરો લઈને આવેલા શેઠના માણસો સાથે ઘરમાં પેઠો. શેઠના માણસો રથીના ઘરમાં સોનામહોરો મૂકીને ગયા. રથી પહેલેથી દુઃખી તો હતો જ તેમાંય વળી પુત્રી વગરનું ઘર જોઈને આ વખતે તે વધારે દુઃખી થયો. તે દુઃખ હૃદયમાં ન સમાઈ શક્યું, પણ રુદનનાં રૂપમાં તેનું દુઃખ બહાર નીકળ્યું. રથીની સ્ત્રી બળેલાં પર મીઠું છાંટવાની જેમ રથીને કહેવા લાગી કે તમે કેમ રુદન કરો છો! આપણે ત્યાં આટલી બધી સોનામહોરો આવી તે માટે આ સમય તો આનંદનો છે જ્યાં આપ દુઃખ કેમ પામો છો! રથીની સ્ત્રી આ પ્રમાણે વારવાર કહેતી હતી પરન્તુ રથી તેની આ વાતો ધ્યાનમાં લેતો ન હતો, તેમ તેની તરફ નજર સરખી કરીને જોતો પણ ન હતો. તે તો માત્ર એ જ કહેતો હતો કે " હાય પુત્રી! આજે તું આ ઘરને છોડી ચાલી ગઈ મારી દુષ્ટ સ્ત્રીને કારણે આત્મબલિ બનાવી ગઈ તેં તે વેશ્યાને પણ વેચી જ ઘરમાં

પવિત્ર બનાવી દીધી, પરન્તુ મારી દુષ્ટ સ્ત્રી તારું મહત્ત્વ જાણી શકી નહિ"

આ પ્રમાણે રુદન કરતા રથીની આસપાસ તેના ઘરના નોકર વગેરે પણ એકઠા થઈ ગયા. અને રથીની સાથે જ તેઓ પણ ચદનબાળાની પ્રશસા કરીને, તેના ચાલ્યા જવાનું દુઃખ કરવા લાગ્યા, તથા રથીને પૂછવા લાગ્યા કે તેણે વેશ્યાને કેવી રીતે સુધારી, અને તે કોના હાથમા કેવી રીતે વેચાણી ? રથીએ વેશ્યાના આગમનની, વાદરાઓના કૂદવાની, ચદનબાળા દ્વારા તેના રક્ષણની અને ધનાવહ શેઠને ત્યા વેચાવાની સઘળી વાત કહી રથીએ કહેલ વાત સાભળીને સઘળા માણસો એમ કહેતાં વધારે દુ ખી બની ગયા કે, ખરી રીતે તે સતી એવી જ હતી !

પોતાના પતિને તથા ઘરના બીજા બધા માણસોને આ પ્રમાણે વિલાપ કરતાં જોઈને, રથીની સ્ત્રી વિચારવા લાગી, કે જેને હું ખરાબ સમજતી હતી, તેને માટે તો આ બધા માણસો આ પ્રમાણે દુઃખી બની રહ્યા છે ! જો તે ખરાબ હતી, તો માત્ર મને જ ખરાબ કેમ લાગી ! આ લોકો પૈકી કોઈનેય પણ તે ખરાબ કેમ ન લાગી ! આ પ્રમાણે વિચારતા વિચારતાં, રથીની સ્ત્રીના સ્વભાવમાં એકદમ પરિવર્તન થયુ તે એવા નિર્ણય પર આવી કે, ખરી રીતે તે ખરાબ ન હતી, પણ હું જ ખરાબ છુ. આવા નિર્ણય પર આવ્યા પછી તેને ચદનબાળાને ઘરમાંથી કાઢી મૂકવા બદલ પશ્ચાત્તાપ થવા લાગ્યો, અને તે એકદમ રડી પડીને રથીના પગમા ઢળી પડી. તે કરુણ સ્વરે રથીને કહેવા લાગી કે, "મને—પાપિણીને ક્ષમા કરો મે તે સતી પર શકા લાવીને તેના પર નાહક ખોટુ કલક ચડાવ્યુ અત્યાર સુધી હું તેની મહત્તા ન જાણી શકી, પણ હવે મને તેની મહત્તાનું ભાન થયુ છે હવે તો તે સતી અહીંથી ચાલી ગઈ છે, અને હવે તેને પાછી લાવવાનો પ્રયત્ન પણ નકામો છે, તો પણ હું આજથી એવી પ્રતિજ્ઞા કરુ છુ

કે હવેથી હું તેના બતાવેલા માર્ગે સંચરીશ. તે જેવી રીતે પ્રભુ સ્વ[illegible] હતી જેવું વિનયશીલ વર્તન રાખતી હતી, અને જે રીતે ધર્મમાર્ગનું પાલન કરતી હતી તે જ રીતે હું પણ કરીશ. તે સતી કરીને તે ચાલી ગઈ છે પરન્તુ પોતાના આચરણનો આદર્શ મૂકી ગઈ છે. હું તે જ આદર્શ આચરણને અપનાવી લઈશ. આ ર[illegible] લાખ સોનામહોરોને હાથ પણ લગાડીશ નહિ!"

પોતાની સ્ત્રીનું અનાયાસે આવું પરિવર્તન થએલું જોઈ રથી તથા તેના ઘરના અન્ય માણસોને ખૂબ આશ્ચર્ય થયું. રથીની સ્ત્રીએ થોડાક જ દિવસોમાં પોતાના સદ્વ્યવહાર વડે પોતાને સ્ત્રી વસુમતિ જ સાબિત કરી દેખાડી.

રથીની સ્ત્રીએ પણ એમ સાંભળ્યું કે જે સતીને મે વેચાતી હતી, તે સતી ધનવાહ શેઠને ત્યાં છે. તેણે ભગવાન મહાવીરને દાન આપ્યું છે તેમ જ ઇંદ્રાદિ દેવોએ તેની સ્તુતિ કરી છે તથા સોનામહોરોની વૃષ્ટિ કરી છે અને અત્યારે નગરજનો તેના દર્શન કરવા માટે જઈ રહ્યા છે. આ સાંભળીને, રથીની સ્ત્રીએ વિનય અને નમ્રતાપૂર્વક રથીને કહ્યું કે નાથ, સાંભળ્યું છે કે જે સતીને મે કષ્ટ આપ્યું હતું અને બજારમાં વેચાતી હતી તે સતી ધનવાહ શેઠને ત્યાં છે તથા તેણે ભગવાન મહાવીરને દાન આપ્યું છે જેથી દેવતાઓએ તેનો મહિમા ગાયો છે અને ઘણા લોકો તેના દર્શન કરવા જઈ રહ્યા છે મને ઘણા દિવસોથી તે સતીના દર્શન કરવાની ઇચ્છા છે જો આપ મને તેનાં દર્શન કરાવો તો આપની મોટી કૃપા થશે."

પોતાની સ્ત્રીની આ પ્રાર્થના સાંભળીને રથીને અત્યંત આનંદ થયો. તેણે પોતાની સ્ત્રીને કહ્યું કે "હું તમારી આ ઉત્તમ ભાવનાની પ્રશંસા કરું છું અને કહું છું કે ચાલો, ઘણા દિવસો પછી, આજે તે સતીના દર્શન કરીને આપણાં નેત્રો સફળ [illegible]એ." એમ કહીને રથીએ રથ તૈયાર કરાવ્યો, તથા પોતાની સ્ત્રી[illegible] દર્શન કરવા ચાલ્યો.

પેલી તરફ વેશ્યાએ પણ સાભળ્યુ કે જે છોકરીને હુ વેશ્યા બનાવવા માટે ખરીદી રહી હતી, તે મહારાજા દધિવાહન તથા મહારાણી ધારિણીની પુત્રી હતી, અને તેણે ભગવાન મહાવીરને દાન આપ્યુ, તેથી ઇન્દ્રાદિ દેવો ધનાવહ શેઠને ત્યા તેનો મહિમા કરી રહ્યા છે ચદનબાળાએ તે વેશ્યાને પહેલેથી જ પવિત્ર બનાવી દીધી હતી ચંદનબાળાના ઉપદેશથી તે વેશ્યાવૃત્તિ ત્યાગીને પવિત્ર જીવન ગાળી રહી હતી, અને ચદનબાળા પ્રત્યે કૃતજ્ઞતા દર્શાવી રહી હતી. ધનાવહ શેઠને ત્યા તે સતી પ્રગટ થઈ છે એવુ સાભળીને તેના આનદનો પાર રહ્યો નહિ તે પણ ચદનબાળાનું દર્શન કરવા માટે ચાલી.

ધનાવહ શેઠ તથા મૂળાને સાથે લઈને ચદનબાળા સિંહાસન પર બેઠી હતી, તે જ વખતે ત્યાં પોતાની પત્નીને લઈને રથી આવી પહોંચ્યો રથી તથા તેની સ્ત્રીને જોતાં જ ચદનબાળા સિહાસન પરથી નીચે ઊતરી પડી ચંદનબાળાની સાથે જ ધનાવહ શેઠ તથા મૂળા પણ સિહાસનથી ઊતરી ગયા ચદનબાળા 'માતા, માતા' કહેતી થકી રથીની સ્ત્રી તરફ ચાલી અને રથીની સ્ત્રી 'પુત્રી, મને—પાપિનીને ક્ષમા કર' એમ બોલતી ચદનબાળા તરફ ચાલી નજીકમા આવતાં બંને એક બીજાના પગમાં નમી પડ્યા. ચદનબાળા તો કહેતી હતી કે, "માતા, મારા પર તમારો અનંત ઉપકાર છે ! આ બધુ તમારી જ કૃપાનું ફળ છે" અને રથીની સ્ત્રી કહેતી હતી કે, "હે પુત્રી, મને પાપિનીને ક્ષમા કર, મે તારા પર નાહકનું ખોટુ આળ મૂક્યુ, તથા વેચવા માટે તને વ્યાકુળ બનાવી" ચદનબાળાનો પગ ઝાલીને રથીની સ્ત્રી વારવાર આ પ્રમાણે કહેતી હતી ચદનબાળાએ તેને ઉઠાડીને, પોતાની છાતી સાથે ચાંપી અને તેને કહેવા લાગી કે, "માતા, તમે દુઃખ ન કરો, તમે મારા પર ઘણો જ ઉપકાર કર્યો છે. મને આટલે દરજ્જે લાયક બનાવવાના કારણભૂત તમે જ છો, કે જેથી મને ભગવાન મહાવીરને દાન આપવાનો ધન્ય પ્રસંગ મળ્યો

કે હવેથી હું તેના બતાવેલા માર્ગે સંચરીશ. તે જેવી રીતે પ્રેમ કર્યો હતો જેવું વિનયશીલ વર્તન રાખતી હતી અને જે રીતે બ્રહ્મચર્ય પાલન કરતી હતી તે જ રીતે હું પણ કરીશ. તે સતી ઘરેથી તો ચાલી ગઈ છે પરન્તુ પોતાના આચરણનો આદર્શ મૂકી ગઈ છે હું તે જ આદર્શ આચરણને અપનાવી લઈશ. આ ૨ લાખ સોનામહોરોને હાથ પણ લગાડીશ નહિ।"

પોતાની સ્ત્રીનું અનાયાસે આવું પરિવર્તન થયેલું જોઈ રથી તથા તેના ઘરના અન્ય માણસોને ખૂબ આશ્ચર્ય થયું. રથીની સ્ત્રીએ થોડાક જ દિવસોમાં પોતાના સદ્વ્યવહાર વડે પોતાને બીજી લક્ષ્મી જ સાબિત કરી દેખાડી.

રથીની સ્ત્રીએ પણ એમ સાંભળ્યું કે જે સતીને મેં વેચાતી હતી, તે સતી ધનવાહ શેઠને ત્યાં છે તેણે ભગવાન મહાવીરને દાન આપ્યું છે તેમ જ ઇંદ્રાદિ દેવોએ તેની સ્તુતિ કરી છે તથા સોનામહોરોની વૃષ્ટિ કરી છે અને અત્યારે નગરજનો તેના દર્શન કરવા માટે જઈ રહ્યા છે. આ સાંભળીને, રથીની સ્ત્રીએ વિનય અને નમ્રતાપૂર્વક રથીને કહ્યું કે નાથ, સાંભળ્યું છે કે જે સતીને મેં કષ્ટ આપ્યું હતું અને બજારમાં વેચાતી હતી, તે સતી ધનવાહ શેઠને ત્યાં છે તથા તેણે ભગવાન મહાવીરને દાન આપ્યું છે જેથી દેવતાઓએ તેનો મહિમા ગાયો છે અને સઘળા લોકો તેના દર્શન કરવા જઈ રહ્યા છે અને ઘણા દિવસોથી તે સતીના દર્શન કરવાની ઇચ્છા છે જો આપ મને તેનાં દર્શન કરાવો તો આપની મોટી કૃપા થશે."

પોતાની સ્ત્રીની આ પ્રાર્થના સાંભળીને રથીને અત્યંત આનંદ થયો. તેણે પોતાની સ્ત્રીને કહ્યું કે " હું તમારી આ ઉચ્ચ ભાવનાની પ્રશંસા કરું છું અને કહું છું કે ચાલો, ઘણા દિવસો પછી, આજે તે સતીના દર્શન કરીને આપણાં નેત્ર સફળ કરીએ. એમ કહીને રથીએ રથ તૈયાર કરાવ્યો, તથા પોતાની સ્ત્રી સાથે ચંદનબાળાના દર્શન કરવા ચાલ્યો.

પેલી તરફ વેશ્યાએ પણ સાભળ્યુ કે જે છોકરીને હુ વેશ્યા બનાવવા માટે ખરીદી રહી હતી, તે મહારાજા દધિવાહન તથા મહારાણી ધારિણીની પુત્રી હતી, અને તેણે ભગવાન મહાવીરને દાન આપ્યુ, તેથી ઇન્દ્રાદિ દેવો ધનાવહ શેઠને ત્યા તેનો મહિમા કરી રહ્યા છે. ચદનબાળાએ તે વેશ્યાને પહેલેથી જ પવિત્ર બનાવી દીધી હતી ચંદનબાળાના ઉપદેશથી તે વેશ્યાવૃત્તિ ત્યાગીને પવિત્ર જીવન ગાળી રહી હતી, અને ચદનબાળા પ્રત્યે કૃતજ્ઞતા દર્શાવી રહી તી. ધનાવહ શેઠને ત્યા તે સતી પ્રગટ થઈ છે એવુ સાભળીને ના આનદનો પાર રહ્યો નહિ. તે પણ ચદનબાળાનું દર્શન કરવા માટે ચાલી.

ધનાવહ શેઠ તથા મૂળાને સાથે લઈને ચદનબાળા સિંહાસન પર બેઠી હતી, તે જ વખતે ત્યા પોતાની પત્નીને લઈને રથી આવી પહોંચ્યો રથી તથા તેની સ્ત્રીને જોતા જ ચદનબાળા સિહાસન પરથી નીચે ઊતરી પડી ચંદનબાળાની સાથે જ ધનાવહ શેઠ તથા મૂળા પણ સિહાસનથી ઊતરી ગયા ચદનબાળા 'માતા, માતા' કહેતી થકી રથીની સ્ત્રી તરફ ચાલી. અને રથીની સ્ત્રી 'પુત્રી, મને પાપિનીને ક્ષમા કર' એમ બોલતી ચદનબાળા તરફ ચાલી નજીકમાં આવતાં બંને એક બીજાના પગમા નમી પડયા ચદનબાળા તો કહેતી હતી કે, "માતા, મારા પર તમારો અનંત ઉપકાર છે ! આ બધું તમારી જ કૃપાનુ ફળ છે." અને રથીની સ્ત્રી કહેતી હતી કે, "હે પુત્રી, મને પાપિનીને ક્ષમા કર, મેં તારા પર નાહકનું બોહ્ આળ મૂક્યુ, તથા વેચવા માટે તને વ્યાકુળ બનાવી." ચદનબાળાનો પગ ઝાલીને રથીની સ્ત્રી વારવાર આ પ્રમાણે કહેતી હતી ચદનબાળાએ તેને ઉઠાડીને, પોતાની છાતી સાથે ચાંપી અને તેને કહેવા લાગી કે, "માતા, તમે દુ:ખ ન કરો, તમે મારા પર ઘણો જ ઉપકાર કર્યો છે. મને આટલે દરજ્જે લાયક બનાવવાના કારણભૂત તમે જ છો, કે જેથી મને ભગવાન મહાવીરને દાન આપવાનો ધન્ય પ્રસંગ મળ્યો

જો તમે મને ઘરમાંથી બહાર ન મોકલત અને હું ઘરમાં જ રહેત, તો આ બધી રચના ન થાત. એ રીતે તમારું જીવન પણ ન સુધરત. આજે તમારામાં જે નમ્રતા છે તેનું કારણ હું ઘરમાંથી નીકળી એ જ છે."

રથીની સ્ત્રીને આ પ્રમાણે સમજાવીને ચંદનબાળાએ તેને સાન્ત્વન આપ્યું. પછી તેણે રથીને પ્રણામ કર્યા અને તેને કહેવા લાગી કે "પિતાજી હું આપની સદાને માટે ઋણી છું. આપની જ કૃપાથી મને ભગવાન મહાવીરનાં દર્શન થયાં." ચંદનબાળા આ પ્રમાણે રથીને કહેતી હતી અને રથી ચૂપચાપ ઊભો રહીને આંખોમાંથી આંસુઓ વહાવી રહ્યો હતો. ચંદનબાળાનું કથન પૂર્ણ થયા પછી તે કહેવા લાગ્યો કે "હે પુત્રી, તું સાક્ષાત્ દેવી છે જે દુષ્ટ વૃત્તિનું દમન કરે તે જ દેવી છે અને તેં અમારી દુષ્ટ વૃત્તિઓનો નાશ કર્યો છે. પહેલાં તો તેં મને પાપીને જ પાવન કર્યો. પછી વેશ્યાને સુધારી અને વેશ્યાએ આ મારી પત્નીને પવિત્ર બનાવી. તેને તો તું જાણે જ છે કે તે પહેલાં કેવી હતી. પરન્તુ તેં મોકલેલી ૨ લાખ સોનામહોરો લઈને, જેવો જ હું ઘેર ગયો કે તરત જ તેનો સ્વભાવ બદલાઈ ગયો અને તે એવી બની ગઈ કે જાણે બીજી તું જ ન હોય. મારી વેશ્યાઈ બહેનથી માતા સુધરી ગઈ આ વાતે કથન બરાબર સાચું કર્યું."

ધનાવહ શેઠ પણ હાથ જોડીને જેમ ભાઈ ભાઈને મળે તેવી રીતે રથીને મળ્યા. મૂળા પણ રથીની સ્ત્રીને મળી. તે વખતે ત્યાં આનંદ આનંદ જણાઈ રહ્યો હતો. બીજા પણ ઘણા માણસો ત્યાં એકઠા થઈ ગયા હતા અને પૂર્વોક્ત આધીન થઈ કોઈ ચંદનબાળાની પ્રશંસા કરતા હતા.

રથી, શેઠ આદિ સમતા ધરી રહ્યા હતા, એટલામાં જ વેશ્યા પણ આવી પહોંચી. તે દૂરથી જ કહેતી, હે સતી, મને—દુષ્ટાને ક્ષમા કરો

એમ બોલતી ચદનબાળા તરફ દોડી, તથા નજીકમાં આવીને, ચદન-બાળાના પગમા પડી ગઈ. ચદનબાળાએ તેને પણ ઉઠાડી, અને કહ્યું કે, "માતા, તમે કોઈ જાતનો શોક ન કરશો" વેશ્યા કહેવા લાગી કે, "આપના જેવી ત્રિલોકને પાવન કરનારી સતીને હું પાપની વૃદ્ધિ કરવા માટે વેશ્યા બનાવવા ઇચ્છતી હતી, એટલું જ નહિ પણ તેને માટે હું તમને બળાત્કારે પકડીને લઈ જવા માગતી હતી, અને મારી ચામડીના લોભી ભકતો આ કાર્યમાં મને મદદ કરવા માટે પણ તૈયાર થયા હતા. આટલું કરવા છતા પણ તમે મારા પર ઉપકાર કર્યો, તેમ જ વાદરાઓથી મારી રક્ષા કરી. તમારો ઉપદેશ પહેલાં તો મને રૂચ્યો ન હતો, પણ વાંદરાઓના ત્રાસથી મુક્ત થયા પછી મારું હૃદય એકદમ પલટાઈ ગયુ અને તે સાથે વર્તન પણ પલટાઈ ગયુ. હવે હું ઈશ્વર ભજન કરતી થઈ, પવિત્રતાથી મારુ જીવન વિતાવું છું. જે કામીજનો મારા રૂપના અગ્નિમા પોતાને બાળી ભસ્મ કરવા માટે આવતા હતા, તેઓ હવે આવતા નથી."

વેશ્યાએ ચદનબાળા પ્રત્યે પોતાની સઘળી જીવનચર્યા કહી. ચદનબાળાએ તેને પણ સાન્ત્વન આપ્યુ અને ત્યાં હાજર રહેલા અન્ય માણસોની સાથે જ તેને પણ આદરપૂર્વક બેસાડી.

ધનાવહ શેઠને ત્યાં આ સઘળું બની રહ્યું હતુ અને બેની તરફ સતાનિકના મહેલમા રાણી મૃગાવતી સતાનિકને ઠપકો આપી રહી હતી નગરમાં આ વાત પણ પ્રસિદ્ધ થઈ ચૂકી હતી કે, 'ધારિણી તથા દધિવાહનની પુત્રીને ધનાવહ શેઠે વીસ લાખ સોના-મહોરોમા ખરીદી લીધી હતી, અને તેની સાથે મૂળાએ આવી આવી જાતનો દુર્વ્યવહાર કર્યો હતો આજ તેણે અભિગ્રહધારી ભગવાન મહાવીરને દાન આપીને, તેમનું જીવન બચાવ્યું છે, એથી ઇન્દ્રાદિ દેવો તેનો મહિમા કરી રહ્યા છે' ચાલતી ચાલતી આ વાત રાણી મૃગાવતી પાસે પહોચી તેને પણ ખબર પડી કે, મારી બહેનની

પુત્રી આ શહેરમાં વેચાઈ છે તેને આ રીતે દુઃખ ભોગવવું પડ્યું છે અને આજે તેના હાથે ભગવાન મહાવીરનું પારણું થયું છે તેથી દેવોએ તેનો મહિમા કર્યો છે. આ સાંભળીને મૃગાવતીને ઘણું જ દુઃખ થયું તે કહેવા લાગી કે આ મારા પતિના અપરાધનું જ પરિણામ છે.

મૃગાવતીએ એ જ વખતે શતાનિકને સંદેશો મોકલ્યો. મૃગાવતીનો સંદેશો સાંભળી શતાનિક મૃગાવતીના મહેલમાં આવ્યો. મૃગાવતીને રોષાયમાન થયેલી જોઈને શતાનિક આશ્ચર્યચકિત બન્યો. મૃગાવતી સોળ સતીઓ પૈકીની એક હતી. તેના સતીત્વનું તેજ તે વખતે ઝગી રહ્યું હતું એ કારણથી શતાનિકને ભય થયો. તેણે મૃગાવતીને પૂછ્યું કે "આજે તમે આ પ્રમાણે રોષાયમાન કેમ છો!" મૃગાવતી કહેવા લાગી કે "તમારા લોભને કારણે કેવો કેવો અનર્થ થયો છે અને કોને કોને કેવું કેવું કષ્ટ ભોગવવું પડ્યું છે તેની કાંઈ ખબર છે! મેં તમને ઘણા સમજાવ્યા હતા, છતાં પણ તમે તમારો લોભ ન રોકી શક્યા. અને ચંપાનગરી પર શાંતિપૂર્વક રાજ્ય કરતા મારી બહેનના પતિ પર ચડાઈ કરવા દોડ્યા. પરિણામે મારા બનેવી દધિવાહનને જંગલનો આશ્રય લેવો પડ્યો, મારી બહેન ક્યાં અને કઈ દશામાં હશે તેની બિલકુલ ખબર નથી, અને મારી બહેનની દીકરીને તમારો કોઈ રથી ઉપાડી લઈ આવ્યો. જેણે તેને બજારમાં વેચી, ધનાવહ શેઠે તેને ખરીદી અને આજે તેના હાથથી તપસ્વી ભગવાન મહાવીરનું પારણું થયું છે જેથી ઇન્દ્રાદિ સઘળા દેવોએ તેનો મહિમા કર્યો છે. તમારા લોભને ખાતર, મારી બહેનની પુત્રી આ જ નગરમાં વેચાઈ છતાં પણ તમને આ વાતની ખબર નથી. જે રાજ્યને માટે તમે આવા અત્યાચાર કર્યા, તે રાજ્ય શું તમારી સાથે આવશે! તમને નિરપરાધી રાજા દધિવાહન પર ચડાઈ કરવામાં, એમની પ્રજાને દુઃખમાં નાખવા અને મારવા—કાપવામાં શરમ પણ ન આવી! દયા પણ ન આવી!"

મૃગાવતીએ આ પ્રમાણે રાજા સંતાનિકને ખૂબ ઠપકો આપ્યો. રાજા સંતાનિક પાસે મૃગાવતીની વાતોનો કોઈ જવાબ ન હતો. તેથી તે તેની વાતો ચુપચાપ સાંભળી રહ્યો અને પોતાના મનમાં પશ્ચાત્તાપ કરવા લાગ્યો આખરે તેણે મૃગાવતીને એમ કહ્યું કે, "મે રાજ્યના લોભે ચંપાની પ્રજા પર અત્યાચાર કર્યો, એ હું કબૂલ કરું છું, પણ તમારી બહેન[1] ની દીકરી સાથે મારે કાંઈ દુશ્મનાવટ ન હતી તે તો દધિવાહનની પુત્રી છે, તેવી જ મારી પુત્રી છે જો મને તેના સંબંધમાં કાંઈ પણ ખબર હોત, તો હું તેને કદાપિ દુખ પડવા દેત નહિ મારામાં એટલી બધી અધમતા ન હોઈ શકે. જે થયું તે થયું, આ વખતે વીતી ગયેલી વાત સંબંધમાં વધારે કાંઈ વિચાર ન કરતા, હવે તો તે સતીને આપણે ત્યાં બોલાવવી જોઈએ. તે સતી જ્યારે અહીંયા આવશે ત્યારે તેની માતાનો પણ પત્તો લાગશે, અને ત્યારે જ એ પણ માલૂમ પડશે કે તેને કયો રથી લાવ્યો હતો તથા કોણે વેચી હતી. મે ચંપાપુરી પર ચઢાઈ કરીને તે નગરી જરૂર લૂંટાવી તો ખરી, પણ કોઈની છોકરી, અને ખાસ કરીને મારા સંબંધી રાજાની પુત્રીને લાવીને, મારા જ નગરમા વેચવાનું હું કદી કર્યું નહિ માટે સૌથી પહેલા તો તે સતીને અહીંયા લાવવા માટે કોઈને મોકલવો જોઈએ"

સંતાનિકના આ કથનનું મૃગાવતીએ પણ સમર્થન કર્યું સંતાનિકે તરત જ પોતાના થોડાક સામંતોને બોલાવ્યા અને તેઓને ચંદનબાળાનો પરિચય આપીને તેમને કહ્યું કે, "તમે પાલખી લઈને જાવ તથા સન્માનપૂર્વક તે સતીને પાલખીમાં બેસાડીને લઈ આવો તેને અમારા બંનેની તરફથી અહીં આવવા માટે વિનતિ કરજો, અને જે રીતે વિવેકપૂર્વક તેને અહીં લાવી શકો તે રીતે લઈ આવજો"

સંતાનિકની આજ્ઞાથી સામંતો પાલખી લઈને ધનાવહ શેઠને

૧. પદ્માવતીની શોક્ય હોવાને લીધે.

ત્યાં ગયા. ત્યાંની રચના જોઈને તે લોકો ઘણા ખુશી થયા. તેઓ કહેવા લાગ્યા કે, "આજે અમને ઘણું સુંદર કામ સોંપવામાં આવ્યું. અમારું પુણ્ય પ્રબળ છે જેથી જ આજે અમને આ કાર્ય સુપ્રત કરવામાં આવ્યું અને અમને આ સતીના દર્શનનો સુઅવસર પ્રાપ્ત થયો."

ચંદનબાળા સામે જઈને સામંતોએ ઉચિત રીતે તેને વંદન કર્યું. પછી તેઓ કહેવા લાગ્યા કે "મહારાજ શતાનિક અને મહારાણી મૃગાવતીએ અમને પાલખી લઈને આપની સેવામાં મોકલ્યા છે અને આપ મહેલમાં પધારો એવી પ્રાર્થના કરી છે.

સાધારણ વ્યક્તિને રાજમહેલનું આવું સન્માનપૂર્ણ આમંત્રણ ખૂબ આકર્ષિત કરી શકે છે. પરન્તુ ચંદનબાળા પાસે આ પ્રકારનું પ્રલોભન શું કામ કરી શકે ! તેણે શતાનિકના સામંતોને નમ્રતાપૂર્વક ઉત્તર આપ્યો કે 'તમે મહારાજા તથા મહારાણીજીને મારા પ્રણામ કહેજો અને નિવેદન કરજો કે હું એ રાજમહેલમાં આવવાને લાયક નથી કે જેમાં બેસીને નિરપરાધી લોકોને લૂંટવા-મારવા વગેરેના પાપ કામનો વિચાર કરવામાં આવે છે. એટલા માટે મને ક્ષમા કરે. તેઓએ મને યાદ કરી, તેને માટે હું તેઓની આભારી છું."

શતાનિકના સામંતોએ વિવેકપૂર્વક ચંદનબાળાને રાજમહેલમાં પધારવા માટે ખૂબ પ્રાર્થના કરી, પણ ચંદનબાળાએ તેઓને એવી રીતે સમજાવ્યા કે જેથી તેઓ વધારે કંઈ કહી શક્યા નહિ અને ચુપચાપ પાછા ચાલ્યા ગયા. તેઓએ જઈને શતાનિક તથા મૃગાવતીને ચંદનબાળાએ આપેલો જવાબ કહી સંભળાવ્યો. ચંદનબાળાનો જવાબ સાંભળીને મૃગાવતીએ શતાનિકને કહ્યું કે "હું તો પહેલેથી જ જાણતી હતી કે તે સતી આવી રીતે નહિ આવે, છતાં પણ મેં આપના કથનની વિરુદ્ધ કંઈ પણ બોલવું ઉચિત માન્યું નહિ. તે

સતી, આપણા મહેલ પર લોભાય તેવી નથી. માટે તેને લાવવી હોય તો અભિમાન છોડીને આપ પણ ચાલો. અને હું પણ આવુ છુ આપણા જવાથી સભવ છે કે તે સતી આવવાનું કબૂલ કરે. તે આવી રીતે સંદેશાથી આવે તેવી નથી ”

મૃગાવતિનું કથન સતાનિકે સ્વીકાર્યું. તેણે કહ્યુ કે, “બહુ સારું, હું પોતે પણ આવુ છુ અને તમે પણ ચાલો ”

રાજા અને રાણી ધનાવહ શેઠને ત્યા જવા માટે તૈયાર થયાં. રાજપરિવારના અન્ય માણસો તથા સામતો વગેરે પણ સાથે જવા માટે તૈયાર થયા સામત, ઉમરાવો સહિત રાજા અને રાણીની સવારી ધનાવહ શેઠને ત્યાં જવા માટે નીકળી રાજા રાણીની સવારી જતી દેખીને નગરના બીજા પણ ઘણા લોકો સાથે થઈ ગયા. આખાયે શહેરમા આ વાતની ખબર પ્રસરી ગઈ કે જે સતીના હાથે ભગવાન મહાવીરનું પારણુ થયુ છે, તે સતી, મહારાજા દધિવાહન તથા મહારાણી ધારિણીની પુત્રી છે તથા મહારાણી મૃગાવતીની બહેનની પુત્રી છે એટલા માટે રાજારાણી વગેરે સઘળા માણસો તે સતીના દર્શન કરવા તેમ જ તેને મહેલમાં લઈ જવા માટે જાય છે આ સાંભળીને, નગરના બીજા લોકો પણ ધનાવહ શેઠને ત્યા દોડી ગયા થોડી જ વારમા ધનાવહ શેઠને ત્યા માણસોની ખૂબ ઠઠ જામી ગઈ એટલામા રાજા તથા રાણીની સવારી પણ આવી પહોચી ચદનબાળાને દૂરથી જ જોતાં, મૃગાવતી તથા સતાનિક વાહનમાંથી નીચે ઊતરી, પગે જ ચાલતા ચંદનબાળા સામે ગયા

ચંદનબાળાની પાસે પહોચતાં જ, રાણી અને સતાનિક ચદનબાળાના પગમા પડી ગયા. સતાનિક હાથ જોડીને ચદનબાળાને કહેવા લાગ્યો કે, “ હે સતી, મને—પાપીને ક્ષમા કરો મે ભયકર અપરાધ કર્યો છે. તમારા જેવી સતીને દુ ખમાં નાખી છે. હું ઘોર

પાપી છું જો તમે મારા અપરાધો તરફ ઉપેક્ષિત કરો, તો તે મારું મોટું પુણ્ય જોઈ શકો, કિંતુ તમે દૈવી સ્વભાવના છો, પાપીઓને ક્ષમા કરનાર અને પોતાની ઉદારતાથી અન્યના પાપો સમાવનાર છો, તેથી મને પણ ક્ષમા કરો તથા મહેલમાં પધારીને મને કૃતાર્થ કરો.

સંતાનિક તથા મૃગાવતીને ઊભા કરીને, ચંદનબાળા તેમને કહેવા લાગી કે "તમે આ અજુગતી વાત કેમ કરી રહ્યા છો! તમે મારા માટે માતા-પિતા સમાન પૂજ્ય છો, છતાં પણ મારા પગમાં પડીને મારા પર પાપ કેમ ચઢાવી રહ્યા છો! તમે ગમે તેવો અપરાધ કર્યો હોય, તોપણ મારે મન તો તમે આદરણીય જ છો. અપરાધને લીધે હું તમને અનાદરણીય નથી સમજતી હવે રહી મહેલમાં આવવાની વાત. જો કે મને કોઈ સ્થાન પ્રત્યે દ્વેષ નથી, અને જ્યાં માતા તુલ્ય માસી તથા પિતા તુલ્ય તમે રહો છો, તે સ્થાન પ્રત્યે તો દ્વેષ હોઈ જ કેમ શકે! પણ આપ જ વિચાર કરો કે જે મહેલમાં વિશેષે કરીને પાપ કર્મ કરવાના જ વિચાર રહ્યા કરે છે ત્યાં હું કેવી રીતે આવી શકું! જો આ કારણ ન હોત તો હું આપના સામંતોની સાથે જ કેમ ન ચાલી આવત! મારા હૃદયમાં એવી ભાવના ન હતી કે હું સામંતોની સાથે નહિ આવું પણ તમે આવશો ત્યારે આવીશ. મારે માટે તો આપે મોકલેલા સામંતો પણ આપની જ જેમ આદરણીય છે છતાં પણ હું ન આવી, તેનું કારણ એ જ કે હું તે મહેલમાં જવા યોગ્ય નથી કે જે મહેલમાં હમેશાં લૂંટવા ખૂંટવાના તથા નિરપરાધીઓ પર અત્યાચાર કરવાના જ વિચારો અસ્તિત્વ ધરાવે છે. તમે જ કહો કે હું તે મહેલમાં કેવી રીતે આવી શકું! જે મહેલમાં આવી ભાવના, અને મારા વિચારોથી વિરુદ્ધ ભાવના અને વિચારોનું આધિપત્ય છે તે મહેલમાં મારું જવું કઈ રીતે ઉચિત હોઈ શકે! તમે જ કહો કે મારા પિતાનો શો અપરાધ હતો, કે જેથી તમારે ચંપા પર ચઢાઈ કરવી પડી! કેટલાક

સમયને માટે માની લ્યો કે મારા પિતાનો કોઈ અપરાધ હતો, તો તે માટે પિતાને શિક્ષા મળવી જોઈતી હતી, કે ચંપાની નિરપરાધિની પ્રજાને? પિતા તો યુદ્ધ કર્યા વગર જ ચંપા છોડીને જંગલમાં ચાલ્યા ગયા હતા. તમને ચંપાના રાજ્યનો લોભ હતો, તો તમે ચંપા પર તમારું આધિપત્ય કરી શકતા હતા, પણ ચંપાની પ્રજાને લૂંટવાની, તેની હત્યા કરવાની, અને તેનાં પર અત્યાચાર કરવાની શી જરૂર હતી? કદાચ કહેશો કે ચંપાની સેનાએ અમારો સામનો કર્યો હતો, તેણે અમારી સાથે યુદ્ધ કર્યું હતુ, તો તે અપરાધ સેનાનો હતો. પ્રજાએ તો કોઈ અપરાધ નહોતો કર્યો. તો પછી તેને એવો અમાનુષિ દંડ શા માટે?"

ચંદનબાળાની આ વાતો સંતાનિક નીચુ મસ્તક રાખી શાંતિપૂર્વક સાંભળી રહ્યો હતો તેની પાસે ચંદનબાળાને આપવા માટે કોઈ જવાબ ન હતો.

ચંદનબાળા સંતાનિકને પુનઃ કહેવા લાગી કે, "જે મહેલમાં બેસીને વિના કારણે જ ચંપાપુરી પર ચઢાઈ કરવાનો, ચંપાપુરીને લૂટવાનો, પ્રજા પર અત્યાચાર કરવાનો વિચાર કરવામાં આવ્યો, અને આ બધુ કર્યા પછી, જે મહેલમાં બેસીને, તેના વિજયમાં ખુશાલી માનવામાં આવી, તે મહેલમાં હું કેવી રીતે આવી શકું? મારા કહેવાનો આશય એવો નથી કે રાજધર્મનો ત્યાગ કરવામાં આવે, પણ રાજધર્મ પ્રજાના રક્ષણાર્થે છે, પ્રજાનો વિનાશ કરવા માટે નહિ રાજાને માટે રાજધર્મનું પાલન કરવુ જરૂરનું છે. રાજા વડે રાજધર્મનું પાલન થવાથી જ પ્રજાનું રક્ષણ થયે છે. શું ચંપાને લૂંટીને તમે રાજધર્મનું પાલન કર્યું છે? શું નિરપરાધી લોકોને મારવા, તેમની સંપત્તિ લૂટવી, એ પણ કોઈ રાજધર્મ છે? આપને ચંપાના રાજ્યનો લોભ હતો, તો આપ ચંપા પર રાજ્ય કરી શકત, પરંતુ આપની સેનાએ ચંપામાં અત્યાચારનું જે તાંડવ કર્યું તે શા

માટે ! અને આપે આ રાજધર્મના રક્ષણ માટે આપની સેનાને એવું કરવા દીધું ! તેઓને સ્વચ્છંદી કેમ બનવા દીધા ! શું આપ જાણો છો કે આપની સેના દ્વારા ચંપાપુરીના નિવાસીઓ પર કેવા ભયંકર અત્યાચાર ગુજારાય છે ! શું આપને ખબર છે કે આપની સેનાએ ચંપાની પ્રજા સાથે કેવો પૈશાચિક વ્યવહાર દાખવ્યો છે ! શું આપ નથી જાણતા કે સેનાના હાથમાં શાસન-સત્તા આપી દેવાથી કેવાં ઘોર અત્યાચાર થાય છે ! એવી દશામાં સેના શા શા અત્યાચારો નથી કરતી ! શાસન-સત્તા મળી જવાથી સેના પ્રજાને મારે છે કાપે છે તેની ધન સંપત્તિ લૂંટે છે ચૂસે છે અને તેઓની વહુ દીકરીઓનું સતીત્વ પણ નષ્ટ કરે છે શું ચંપાની પ્રજા પર તે વખતે આવો જ અન્યાય-અત્યાચાર નહિ થયો હોય ! જ્યારે તમારો એક રથી મને તથા મારી માતાને પણ પોતાની અધમ વાસનાની તૃપ્તિ માટે મહેલમાંથી પકડીને જંગલમાં લઈ ગયો હતો, તો બીજી પ્રજાની વહુ-દીકરીઓનું સતીત્વ કેમ બચવા પામ્યું હશે ! મારી માતા વીરાંગના તથા વીરપત્ની હતી એથી તેણે પ્રાણનો ત્યાગ કરીને પણ પોતાના સતીત્વની રક્ષા કરી, અને એ રીતે જે રથી મારું અપહરણ કરવા તૈયાર થયો હતો તેને જ મારી માતાએ રક્ષક બનાવી દીધો, પણ જો માતામાં એ પ્રકારનું બલિદાન આપવાની શક્તિ ન હોત, ને તે પ્રાણત્યાગનું સાહસ ન કરત તો, તેને—અને સાથે જ મારે તમારા રથીના દુરાચારનું સાધન બનવું પડત કે નહિ ! શું આપ થવા દેવું તે રાજધર્મ છે !

ચંદનબાળાના મોઢેથી ધારિણીના મૃત્યુ સમાચાર સાંભળીને મૃગાવતીને અતિશય દુઃખ થયું તે વિલાપ કરતી કહેવા લાગી કે "હાય ! એમની રાજ્યલોલુપતાને કારણે મારી સગી બહેનને એક રથીના હાથમાં ફસાવું પડ્યું અને પ્રાણનો નાશ કરીને સતીત્વનું રક્ષણ કરવું પડ્યું. મારી બહેનની જ જેમ કોણ જાણે કેટલીયે બાઈઓને

સતીત્વના રક્ષણ માટે પ્રાણ ગુમાવવો પડયો હશે, અથવા પોતાના સતીત્વનો ભંગ કરવો પડયો હશે ધિક્કાર છે રાજ્યલોલુપતાને, કે જેને લીધે આવા અત્યાચારો થાય છે."

મૃગાવતીને ધૈર્ય આપવા માટે ચંદનબાળા તેને કહેવા લાગી કે, " માસી ! માતાના સંબંધમાં તમે જરા પણ દુઃખ ન ધરશો. તેમણે એક સતી સ્ત્રીને છાજે તેવું કાર્ય કર્યું છે તેમણે પંડિત-મરણે પ્રાણ-ત્યાગ કર્યો છે, તેથી તેમનું મૃત્યુ લેશ પણ ચિંતાને યોગ્ય નથી. જગતમા જન્મે છે તેને અવશ્ય મરવુ તો પડે છે જ, પરંતુ આ પ્રકારનું પંડિતમરણ થવું, એ મહા પુણ્યનું પરિણામ છે. એટલા માટે માતા સંબંધમા તમે જરા પણ દુ ખ ન કરશો આજે તમે જે રચના દેખી રહ્યા છો, અને ભગવાન મહાવીરને દાન આપવાનું જે કાર્ય મારા હાથે થયું છે, તે બધુ માતાના ઉપદેશનુ જ પરિણામ છે. જો માતાએ મને શાંતિ—યુદ્ધમાં ધૈર્ય રાખીને, દુ ખમા પણ પ્રસન્ન રહેવાની તથા કોઈના ઉપર ક્રોધ પણ ન કરવાની શિખામણ ન ન આપી હોત, તો આજે આવો આનંદ ક્યાંથી પ્રાપ્ત થાત ? હું જે કાંઈ કહું છુ, તે માતાને મરવુ પડયુ એવા વિચારથી નથી કહેતી, પણ હું બતાવુ છુ કે જે મહેલમા આવવા માટે મને કહેવામા આવે છે, તે મહેલમાં રાજધર્મના નામ પર કંઈ કંઈ જાતના અન્યાય અત્યાચાર કરવાના વિચારો કરવામાં આવ્યા છે. રાજાનું કામ છે કે તે પોતાના દેશ, તથા નગરમા થતી સઘળી નવીનૂની વાતોની માહિતી રાખે માસાને પણ આ નગરમા બનતી સઘળી ઘટનાઓથી પરિચિત બનવું જોઈતું હતું, પણ તેઓએ રાજ્યનો ઉદ્દેશ કોઈ બીજો જ માની લીધો છે તેમણે તો એવુ માન્યું છે કે ઉત્તમોત્તમ ભોગ ભોગવવા માટે જ રાજ્ય છે. રાજ્ય પ્રાપ્તિનો આથી વધારે બીજો કોઈ હેતુ નથી. આ જાતના વિચારોને કારણે જ માસા બીજાઓને લૂંટવા ઝૂંટવામાં, ખજાનો ભરવામાં અને વિષયભોગ કરવામા જ રહ્યા. પ્રજાનું રક્ષણ તથા તેને સુખ સગવડ આપવા તરફ તેમણે ધ્યાન જ

તો ભોગવી લ્યે છે, પણ જ્યાં જવાથી આત્માના ગુણોનો નાશ થવાની ભીતિ રહે છે ત્યાં તેઓ કદાપિ જતા નથી એટલા માટે મેં મહેલમાં આવવાનો અસ્વીકાર કર્યો છે. તમે મને ક્ષમા કરજો. હું અહીંયા આનંદમાં છુ. અહીંયા રહેવાથી હું ભગવાન મહાવીર તથા તેમના ગુણોની નિકટમાં આવી શકી છુ જ્યાં હમેશાં પાપમય કાર્યોની પ્રવૃત્તિ રહેતી હોય તેવા તમારા રાજમહેલમાં, આવી જાતના સદ્-ભાવનાશીલ વિચારોના વિકાસને સ્થાન નથી. તમારા રાજ્યમાં સારાં કાર્યો ક્યાં થયાં છે, કે જેથી હું ત્યાં આવુ!"

: પ્રકરણ :

[૧૮]



## પશ્ચાત્તાપ

મનુષ્ય આવેશવશ કોઈ અનુચિત તથા અન્યાય પૂર્ણકર્મ કરી તો નાખે છે તે કાર્ય કરતી વખતે તો તેને કાર્યની અનિષ્ટતા વિષે કંઈ પણ વિચાર આવતો નથી એટલું જ નહિ પણ તે તે વખત કાર્યમાં પણ સારાપણું જ સૂઝે છે એથી જ તે તે કાર્ય કરે છે. પણ જ્યારે કોઈ પ્રસંગવશ જ્ઞાનીના ઉપદેશથી અથવા પોતાની બુદ્ધિથી તેને તે કર્મ ખોટું માલૂમ પડે છે તે વખતે તેના પશ્ચાત્તાપનો પાર રહેતો નથી. ત્યારે તેને પોતાના કર્મની શરમ આવે છે તે પોતાને પાપના ભારથી દબાયેલો માને છે અને યથાશક્તિ તે પાપથી છૂટવાનો ઉપાય કરે છે પરદેશી રાજા હિંસા કરવામાં, મારવામાં, પ્રજાને લૂંટવામાં અને તેના પર ભારે કર નાખવામાં આનંદ માનતો હતો. તેને તે પાપ કાર્યો કરવામાં આનંદ આવતો

હતો, પણ જ્યારે તેને કેશી શ્રમણ મહારાજના ઉપદેશથી પોતાના કાર્યની અધમતા જણાઈ, ત્યારે તેને પોતાના કામ પ્રત્યે ઘણો તિરસ્કાર ઉત્પન્ન થયો, અને પછી તેણે તેવા કાર્યોથી મુક્તિ મેળવવાના જ કાર્ય કર્યા ચડકૌશિક સર્પ, પોતાના ઝેરથી લોકોને મારી નાખવામાં જ પ્રસન્નતા અનુભવતો હતો. તેણે પારાવાર જીવોને પોતાના ઝેરથી બાળીને ભસ્મ કર્યા હતા પરન્તુ જ્યારે તેને ભગવાન મહાવીરનો ઉપદેશ સાંભળવા મળ્યો અને પોતાના દુષ્ટ કાર્યોનું ભાન થયું, ત્યારે તેણે સઘળા પ્રત્યેનું વૈર ત્યાગીને, નિશ્ચેષ્ટ બનીને, જીવન ભરના અનશનપૂર્વક પ્રાણની આહુતિ આપી, અને એ રીતે તેણે પોતાનાં પાપનો પશ્ચાત્તાપ કર્યો

સમ્રાટ અશોકને પણ યુદ્ધ ખૂબ જ પ્રિય હતું, પરન્તુ કલિંગ દેશના યુદ્ધનો રક્તપાત અને મનુષ્યોનો સંહાર જોઈ ને યુદ્ધ જેવા પાપપૂર્ણ કાર્યો પ્રત્યે તેને હમેશને માટે અરુચિ થઈ ગઈ. પછી તે એક ધર્મનિષ્ટ મનુષ્ય બની ગયો. આવી જાતના અનેક દૃષ્ટાંતો એવા છે કે જેથી એમ સિદ્ધ થાય છે કે પાપ કરતી વખતે તો તેણે પાપના કાર્યને સારુ ગણ્યું હતું, પરન્તુ પછી તેને ખૂબ તિરસ્કાર થયો અને તે સબંધમા અત્યત પશ્ચાત્તાપ પણ થયો.

રાજા સતાનિકને, રાણી મૃગાવતી પ્રસગોપાત યુદ્ધાદિ હિંસામય કાર્યોથી બચવા અને પ્રજાનું પુત્રવત્ પાલન કરવા ઘણું સમજાવતી હતી, પરન્તુ તે વખતે તે મૃગાવતીના ઉપદેશથી બેપરવા રહીને, ધર્મની પણ મશ્કરી કરતો હતો તે વખતે તેને યુદ્ધ કરવાનું જ ગમતું હતું તથા તે માનતો હતો કે હું રાજા છું, અમારો જન્મ જ લોકો પર રાજ્ય કરવા, બીજા રાજ્યો જીતવા, સુંદર સ્ત્રીઓ સાથે ભોગવિલાસ કરવા અને સુદર પદાર્થો છે તે સઘળા અમારા ઉપભોગને અર્થે જ છે. આ પ્રકારના વિચારોને લીધે જ તે કોઈ પણ પાપ કાર્યમાં સ કોચ કરતો ન હતો, પણ સતોષ જ માનતો હતો.

હતો આવી ભાવનાને લીધે જ મે ઘણાં પાપ કર્યા અને એથી જ તમારી માતાને પોતાનો પ્રાણ ગુમાવવો પડ્યો તથા તમારે આ પ્રમાણે કષ્ટ ભોગવવું પડ્યું. અને આ પ્રકારની ભાવના હોવા છતા પણ હું એવો નીચ તો ન હતો કે જે સૈન્ય વડે કોઈની વહુ-દીકરી અને ખાસ કરીને તમારી માતાનું સતીત્વ લૂટવાની પરવાનગી આપુ. મને ચપાના રાજ્યનો લોભ જરૂર હતો મે મારા નિકટ સબંધી દધિવાહનને અવશ્ય પદભ્રષ્ટ કર્યો, અને ચપા લૂંટવાની આજ્ઞા પણ જરૂર આપી, પણ કોઈનુ સતીત્વ નષ્ટ કરવાની, અને ખાસ કરીને રાજપરિવારની સ્ત્રીઓને લૂંટવાની, તેમનુ હરણ કરવાની, કે તેમનુ સતીત્વ નષ્ટ કરવાની આજ્ઞા મેં કદાપિ આપી ન હતી મારી આજ્ઞાનો કેવી રીતે દુરુપયોગ કરવાનો આવ્યો છે, તેની ઓઠે કેવાં અત્યાચારો ગુજારવામા આવ્યા છે, એ વાતની મને આજે જ ખબર પડી. આ બધા જુલમોને માટે હું મને પોતાને જ અપરાધી ગણું છુ આ નગરમા તમે આટલા વખત સુધી કષ્ટ ભોગવ્યુ, તથા અહીયા વેચાયા, ઇત્યાદિ વિતકોને માટે હું પોતે જ અપરાધી છુ જો મે બરોબર આ બધી બાબતો પ્રત્યે લક્ષ્ય આપ્યુ હોત, મારા રાજ્યમાં દાસદાસીના ક્રયવિક્રયની પ્રથા રહેવા દીધી નહોત, તો આમ ન બનત ! એ જ રીતે જ્યારે રાજા દધિવાહન મારી સન્મુખ જ જગલમા ચાલ્યા ગયા હતા, ત્યારે જો મે આ વાતની માહિતી મેળવી હોત—તેનો પરિવાર કયા છે—તો તમને કષ્ટ કેમ ભોગવવુ પડત તથા તમારી માતાને પણ કેમ મરવુ પડત ? આ બધુ મારા જ અપરાધોનુ પરિણામ છે. આ સઘળી બાબતોને માટે હૂં મને પોતાને જ પાપી સમજું છુ. તે માટે આજે મારા હૃદયમા પારાવાર પશ્ચાત્તાપ થાય છે મને એવો કોઈ ઉપાય નથી સૂઝતો કે જેથી હુ પાપમુક્ત બની શકુ. હે સતી ! મારા જેવા પાપીનો ઉદ્ધાર કરવામા તમે જ સમર્થ છો તમે જ મારો ઉદ્ધાર કરી શકો છો ''

આમ બોલતાં બોલતાં સતાનિકની આંખોમાં આંસુ ભરાઈ આવ્યાં, તેનું હૃદય દુઃખથી ભરાઈ ગયું, અને તે મદનબાળાના ચરણે પડી ગયો. આ પ્રમાણે પશ્ચાત્તાપ કરતા સતાનિકને દુઃખી જોઈને, મદનબાળાએ વિચાર કર્યો કે ભલે તો આ કુલીન તથા વીર ક્ષત્રિય છે. આ વખતે તે દુઃખી છે. તેને આવા દુઃખને વખતે ધૈર્ય આપવામાં ન આવે, સાન્ત્વન આપવામાં ન આવે તો તેનું મગજ ફિરાઈ જશે અને તે મરી જશે.

આ પ્રમાણે વિચાર કરીને મદનબાળાએ સતાનિકને કહ્યું કે પિતાજી! પાપનો પશ્ચાત્તાપ કરવાથી પાપ ઓછાં થઈ જાય છે. તમને તમારા દુષ્ટ કાર્યો માટે ખૂબ જ પશ્ચાત્તાપ થાય છે તેમ જ તમે મને ઉદ્ધાર કરવાનું કહી રહ્યા છો. એટલે હું તમને કહું છું કે તમે જેનું જેનું ધન વગેરે લૂંટી લીધું છે તે તેને પાછું સુપ્રત કરી દો, તથા ભવિષ્યમાં આ જાતનું પાપ ન કરવાની પ્રતિજ્ઞા લ્યો. આમ કર્યા પછી તમે નિષ્પાપી—પવિત્ર બની જશો. હું એમ નથી કહેતી કે તમે રાજધર્મનું પાલન ન કરો. રાજધર્મનું પાલન કરવું, ગુનેગારોને શિક્ષા કરવી અને પ્રજાનું રક્ષણ કરવું, એ તો રાજાઓનું જ કર્તવ્ય છે. જે રાજા આ કર્તવ્યનું પાલન નથી કરતો, તે પતિત તેમ જ પાપી છે. એટલા માટે હું રાજધર્મનું પાલન ન કરવાનું કહેતી નથી, પણ એમ કહું છું કે પોતાને માટે રાજ્ય છે એમ નહિ, પણ પોતે રાજ્યને માટે છે એમ સમજો. રાજ્યને પોતાના ભોગ-વિલાસનું સાધન ન માનો, પોતાને શાસક અને પ્રજાને શાસિત માનવાની ભાવના ન રાખો પણ એવું સમજો કે મારા પર રાજ્યનો ભાર છે અને હું તે ભાર ઉપાડીને પ્રજાનું રક્ષણ કરનાર પ્રજાને સુખ આપનાર, પ્રજાનો એક સેવક છું. આ પ્રકારની ભાવના રાખવાથી રાજ્ય એ પાપનું કારણ નથી થતું. આ વિચારશ્રેણિથી, બીજાનું રાજ્ય છીનવી લેવાની, બીજાઓ પર અત્યાચાર કરવાની ઇચ્છા નથી થતી, પણ એ જ ઇચ્છા રહે છે કે પ્રજા પાલનમાં મારી

દીન-દુઃખીઓની રક્ષામા જ મારી શક્તિનો સદુપયોગ કરવામા આવે. આ જાતની જ ભાવના રાખીને મારા પિતાજી ચપાનું રાજ્ય ચલાવતા હતા તેથી તેમણે પોતાની સેના પણ વધારી નહિ, તેમ તમે ચઢાઈ કરી ત્યારે યુદ્ધ કરવાથી નાહક મનુષ્યોનો સંહાર થાય એ તેમને ઇષ્ટ ન લાગવાથી જ વનમા જવાનું પસદ કર્યું"

ચદનબાળાનું કથન સાંભળીને, સંતાનિક કહેવા લાગ્યો કે, "હે સતી, આજે તમે મને જે વિવેકનો ઉપદેશ આપ્યો, તે વિવેકની મારામા પૂરૂ જ ખામી હતી કહેવત છે કે—

> यौवन धनसंपत्ति प्रभुत्वमविवेकिता ।
> एकैकमप्यनर्थाय किमुयत्र चतुष्टयम् ॥

અર્થાત્—યૌવન, ધન-સપત્તિ, પ્રભુત્વ અને અવિવેક એ દરેક અનર્થકારક છે. તો જ્યા એ ચારેય ભેગા થાય ત્યા અનર્થનું તો કહેવુ જ શું!

"હે સતી, મારામા આ સઘળી વસ્તુઓ હતી અને સલાહકારો પણ એવા મળ્યા હતા કે જેઓ મારા અવિવેકમા વૃદ્ધિ કરતા હતા, અને મારી દુષ્ટ ભાવનાઓને પ્રોત્સાહન આપતા હતા. તમે મને આજે જે વિવેકનો ઉપદેશ આપ્યો છે, તે ગ્રહણ કરીને હું પ્રતિજ્ઞા કરુ છુ કે, ભવિષ્યમા હું મને પોતાને પ્રજાનો સેવક માનીને, તેના હિતના જ કાર્યો કરીશ. જેથી પ્રજાનું અહિત થાય એવુ એક પણ કામ નહિ કરુ હવેથી હું કોઈનું પણ ધન ઇત્યાદિ લૂટવાનો પ્રયત્ન કરીશ નહિ બલ્કે, મારી મારફત જેઓનું કાંઈ લૂટાયુ છે તે તેઓને પાછુ આપી દઈશ, તથા મારા આવા દુષ્ટ કૃત્ય માટે હું તેઓની ક્ષમા માગીશ મહારાજા દધિવાહન કયા છે તેની માહિતી અત્યારે નથી, છતાં હું તેમની તપાસ કરાવીશ, તેમને સન્માનપૂર્વક પાછા બોલાવીશ, તેમને ચપાનું રાજ્ય પાછુ સોંપીશ અને ચપાનો જે વિનાશ થયો છે તેને હું પુન સમૃદ્ધ બનાવી દઈશ આ પ્રમાણે હું,

રહ્યો હતો ચંદનબાળાએ સતાનિક પ્રત્યે રથીના કૃત્યોનું વર્ણન કર્યું કે તરત જ રથીએ માની લીધુ કે હવે હું જીવતો રહી શકીશ નહિ તેમાય વળી સંતાનિકનો નિર્ણય સાભળીને તો તેને ખાત્રી જ થઈ ગઈ કે હવે જરૂર મારો વિનાશ થશે એ રીતે તેને ભય તો લાગ્યો, પણ ચંદનબાળાએ પોતાના ઉપદેશદ્વારા રથીના હૃદયમા જે દૃઢતા ઉત્પન્ન કરી હતી તે કારણે તેણે વિચાર કર્યો કે મે જે પાપકર્મ કર્યું છે તેની શિક્ષા તો મને અવશ્ય મળવી જ જોઈએ ગુનો છુપાવવો અથવા તે સંબધી ક્ષમા ઇચ્છવી એ ઠીક નથી કારણકે દંડ ભોગવવાથી આત્મા જેટલો પવિત્ર અને નિર્મળ બને છે તેટલો તે ઉપર પ્રમાણે કરવાથી પવિત્ર અને નિર્મળ બનતો નથી

આ પ્રમાણે રથી વિચાર કરી રહ્યો હતો, એટલામા જ ચંદનબાળાએ સતાનિકને કહ્યુ કે, "તમે કેટલાક અપરાધીઓ બાકી રાખીને ઘણુ સારું કર્યું, પરન્તુ હવે તમે કોઈ પણ અપરાધીને શિક્ષા ન કરશો, પણ સૌને ક્ષમા આપજો. જ્યારે તમારા સઘળા અપરાધો પશ્ચાત્તાપથી મટી શકે છે, ત્યારે શુ તે અપરાધીઓને પશ્ચાતાપ નહિ થાય ? અને તેઓના પાપ નહિ ધોવાય ? જો તે અપરાધીઓ શિક્ષાને પાત્ર છે, તો શુ તમે પોતે પણ શિક્ષાને પાત્ર નથી ? માટે તેઓને પણ ક્ષમા કરો જે બાબતને માટે અપરાધી પશ્ચાત્તાપ કરી ચૂક્યો છે, તે જૂના અપરાધને માટે શિક્ષા કરવાથી, વૈરની વૃદ્ધિ થાય છે, અને એક વખત બંધાયલું વૈર જન્મ જન્માતર સુધી ચાલ્યા કરે છે, એટલા માટે હવે તમે અત્યાર સુધીના સઘળા ગુનેગારોને માફી આપી દો."

આ કથનના જવાબમા સતાનિક કહેવા લાગ્યો કે, "તમારુ કહેવુ બરાબર છે. મારે પણ, મારા આત્માને પવિત્ર બનાવવા માટે શિક્ષા ભોગવવી જ જોઈએ અને મારે માટે તમે જે શિક્ષાની વ્યવસ્થા કરશો તે શિક્ષા ભોગવવા માટે હું તૈયાર છુ. આ પ્રમાણે જે જે

માણસોએ મહાન અધમ અપરાધ કર્યો હોય, તેઓને પણ શિક્ષા મળવી જ જોઈએ."

શતાનિકનું કથન સમાપ્ત થતાં જ રથી એકદમ ઊભો થઈ ગયો અને સાહસપૂર્વક આગળ આવીને શતાનિકને કહેવા લાગ્યો કે "મહારાજ! આપના રાજ્ય-પરિવારને દુઃખમાં નાખવા માટે હું જ ગુનેગાર છું. મેં જ મનવાસનાની પ્રેરણાથી આ ભયંકર અપરાધ કર્યો છે. મારા જેવા અધમ માણસથી પોતાના સતીત્વનું રક્ષણ કરવા માટે જ ધારિણી જેવી સતીને પ્રાણત્યાગ કરવો પડ્યો. આ સતીને બજારમાં વેચાવાના તથા બીજા દુઃખ ભોગવવાના કારણભૂત હું જ છું. મહારાણી ધારિણીએ મને ખૂબ સમજાવ્યો હતો, પણ હું તેના સૌંદર્ય પર એટલો બધો મુગ્ધ બની ગયો હતો કે તેની શિખામણનો એક પણ શબ્દ મારા હૃદયમાં ઉતરી નહિ. મારી પાસે તેનો પ્રખર ઉપદેશ ગરમ તવી (કડાઈ) પર પડેલાં પાણીનાં ટીપાંની જેમ રહ્યો. (નિષ્ફળ નીવડ્યો) આ કારણે અંતે તે સતીને પોતાના પ્રાણનો ત્યાગ કરવો પડ્યો. એટલા માટે તમે મને કઠોરમાં કઠોર શિક્ષા આપો કે જેથી મારો આત્મા પવિત્ર બને.

રથીનું કથન સાંભળીને, શતાનિકની સાથે જ બીજા બધા માણસો વિમૂઢ બની ગયા. સઘળા એમ જ કહેવા લાગ્યા કે પોતાના ભયંકર અપરાધને આ પ્રમાણે ખુલ્લા દિલે પ્રગટ કરનાર અમારા જોવામાં અદ્યાપિ કોઈ આવેલ નથી. બીજા બધા માણસો તો આ પ્રમાણે આશ્ચર્યાન્વિત બન્યા હતા પણ ચંદનબાળા તો પ્રસન્ન થતી જ હતી. તે વિચારતી હતી, કે માતાના ઉપદેશે આ રથી પિતાને કેવા પવિત્ર બનાવી દીધા છે કે જે પોતાની જાત ભલે હોય તેવા પોતાના અપરાધનો પણ સ્વીકાર કરે છે અને તે માટે સજા માગી રહ્યા છે!

આ જાતના વિચારોથી ખુશ થતી ચંદનબાળા, શતાનિક પ્રત્યે કહેવા લાગી કે "પિતાજી! ગુનેગારને શિક્ષા કરવાનો હેતુ એ નથી

હોતો કે ગુનાનો બદલો લેવો, પણ એ જ હેતુ હોય છે કે, ગુનેગારના હૃદયમાં તે ગુના પ્રતિ તિરસ્કાર ઉત્પન્ન કરાવવો જો બદલો લેવા માટે જ ગુનેગારને શિક્ષા કરવામા આવતી હોય, તો એમ કરવાથી ગુનાઓ પણ ઓછા નથી થતા, તેમ ગુનેગાર કે શિક્ષા આપનારામાં પવિત્રતા પણ નથી આવી શકતી. બલ્કે બદલો લેવાની ભાવનાથી શિક્ષા કરનાર પોતે પણ ગુનેગાર બની જાય છે એટલા માટે શિક્ષા કરવાનો હેતુ ગુનેગારમા ગુના પ્રતિ તિરસ્કાર જન્માવવાનો હોવો જોઈએ. પરન્તુ જ્યારે ગુનેગારને પોતાને જ પોતાના ગુના પ્રત્યે તિરસ્કાર ઉત્પન્ન થયો હોય અને તે ગુનાને ગુનો માનીને ભવિષ્યમા એવો ગુનો ન કરવાનો નિશ્ચય કરી ચૂક્યો હોય, ત્યારે તેને શિક્ષા કરવાની બિલકુલ જરૂરત હોતી નથી આ પ્રમાણે હવે તો તમારે પણ શિક્ષા ભોગવવાની જરૂર નથી, તેમ આ રથી-પિતાને પણ શિક્ષા કરવાની જરૂર નથી તેમને મારી માતાએ પોતાના ભાઈ, તથા મે મારા પિતા માન્યા છે હવે તેમને શિક્ષા કરવી, તે તો માતાનું તથા મારુ અપમાન કર્યા બરાબર છે માતાએ તેમને સુધારવા માટે જ પોતાના દેહનું બલિદાન આપ્યું હતું માતાના તે બલિદાને તેમને સુધારી પણ દીધા, એથી તેમણે નિર્ભય બનીને પોતાનો ગુનો કબૂલ કર્યો છે. અને તે તમારી પાસે સજા માગી રહ્યા છે હવે તમારે માટે એ જ ઉચિત છે કે તમે તેમને તમારા ભાઈ બનાવો, તેમના અગાઉના સઘળા ગુનાઓની માફી આપો અને પ્રેમપૂર્વક તેમને ભેટો હું તેમની પુત્રી છુ મારી હયાતિમા તેમને કાંઈ નુકસાન થાય એ મારે માટે શરમભર્યું છે. મારા માટે તમે, આ ધનાવહ શેઠ પિતા, તથા દધિવાહન જેટલા વિશ્વાસનીય છે તેટલા જ વિશ્વાસનીય આ રથી-પિતા પણ છે "

પોતાનો ગુનો કબૂલ કરીને, તે ગુનાની સજા માગતા રથીને જોઈને સતાનિક રાજા આશ્ચર્યચકિત તો બન્યો જ હતો, તે જ વખતે ચદનબાળાના ઉપદેશે, તેનામા નવજીવનનો સચાર કર્યો તે રથી

પાસે ગયો અને તેને પોતાની છાતી સાથે ચાંપીને કહેવા લાગ્યો કે "આજથી તું મારો ભાઈ છે હું તમારા બધા ગુનાઓ માફ કરું છું." સતાનિક તથા રથીને પરસ્પર મળતા જોઈને ત્યાં ઊભેલા લોક જય જય શબ્દ બોલતાં કહેવા લાગ્યા કે "ધન્ય છે ગુનો કબૂલ કરનારને અને ધન્ય છે ક્ષમા આપનારને. અત્યાર સુધીમાં અમે કોઈને આ રીતે ગુનો કબૂલ કરતાં પણ જોયા નથી તેમ આપ ગુનેગારને ક્ષમા આપનાર પણ જોયા નથી!"

જનતાનો ઉત્સાહજનક વાત થતાં સતાનિક મદનબાળાને કહેવા લાગ્યો, કે હે સતી હવે તો તમે મહેલમાં પધારો! જે વાંક હતો તે તો મારામાં જ હતો નહિ કે મહેલમાં! મહેલ, તો તેમાં બેસીને ખોટા વિચારો કરવાનું પણ કહેતો નથી, તેમ સારા વિચારો કરનારને રોકતો પણ નથી. તેમાં બેસીને પોતાની ભાવનાનુસાર સારા વિચારો પણ કરવામાં આવે છે અને ખોટા વિચારો પણ કરવામાં આવે છે. અત્યાર સુધીમાં મારામાં જે દુષ્ટ ભાવનાઓ ભરેલી હતી તે હવે તમારી કૃપાથી પરિવર્તન પામીને પવિત્ર બની ગઈ છે. મારો વિકાર નીકળી ગયો છે. તેથી હવે હું તે જ મહેલમાં બેસીને પવિત્ર વિચારો કરીશ. અત્યાર સુધી હું પોતે જ ખરાબ હતો, તેથી મહેલ પણ ખરાબ હતો. પણ હવે હું પવિત્ર બની ગયો છું તો મહેલ પણ શુદ્ધ બની જશે. આ ઉપરાંત તમે પણ અપવિત્રને પવિત્ર શું નથી બનાવી દેતા! જ્યારે તમે તે મહેલમાં આવશો ત્યારે શું તે મહેલ પવિત્ર નહિ બની જાય! જરૂર તે પવિત્ર બની જશે. માટે હવે મારી પ્રાર્થનાનો સ્વીકાર કરીને તમે મહેલમાં આવો."

સતાનિકના કથનના જવાબમાં મદનબાળા કહેવા લાગી કે તમારું કહેવું બરોબર છે વાસ્તવિક રીતે તમે સત્યને ઓળખીને એકદમ તમારું પરિવર્તન કર્યું છે હવે મને મહેલની દૃષ્ટિએ તમારે ત્યાં આવવામાં કોઈ જાતની હરકત નથી, પણ અત્યારે મારે જવું તે ધર્મ વિરુદ્ધ ગણાય. મારું આ શરીર આ શેઠ પિતાને ત્યાં ૨૦

લાખ સોનામહોરમા વેચાયલું છે. તેટલા માટે, અહીંયાથી તમારે ત્યા આવવાની વાત તો દૂર રહી, પણ હું મરવા માટે સ્વતંત્ર નથી. હવે તમારા તરફથી તો કોઈ જાતની ખામી રહી જ નથી કે જેથી મને મહેલમા આવવામા કોઈ જાતની હરકત હોય, પણ તમારે ત્યાં આવવામા મને મારો ધર્મ રોકે છે. મારા પર અન્યનુ ઋણુ હોય અને હું આવુ તે વિશ્વાસઘાત ગણાય; અને વિશ્વાસઘાત એ ભયંકર પાપ છે વિશ્વાસઘાતનું પાપ અન્ય સઘળા પાપોથી વધારે મોટુ છે. માટે હું તમારે ત્યા આવવા માટે અસમર્થ છુ"

ચંદનબાળાનું કથન પૂરું થતા જ, રથીએ કહ્યુ કે, "સતીજી, તમે તેની ચિંતા ન કરો તમે જે ૨૦ લાખ સોનામહોરો મને આપાવી હતી, તે જેમની તેમ મારે ત્યા પડેલી છે હું હમણા જ તે સોનામહોરો લાવીને આ શેઠને આપી દઉં છુ કે જેથી તમારા પર કોઈ જાતનું કરજ રહે નહિ"

એમ કહીને રથી સોનામહોરો લાવવા માટે પોતાના ઘેર જવા લાગ્યો, પણ શેઠે તેને રોકી લીધો ચંદનબાળાનુ કથન સાંભળીને, તેના હૃદયમા અત્યંત ખેદ હતો તેની આખોમા પાણી ભરાઈ આવ્યાં હતાં તે દીન સ્વરે ચંદનબાળાને કહેવા લાગ્યો કે, "હે સતી, તમે એ શુ કહ્યું, કે આ શેઠને ત્યા વેચાયેલી છુ! શુ તમે મારે ત્યા વેચાણા છો? શુ હું તમને ખરીદી શકુ છુ? ત્રણે લોકની સંપત્તિ એકઠી કરવામા આવે, તો પણ તે તમારાં મૂલ્યના એક અંશે પણ આવી શકે નહિ, તો પછી હું તમને શી રીતે ખરીદી શકું! મારા જેવા તુચ્છ માણસમા તમને ખરીદવાની શી શક્તિ! તમે પોતાને મારે ત્યા વેચાયલા ન માનો! મે રથીને ૨૦ લાખ સોનામહોરો અવશ્ય આપી હતી, પણ ભાઈ બનાવીને અને આ વાત તે જ વખતે સ્પષ્ટ પણ થઈ હતી કે, આ સોનામહોરો ભેટ તરીકે છે, મૂલ્ય તરીકે નહિ આ ઉપરાંત તે ૨૦ લાખ સોનામહોરો મને અનેકગણી બનીને

ભળી ગઈ છે દેવોએ જે સોનામહોરો આદિની વૃષ્ટિ કરી, તે શું ર લાભથી અનેક ગણી વધારે નથી? માટે હે સતી, તમે એમ ન કહો કે હું વેચાયલી છું. પણ ખરેખર, હું જ તમારા લાભમાં વેચાયેલ છું. તમે મારું આ ઘર પવિત્ર બનાવી દીધું, મારી પત્નીને સુધારી દીધી તથા મને ધર્મનો મહા લાભ આપ્યો છે. ભગવાન મહાવીર જેવા મહાપુરુષના પગલાં તમારી જ કૃપાથી મારે ત્યાં થયાં છે. આ રીતે તમે મને જિંદગીભરને માટે ખરીદી લીધો છે. કદાચ તમે એમ પણ માનો કે હું આ શેઠને ત્યાં વેચાયેલી છું, તો પણ તમે મહેલમાં જાવ, તેથી કોઈ વિશ્વાસઘાત થતો નથી. કેમકે આ મહારાજા શતાનિક મારા માલિક છે. તેમની આજ્ઞાનું પાલન કરવું એ મારું પરમ કર્તવ્ય છે અને જ્યારે મારા માટે તેમની આજ્ઞા શિરસાવંદ્ય છે તો પછી, જે મારે ત્યાં વેચાયેલ છે તેને માટે તે શિરસાવંદ્ય કેમ ન હોઈ શકે? આ પ્રમાણે મહારાજાની વિનતિ સ્વીકારીને તમે મહેલમાં જાવ તેથી વિશ્વાસઘાત થતો નથી. ખુશીથી તમે પધારો. હું મારા મુખે કહી એમ તો ન જ કહી શકું કે તમે જાવ. પણ એટલું તો કહીશ કે આજે તમારા ત્રણ દિવસના તપના પારણાનો દિવસ છે માટે તમે મારે ત્યાંથી ભૂખ્યા તો ન જાઓ."

આ પ્રમાણે ચંદનબાળાને કહીને, ધનાવહ શેઠ શતાનિકને કહેવા લાગ્યા કે "આપ માલિક છો અને હું સેવક છું. સેવકને ત્યાં માલિકનું આગમન થાય એ અહોભાગ્યનો વિષય છે. હું પોતે તો આપને મારે ત્યાં બોલાવવાની શક્તિ ધરાવતો નથી, પણ આજે સતીની કૃપાથી મારે ત્યાં આપનું પધારવું થયું છે જે મારે માટે ઘણા આનંદની વાત છે. આપ આ સતીને મહેલમાં આવવાનું કહો છો તેમાં હું ઇન્કાર કેમ કરી શકું! આપ મારા સ્વામી છો એટલે આપ આ સતીને લઈ જવા માટે અધિકાર-સંપન્ન છો. હું તો આપનો સેવક છું. આપની આજ્ઞા પાળવામાં મને કશીયે હરકત નથી. છતાં પણ મારી એવી પ્રાર્થના જરૂર છે કે આજે સતીના ત્રણ દિવસના તપના

પારણાનો દિવસ છે, માટે તેમનું પારણું અહીંયા આપના જ હાથથી થવું જોઈએ માત્ર આ જ કામને માટે હું આપને બોલાવી શકત નહિ, પણ જ્યારે આપ પધાર્યા છો, ત્યારે તો આપના જ હાથે આ સતીનું પારણું થવું જોઈએ. આ સતી મારે ત્યાંથી ભૂખી જાય, એમ કદાપિ બની શકે નહિ હું આપની પાસે માત્ર એટલું જ માગું છું કે, આપ સાથે બેસીને સતીને પારણું કરાવી દ્યો."

ધનાવહ શેઠની વાત પૂરી થતા ચંદનબાળા બોલી કે, "પિતાજી, તમે પારણાને માટે આટલો બધો આગ્રહ કેમ કરો છો? હું અહીંથી ભૂખી નહિ જાઉં, અને માસા તથા માસીની હાજરીમાં એકલી જમીશ પણ નહિ માટે તમે ખુશીથી રસોઈની વ્યવસ્થા કરાવો, , માસા તથા માસી સાથે ભોજન કરીશ"

ચંદનબાળાનું કથન સાંભળીને ધનાવહ શેઠ ઘણા જ પ્રસન્ન થયા તેણે ભોજનની વ્યવસ્થા કરી. બધી વ્યવસ્થા થઈ ગયા પછી, સતી ચંદનબાળા, સતાનિક, મૃગાવતી, રથી, તથા તેની સ્ત્રી વગેરે સૌએ ભોજન કર્યું આ પ્રમાણે ત્યાં ખૂબ જ રસભર્યો ઉત્સવ રહ્યો.

: પ્રકરણ

[૧૯]

## મહેલ તરફ

ઉત્તમ પુરુષો ઉચ્ચતર સ્થિતિમાં હોવા છતાં પણ નાનાને ભૂલતા નથી. તેઓ ગમે તેટલા ધનવાન બને ગમે તેટલા વિકાસ પામે અને તેઓને ગમે તેટલું સન્માન મળે તો પણ તેઓ નમ્ર જ રહે છે તથા પોતાનાથી નાના પર કૃપા રાખે છે. તેઓ જાણે છે કે આ નાનાઓને લીધે જ મારું મહત્ત્વ છે. નાનાઓએ જ મને મોટા બનાવ્યો છે જો આ નાનાઓ ન હોય તો ગમે મોટા પણ ન કહેવાઈએ આ જાતના વિચારોને લીધે તેઓ કોઈ પણ વખતે નાનાઓને ભૂલતા નથી પણ હમેશાં એ જ બાબતનો પ્રયત્ન કરે છે કે ગમે કઈ રીતે નાનાઓને વધારેમાં વધારે સુખ-સગવડ આપી શકાએ. આ હેતુને પૂર્ણ કરવા માટે તેઓ એક વાર પોતાના સુખ, મોટાઈ વગેરેનો ત્યાગ પણ કરી દે છે મહારાજા શ્રીકૃષ્ણ રાજ્યસિંહ

સહિત હાથી પર બેઠા હતા તે વખતે મોટા મોટા શહેરીજનો તેમને વંદન કરી રહ્યા હતા; તથા મોટા મોટા રાજા મહારાજાઓ, વીર સરદારો પણ સામેલ હતા; તેમ છતાં એક વૃદ્ધ પુરુષને ઈંટો ઊંચકવાનું દુઃખ સહન કરતો દેખીને તેમનાથી રહેવાયું નહિ તેમણે તે વખતે પોતાના પદ, અધિકાર, કે વૈભવ આદિ કશાનો પણ વિચાર ન કર્યો, અને તે વૃદ્ધની ઈંટ ઉપાડીને તેને દુઃખ મુક્ત કરી દીધો. આ રીતે ઉચ્ચ સ્થિતિમા હોવા છતા પણ શ્રેષ્ઠ પુરુષ નાનાઓ પ્રત્યે સ્નેહ દાખવે છે, તેમને સુખ-સગવડ આપવા અતિ લક્ષ્ય રાખે છે હલકા મનુષ્યો જ ઉચ્ચ દરજ્જે ચડતા, નાનાઓને ભૂલી જાય છે તેમની દૃષ્ટિ ધન વૈભવાદિ મદમાં ગર્વિષ્ઠ રહે છે મહાપુરુષો તો મોટાઈ મેળવીને વધારે નમ્ર બની જાય છે કહેવત છે કે —

**भवन्ति नम्रास्तरव फलोद्गमैर्नवाम्बुभिर्भूमि विलम्बिनो घना- अनुद्धता सत्पुरुषा समृद्धिभि स्वभाव एवैष परोपकारिणाम्॥**

અર્થાત્—પરોપકારી સત્પુરુષોનો એવો સ્વભાવ જ હોય છે કે તેઓ સમૃદ્ધ બનતાં ઉદ્ધત નથી રહેતા, પણ જેમ ફળથી લાદેલું વૃક્ષ અને પાણીથી ભરેલું વાદળ નીચું નમે છે તેમ તેઓ વધારે નમ્ર બને છે.

ચંદનબાળાને માટે પણ આ જ બાબત હતી તેના હાથથી ભગવાન મહાવીરનું પારણું થયું, એ કારણથી ઇન્દ્રાદિ દેવોએ તેની સેવાસ્તુતિ કરી હતી, તથા રાણી અને સામંતો સહિત રાજા સંતાનિક તેને મહેલમા પધારવા માટે પ્રાર્થના કરી રહ્યા હતા, છતા પણ તે, તે રથી, રથીની સ્ત્રી, વેશ્યા ધનાવહ શેઠ, તથા મૂળા વગેરેને ન ભૂલી, તેઓની ઉપેક્ષા ન કરી, પણ તેઓનો ઉપકાર માનીને તેઓના હિતનો જ પ્રબંધ કર્યો. રાજા સંતાનિક રથીને દેહાંત દંડની જ શિક્ષા કરવાનો હતો, પણ ચંદનબાળાએ તેઓ બનેને ભાઈભાઈના સંબંધથી જ જોડી દીધા આ પ્રમાણે પારણું

કરી લીધા પછી, સતાનિકના મહેલમાં જતી વખતે પણ, તેણે મૂળા તથા ધનાવહ શેઠને એ જ કહ્યું કે "હે માતા તથા પિતા મેં આ ઘરમાં ખૂબ સુખ મેળવ્યું છે આ ઘરમાં રહેતી થકી, હું જેવું ધર્મકાર્ય કરી શકતી હતી તેવું ધર્મકાર્ય હું બીજે ક્યાંય કરી શકતી ન હતી. અહીંયાં રહેવાથી જ મને ભગવાન મહાવીરનું દર્શન થયું તેમ જ તેમને દાન આપવાનું પરમ સૌભાગ્ય પ્રાપ્ત થયું હું તમારી ખૂબ જ આભારી છું મારા પર તમારું જે ઋણ છે તેનાથી હું કદાપિ મુક્ત થઈ શકું તેમ નથી માત્ર હું એકલી જ આપની ઋણી નથી, પણ સમસ્ત જગત આપનું ઋણી છે જગત-જીવોનું કલ્યાણ કરનાર ભગવાન મહાવીરનું પારણું આપને ત્યાંના અન્નથી જ થયું છે. આપના કથનાનુસાર, હું આપને ત્યાં વેચાયેલી ન હોઉં તો પણ મારા પેટમાં આપને ત્યાંનું અન્નજળ છે અને આપના આશ્રય તળે રહીને મેં ધર્મની વૃદ્ધિ કરી છે માટે હું આપની ઋણી તો છું જ આજે હું આ ઘર છોડીને જાઉં છું, પણ આ ઘરનો મારા પર જે ઉપકાર છે તે હું કદાપિ ભૂલનાર નથી. તમારા પ્રત્યે મારી એટલી જ પ્રાર્થના છે કે મને ભૂલી ન જતા, પણ હંમેશાં મારા પર કૃપાદૃષ્ટિ જ રાખજો.

એમ કહીને ચંદનબાળાએ શેઠ તથા મૂળાને પ્રણામ કર્યાં શેઠ શેઠાણીની આંખમાંથી અશ્રુપ્રવાહ ચાલી નીકળ્યો. બંનેએ ચંદનબાળાને આશીર્વાદ આપ્યો. તથા તેઓ તેને પ્રેમપૂર્વક ભેટયા. દાસ દાસીઓ, સેવકો તથા શેઠને ત્યાંના નોકર-ચાકર, શેઠના આપ્તમિત્રો પડોશમાં રહેનારા લોકો એ બધાની સાથે ચંદનબાળા એ જ રીતે મળી. પછી તે, સતાનિકને ત્યાંથી આવેલી પાલખીમાં બેસીને, રાજા રાણી તથા અન્ય લોકોથી પરિવૃત બનીને રાજમહેલ તરફ ચાલી. જે પાલખીમાં ચંદનબાળા બેઠી હતી, તેની પાછળ રથમાં રાજા રાણી હતા. રાજાના સામંતો વગેરે પાલખીને ચારે બાજુએથી ઘેરી લઈને ભીડમાંથી પાલખીનું રક્ષણ કરી રહ્યા હતા.

બાકીના બધા લોકો પણ આગળ પાછળ વ્યવસ્થિત ચાલતા હતા. રસ્તામાં 'સતી ચંદનબાળાની જય હો,' 'ભગવાન મહાવીરને પારણું કરાવનાર મહારાજા દધિવાહન અને મહારાણી ધારિણીની પુત્રીની જય હો,' વગેરે વાક્યો કહીને, સઘળા માણસો સતી ચંદનબાળાનો જયધ્વનિ ઉચ્ચારતા જતા હતા આ પ્રમાણે સતી ચંદનબાળાની પાલખી ધામધૂમપૂર્વક રાજમાર્ગ પરથી મહેલ તરફ ચાલી

શહેરમા પહેલાની બધી ખબરો તો પ્રસરી જ ચૂકી હતી. ચંદનબાળા રાજમહેલમા જાય છે, એ ખબર સાભળીને શહેરના લગભગ સઘળા સ્ત્રી-પુરુષો સતીના દર્શન કરવા જવા માટે ઊલટી પડયા બધા લોકો બોલતા જતા હતા કે, "અભાગ્યવાનને સુંદર વસ્તુનો સંયોગ મળતો નથી, એ મુજબ, જ્યારે આ સતી વેચાઈ રહી હતી તે વખતે તો અમે તેને ન ખરીદી શકયા, પણ જે થયું તે ખરુ. હવે તો, તે સતીના દર્શન કરી લેવા જોઈએ. તેના ચરણોનો સ્પર્શ કરીને, શરીરને પવિત્ર બનાવી લેવુ જોઈએ" ચંદનબાળાના દર્શન કરવા આવનારા લોકો આ પ્રકારની વાતો કરતા ચંદનબાળાના ચરણનો સ્પર્શ કરવા પાલખી તરફ જવા લાગ્યા. જે રાજકર્મચારીઓ ચારે બાજુથી પાલખીનું રક્ષણ કરી રહ્યા હતા, તેઓને પણ દર્શન પિપાસુ જનો ધક્કા મારવા લાગ્યા જ્યારે આ સખ્ત ગિરદી રોકવાનુ કાર્ય રાજકર્મચારીઓ માટે મુશ્કેલ બની ગયુ ત્યારે તેઓ ધક્કો મારીને ગિરદી હઠાવવા લાગ્યા. આ દૃશ્ય જોઈ ને ચંદનબાળાથી ન રહેવાયુ તેણે વિચાર્યું કે મારા કારણે આ લોકોની આ પ્રકારની અવજ્ઞા થઈ રહી છે તે ઠીક નથી. આ બધા મારા ભાઈઓ છે મારા પર તેઓનો પણ અધિકાર છે. માટે મારે પાલખીનો ત્યાગ કરીને તેઓની સાથે ચાલવુ જ ઉચિત છે, કે જેથી રાજકર્મચારીઓ દ્વારા તેઓને કોઈ જાતનુ કષ્ટ ન થાય

આ પ્રમાણે વિચાર કરીને, સતી ચંદનબાળા પાલખીમાથી

નીચે ઊતરી પડી. સતીને પાલખીમાંથી એકદમ નીચે ઊતરતી જોઈને માણસોને ઘણો જ આનંદ થયો. રાજા રાણી વગેરે તમામ માણસો કહેવા લાગ્યા કે સતી ક્યા કારણે નીચે ઊતરી પડી! સતીને પાલખીમાંથી નીચે ઊતરેલી જોઈને, રાજા રાણી પણ રથમાંથી નીચે ઊતરી પડ્યા, અને સતીને શાથી પાલખી છોડવી પડી તેનું કારણ જાણવાનો પ્રયત્ન કરવા લાગ્યા. સતીએ સૌને સંતોષ આપતાં કહ્યું, કે હું કોઈ બીજા કારણે પાલખીમાંથી નીચે ઊતરી નથી, પણ હું એટલા માટે નીચે ઊતરી છું કે હું પણ બધા માણસોની જેમ પગે ચાલું કે જેથી રાજકર્મચારીઓને પણ તકલીફ ન થાય તેમ મારે લીધે કોઈ નગરજનોનું અપમાન પણ ન થાય."

મદનમાળા સૌની સાથે પગે ચાલવા લાગી. દર્શનાર્થી લોકો તેનાં દર્શન તેમ જ તેનાં ચરણનો સ્પર્શ કરીને પ્રસન્ન બની જતા હતા.

બધા લોકો જયધ્વનિ ઉચ્ચારતા ચાલ્યા જતા હતા. તેમની મધ્યમાં મદનમાળા ચાલતી હતી. ચાલતાં ચાલતાં સતીએ વિચાર કર્યો કે, આ બધા લોકોને બે શબ્દો એવા સંભળાવવા જોઈએ કે જેથી તેઓ કેવળ મારા શરીર પ્રત્યે જ પ્રેમ દર્શાવતા રહે નહિ, પરન્તુ આત્મા સાથે સંબંધ જોડી શકે." આ પ્રમાણે વિચાર કરીને, તે ચાલતાં ચાલતાં એક ઊંચા સ્થાન પર ચઢીને ઊભી થઈ ગઈ. તે સ્થળે ઊભી રહેલી સતીને બધા લોકો સારી રીતે દેખી શકતા હતા. આ પ્રમાણે સતીને ઊભી રહેલી જોઈને બધા લોકો પણ સતી સન્મુખ મોં કરીને ઊભા રહ્યા. બધા લોકો એ જાણવા માટે જિજ્ઞાસુ બન્યા હતા કે સતી આ પ્રમાણે અહીંયાં રોકાઈને શા માટે ઊભી રહી હશે? એટલામાં જ મદનમાળાએ લોકોને સંભળાવતાં કહ્યું કે તમે લોકો આ મારા ભૌતિક શરીરને જ જોઈને તથા તે શરીર પ્રત્યે પ્રેમ દર્શાવીને જ માત્ર અટકી ન જાઓ, પણ મારા

આત્મા સાથે સબંધ જોડો. મારા આત્મા સાથે સંબંધ કઈ રીતે જોડાય, તે જ કહેવા માટે હું અહીંયા ઊભી રહી છુ. હું તમને જે કાંઈ કહું તે ધ્યાનપૂર્વક સાભળો.”

ચદનબાળાનું કથન સાભળીને, સઘળા મનુષ્યો એવા વિચારથી ખુશ થયા કે અમને સતીના પવિત્ર મુખની વાણી સાભળવાનો મહા લાભ મળશે. આથી ત્યા ઉપસ્થિત થયેલા સઘળા મનુષ્યો શાંતિપૂર્વક ઊભા રહ્યા, અને એક નજરે સતીના મો સામે જોવા લાગ્યા તે જગ્યાએ ઘણા સ્ત્રીપુરુષો એકઠા થયા હતા, છતા પણ સર્વત્ર નિસ્તબ્ધતા પ્રસરી ગઈ હતી સતી ચદનબાળાએ તે નિસ્તબ્ધતાનો પોતાની વાણી વડે ભગ કર્યો.

ચદનબાળા કહેવા લાગી કે, “ હે મારા કૌશામ્બી નિવાસી ભાઈઓ, એક દિવસે હું આ જ નગરના ચોરા પર ઊભી રહીને વેચાઈ રહી હતી, અને તમને બધાને કહી રહી હતી, કે મને ખરીદી લ્યો, હું તમારા ઘરનું સઘળુય કામકાજ કરીશ, તથા મારા માટે વ્યય કરેલું દ્રવ્ય હું વ્યર્થ જવા નહિ દઉં. આ પ્રમાણે વારવાર હું કહેતી હતી, છતા પણ તમને મારા બોલવા પર વિશ્વાસ ન આવ્યો. તમારામાથી કોઈએ પણ મારા બદલામા ૨૦ લાખ સુવર્ણમુદ્રાઓ ખર્ચવાનું ઉચિત માન્યુ નહિ માત્ર આ એક જ માતા, કે જે, પોતાને પહેલા વેશ્યા કહેવડાવતી હતી, અને અત્યારે પવિત્ર જીવન ગાળે છે, તે મને ખરીદવા માટે તૈયાર થઈ તેણે મારા બદલામા વીસ લાખ સોનામહોરો આપવાનું સ્વીકાર્યું, પણ તેનો હેતુ કોઈ બીજો જ હતો તે મને વેશ્યા બનાવીને, મારી મારફત પુરુષોને કામ-રૂપ અગ્નિમા બાળીને ભસ્મ કરવા માગતી હતી, અને આ અધમ પ્રવૃત્તિદ્વારા ધનોપાર્જન કરવા ઇચ્છતી હતી મે આ માતા સાથે જવાનો ઇનકાર કર્યો, ત્યારે તે મને બળાત્કારે પકડીને લઈ જવા માટે તૈયાર થઈ તમે લોકો પૈકી ઘણાઓ પણ આ માતાની મદદ કરવા તત્પર થયા હતા. માતાને મદદ કરવા જેઓ તૈયાર હતા

તેઓ પણ એમ જ ઇચ્છતા હતા કે જો આ સુંદરી વેશ્યા બની જાય તો સારું. તે વખતે મારે કારણે સમકાર કલેશ થવાની સંભાવના હતી, પણ કુદરતે આ કલેશમય પ્રસંગ ટાળી દીધો. અને હવે આ માતા પણ પોતાના તે સમયના મહાજનોને પણ તિરસ્કારની દૃષ્ટિથી જુએ છે. અતિ આ શેઠ પિતાએ મારા બદલામાં વીસ લાખ સોનામહોરો આપીને મને તેમને ત્યાં આશ્રય આપ્યો. આ શેઠના આશ્રયમાં રહીને મેં ધર્મની વૃદ્ધિ કરી અને આજે તમે લોક જે કંઈ જોઈ રહ્યા છો તે બધું તેનું જ પરિણામ છે.

"મતલબ એ છે કે એક દિવસ હું પોતે વેશ્યા રહી હતી મને ખરીદી લેવા માટે હું તમને વિનતિ કરતી હતી, પણ તમે ૨ લાખ સોનામહોરો આગળ મને તુચ્છ માની. પરન્તુ આજે તમને એ બાબતનો પશ્ચાત્તાપ થતો હશે કે જો અમે આ સતીને ખરીદી લીધી હોત, તો બહુ સારું હતું. આવો પશ્ચાત્તાપ કેટલાકને એ બાબતના વિચારોથી પણ થતો હશે કે જો અમે ચંદનબાળાને ખરીદી હોત, તો ભગવાન મહાવીરનું પારણું અમારે ત્યાંના અન્નથી જ થાત, તથા આ બધી રચના પણ અમારે ઘેર જ થાત. અને કેટલાકને એવા વિચારથી પણ પશ્ચાત્તાપ થતો હશે કે જો અમે એને માટે સોનામહોરો ખર્ચી હોત, તો આજે અમારે ત્યાં સાડા બાર કોડ સોનામહોરોની વૃષ્ટિ થાત. એ રીતે પશ્ચાત્તાપનું કારણ તો પોતપોતાની ભાવનાનુસાર જુદું હશે, પણ પશ્ચાત્તાપ તો અવશ્ય થતો જ હશે. જેવો પશ્ચાત્તાપ આજે થાય છે તેવો જ પશ્ચાત્તાપ તમારે ફરી ન કરવો પડે તે માટે તમે અત્યારથી જ સાવચેત બની જાઓ અને મારા કથન પર વિશ્વાસ મૂકીને હું જેમ કહું તેમ કરો. કદાચ તમે મારા આ શરીરને ખરીદી લેત તોપણ એવું નક્કી ન હતું કે જે લાભથી વંચિત રહેવાના કારણે આજે તમને પશ્ચાત્તાપ થઈ રહ્યો છે તે લાભ તમને મળત જ. કારણ કે જ્યાં સુધી ભગવાન મહાવીરનો અભિગ્રહ પૂરો ન થાત, તેઓ દાન ન લેત, તો સુવર્ણવૃષ્ટિ

પણ ન થાત. એ માટે મને ખરીદી લેવા છતાય, લાભ તો અનિશ્ચિત જ હતો, પરન્તુ આ વખતે હું તમને જે કાંઈ કહીશ, તે પર વિશ્વાસ મૂકી તે પ્રમાણે કાર્ય કરવાથી અવસ્ય લાભ જ છે. મને ખરીદવામા તમારે દ્રવ્યનું ખર્ચ કરવુ પડતું હતું, તેથી જ તે વખતે તમને મારી વાત પર વિશ્વાસ નહોતો આવ્યો, પણ જે વાત હું તમને અત્યારે કહું છુ તે માટે તમારે દ્રવ્ય ખર્ચવાનું નથી, તે માટે અવિશ્વાસ લાવવાનું કોઈ પણ કારણ સભવી શકતું નથી. છતા પણ જો તમે મારા કહેવા પર અવિશ્વાસ લાવશો, અને મારા કથન પ્રમાણે તમે વર્તશો નહિ, તો તમારે જન્મ જન્માતરો સુધી પશ્ચાત્તાપ કરવો પડશે

"તમને હું એમ કહું છુ કે તમે મારા આત્મા સાથે સબધ જોડો મારા આત્મા સાથે સંબંધ જોડવાથી, તમને અકથ્ય આનદાનુભવ થશે. મારા આત્મા સાથે સબધ જોડવા માટે તમારે એ જ જોવાનું છે કે મારા આત્મામાં કયા ગુણો રહેલા છે. કયા ગુણોને લીધે તમે મને આદરની દૃષ્ટિએ જુઓ છો, તેનું નિરીક્ષણ કરો, અને તે જ ગુણોને તમે અપનાવી લ્યો એમ કરવાથી મારા તથા તમારા આત્માનો સબધ જોડી શકાય છે.

"કયા ગુણોને લીધે તમે મારો આદર કરો છો, અને તે ગુણો મારામા કેવી રીતે આવ્યા, તે હું તમને બતાવુ છુ. મારી માતાએ મારો જન્મ થયો ત્યારથી જ અને વિશેષે કરીને જ્યારે મને તથા મારી માતાને આ રથી પિતા રથમા બેસાડીને જંગલમાં લઈ જતા હતા તે વખતે મને શિખામણ આપી હતી કે—

> શાંતિ–સમરમે કભી ભૂલ કર ધૈર્ય નહીં ખોના હોગા,
> વજ્રપ્રહાર ભલે સિર પર હો, કિન્તુ નહી રોના હોગા
>
> અરિસે બદલા લેનેકા મન બીજ નહીં બોના હોગા,
> ઘરમેં કાન તુલ દેકર ફિર તુઝે નહીં સોના હોગા.

દેશ-કાજ મેં રુધિર-વારિ સે તર્પિત હો પીના હોગા,
દેશ અર્થ હી ભારી ગઠડી સિર રખ દેના હોગા.
આંખે લાલ બને દેખી કર ક્રોધ નહીં કરના હોગા,
બલિ-વેદી પર તુઝે હર્ષ સે ચઢકર કટ મરના હોગા.
નશ્વર હૈ નર-દેહ મૌત સે કભી નહીં ડરના હોગા,
સત્ય માર્ગ મેં છોડ સ્વાર્થ-પથ પર પૈર નહીં ધરના હોગા.
હોગી નિશ્ચય જીત ધર્મકી યહી ભાવ ભરના હોગા,
માતૃભૂમિ કે લીયે હર્ષ સે જીના યા મરના હોગા.

માતાએ આ શિખામણ મારા હૃદયની આરપાર ઉતારી દીધી, એટલું જ નહિ પણ શિક્ષાનો સિદ્ધાંતમાં આદર્શ પણ મારી સન્મુખ બતાવી આપ્યો. મારી માતા એક વીર પુત્રી તથા વીર નારી હતી. જ્યારે આ રથી પિતાએ તેની પાસે અનુચિત માગણી કરી તેને કડુ વચનો કહ્યાં, ત્યારે તે જો ધારત તો ક્ષણમાત્રમાં આ સ્ત્રીને મારી નાખી શકત. પણ જો તે એવું કરત, તો તેણે મને જે શિખામણ આપી હતી તે કેવળ અર્થ વાણી-વિલાસ રૂપ કહેવાત. તેની શિખામણનો મારા પર પ્રભાવ ન પડત. પરન્તુ માતાએ મને જે શિખામણ આપી હતી, તે પ્રમાણે વર્તન પણ કરી બતાવ્યું. તેણે આ રથી પિતાને મરણાંત સુધી પોતાનો ભાઈ જ માન્યો, તેને કલ્યાણકારી ઉપદેશ જ આપ્યો અને તેના પર જરા પણ ક્રોધ ન કર્યો. જ્યારે તે કોઈ પણ રીતે ન માન્યો ત્યારે તેણે પોતાનું બલિદાન આપીને આ પિતાના હૃદયની ભાવના એવી તો પલટાવી દીધી કે જેથી તે મારા રક્ષક બની ગયા.

"માતાએ મને જે ઉપદેશ આપ્યો હતો, તે જ પ્રમાણે મેં વર્તન કર્યું, એથી જ આજે તમે બધા લોકો મારું સન્માન કરી રહ્યા છો. માતાના ઉપદેશાનુસાર વર્તીને મે શિક્ષાચાર્ય ગુરુને

લીધે દેશ પર જે કલંક લાગ્યું હતું તે ધોઈ નાખ્યું. આ સતાનિક પિતા અત્યારસુધી હિંસાત્મક યુદ્ધના પ્રબળ સમર્થક હતા, તેમને હિંસાત્મક યુદ્ધ ખૂબ જ પ્રિય હતુ, પરન્તુ આજે તેમને પોતાની યુદ્ધપ્રિયતા પર ખેદ થયેલો છે યુદ્ધ વડે કરવામા આવેલી ધનની તથા મનુષ્યોની હાનિ માટે તેમને પશ્ચાત્તાપ થાય છે અને તેમણે પિતાને બોલાવીને તેમને અપાનું રાજ્ય પાછુ આપી દેવાનો નિશ્ચય કર્યો છે આ રીતે દેશ પર હિંસાનો જે ડાઘ લાગ્યો હતો, તે ધોવાઈ ગયો. સાથે સાથે તેમના જીવનની સુધારણા પણ થઈ. એ જ પ્રમાણે આ રથી-પત્નીનુ, મૂળા માતાનું તથા જે પહેલાં વેસ્યા કહેવાતી હતી તે માતાનું જીવન પણ સુધરી ગયુ આ રથી પિતાની પત્નીએ મને અનેક કટુ શબ્દો કહ્યા હતા, મારા પર ખોટુ કલંક પણ મૂક્યું હતું, તથા મને બજારમાં પણ વેચાવી, તોપણ મે તેના પર ક્રોધ ન કર્યો, તેમ બદલો લેવાની ઇચ્છા સરખી પણ ન કરી આ વેસ્યા માતાએ પણ મારી સાથે કેવુ વર્તન દાખવ્યુ હતું, તે તો તમે જાણો જ છો, છતાં પણ મે તેના પર કિંચિત્ પણ ક્રોધ ન કર્યો, તેમ તેનું અહિત થાય તેવી ભાવના પણ મારા હૃદયમા ઉપસ્થિત ન થઈ બલ્કે જ્યારે વાદરાઓએ તેને કષ્ટ આપ્યુ ત્યારે તેના મદદનીશ જનો તો નાસી ગયા, અને મે આગળ આવીને તેની સેવા કરી. પછી આ મૂળા માતાએ પણ સદેહને કારણે મારા પર કલંક મૂક્યું, મારું મસ્તક મૂંડી નાખ્યું, મારા હાથ પગમાં હાથકડી તથા બેડી નાખી અને મારા શરીર પરના વસ્ત્રો ખેંચી લઈને, માત્ર એક કચ્છ લગાવીને, 'હું મરી જાઉં એવી ઇચ્છાથી' મને એક અંધારા ભોંયરામા પૂરી દીધી! છતા પણ મારા હૃદયમા તેના પ્રત્યે ક્રોધ પણ ન થયો કે તેનું વૈર લેવાની ઇચ્છા પણ ન થઈ. આ જાતની સહનશીલતા તથા અક્રોધાદિનું જ આ પરિણામ છે કે જે તમે અત્યારે દેખી રહ્યા છો.

"તાત્પર્ય એ કે, માતાએ પોતાના ઉપદેશ દ્વારા મારા હૃદયમા

જે ગુણ વિકસાવ્યો હતો તેના પ્રતાપે જ હું એમ સમજી કે સુખ મેળવવાનો એ જ ઉપાય છે કે બીજાને સુખ આપવું, કોઈના પર ક્રોધ ન કરવો, કોઈ જાતની સેવા કરવામાં સંકોચ ન રાખવો, બદલાની ઇચ્છા ઉત્પન્ન થવા દેવી નહિ અને અપકારને પણ ઉપકાર માનવો. આ જ બાબતોથી સુખ મેળવી શકાય છે તમે પ્રત્યક્ષ જોઈ રહ્યા છો કે મારામાં આ ગુણ હતો, તેથી જ અપકારની દૃષ્ટિએ કરવામાં આવેલું કાર્ય પણ મારા માટે ઉપકારનું કારણ બન્યું. સખી પિતા તથા શેઠ પિતાને ત્યાં મારા માટે જે કાર્ય કરવામાં આવ્યું તે જો ન કરવામાં આવ્યું હોત, તો શું ભગવાન મહાવીરનો અભિગ્રહ પૂર્ણ થઈ શકત ? આ બધો એ જ કાર્યોનો પ્રતાપ છે કે કરનાર એઓએ કેવળ અપકારની દૃષ્ટિએ કર્યું, પણ મેં તે ઉપકારરૂપ જ માન્યું

"હવે હું તમને એ જ કહું છું કે મારા આત્મા સાથે સંબંધ જોડવા માટે, જે ગુણો માતાની શિખામણથી મારામાં આવ્યા છે તે ગુણો તમે અપનાવી લ્યો. આ ગુણો અપનાવી લેવાથી, મારા તથા તમારા આત્માનો સંબંધ જોડાઈ જશે, પછી તમારે કોઈ જાતનો પશ્ચાત્તાપ કરવો પડશે નહિ, પણ તમે હમેશાંને માટે સુખી જ રહેશો. તમે કદાચ વધારે વાતો લક્ષમાં ન રાખી શકો, તો માત્ર એટલું જ લક્ષમાં રાખો કે બીજાને સુખ આપવાથી જ પોતાને સુખ મળે છે જો તમે આટલી વાત પણ ધ્યાનમાં રાખશો, અને સૌને સુખ આપવામાં જ પ્રયત્નશીલ રહેશો—કોઈ તમને દુઃખ આપે તો પણ તમે તેને સુખી બનાવવાનો—સુખ આપવાનો ઉપાય કરશો, તો પછી તમને હમેશાં સુખ જ મળશે, દુઃખ તો કદી પડશે જ નહિ, તથા મારા આત્મા સાથે સંબંધ પણ જોડાઈ જશે."

પૂર્વ ઇતિહાસ સહિત, ચંદનબાળાનું ઉપદેશપૂર્ણ ભાષણ સાંભળીને, સઘળા ભાવુકો ગદ્ગદિત બની ગયા. કોઈ કોઈ કહેતા હતા કે ખરેખર, તે વખતે આ સતીનું મહત્ત્વ જાણ્યા વિના,

ધર્મની ઉપેક્ષા કરીને અમે વેશ્યાને સાથ આપ્યો હતો. અમે ધારતા હતા કે આ અતિ સુસ્વરૂપા છે માટે વેશ્યા બની જાય તો સારુ, પરન્તુ આજે અમને અમારાં તે કૃત્ય માટે એવા વિચારથી પશ્ચાત્તાપ થાય છે કે જો આ સતી વેશ્યા બની જાત, તો સંસારની શી દશા થાત! ત્રિલોકનું કલ્યાણ કરનાર ભગવાન મહાવીરનું જીવન કેમ ટકત! જે થયું તે થયુ, હવેથી અમે આ સતીના ઉપદેશાનુસાર જ વર્તન દાખવીશુ." કોઈ કહેતા હતા કે, "ખરેખર જ્યારે આ સતી વેચાતી હતી ત્યારે અમે તેના કથન પર વિશ્વાસ કર્યો ન હતો, અને વીસ લાખ સુવર્ણ મુદ્રાઓને વધારે માની હતી. ધન્ય છે ધનાવહ શેઠને, કે જેણે આ સતીને માટે વીસ લાખ સોનામહોરો ખર્ચીને, પોતાના ધનનો સદુપયોગ કર્યો અમને અમારી ભૂલ માટે ખેદ થાય છે, પણ હવે સતીના ઉપદેશ મુજબ કામ ન કરવાની ભૂલ નહિ કરીએ!"

આ પ્રમાણે ઉપસ્થિત લોકો સતીનો ઉપદેશ સાંભળીને ગળગળા બની ગયા. સૌના હૃદય પર ચન્દનબાળાના ઉપદેશનો ઘણો સુદર પ્રભાવ પડ્યો. અને સૌએ યથાશક્તિ ઉપદેશાનુસાર વર્તન દાખવવાનો નિશ્ચય કર્યો. આ જોઈને સતાનિક આશ્ચર્યમુગ્ધ બની ગયો તે વિચારવા લાગ્યો કે જે કાર્ય હજાર તલવારોથી બની શકે નહિ, તે કાર્ય સતીએ સહજ વારમા કરી નાખ્યુ ધન્ય છે તેને તથા તેના માતા-પિતાને!

સઘળા જનોને ઉપદેશામૃતનું પાન કરાવીને, જનતાથી ઘેરાયેલી સતી ચન્દનબાળા સતાનિકના મહેલ તરફ ચાલી સતીનો ઉપદેશ સાંભળવાથી જનતાનો હર્ષોત્સાહ અતિશય વધી ગયો હતો, તેથી તે પહેલાં કરતા પણ ઘણા વધારે જોરથી જય જય ધ્વનિ ઉચ્ચારતી જતી હતી એ જ જયધ્વનિ વચ્ચે ચન્દનબાળાએ સતાનિકના મહેલમા પ્રવેશ કર્યો સતાનિકે ભક્તિભાવપૂર્વક ચન્દનબાળાનો સત્કાર કર્યો, અને તેને સિંહાસન પર બેસાડી.

જે ગુણ વિકસાવ્યો હતો તેના પ્રતાપે જ હું એમ સમજી કે સુખ મેળવવાનો એ જ ઉપાય છે કે બીજાને સુખ આપવું, કોઈના પર ક્રોધ ન કરવો કોઈ જાતની સેવા કરવામાં સંકોચ ન રાખવો, અપમાનની ઇચ્છા ઉત્પન્ન થવા દેવી નહિ અને અપકારને પણ ઉપકાર માનવો. આ જ ભાવનાથી સુખ મેળવી શકાય છે તમે પ્રત્યક્ષ જોઈ રહ્યા છો કે મારામાં આ ગુણ હતો, તેથી જ અપકારની દૃષ્ટિએ કરવામાં આવેલું કાર્ય પણ મારા માટે ઉપકારનું કારણ બન્યું. જો પિતા તથા શેઠ પિતાને ત્યાં મારા માટે જે કાંઈ કરવામાં આવ્યું તે એ ન કરવામાં આવ્યું હોત, તો શું ભગવાન મહાવીરનો અભિગ્રહ પૂર્ણ થઈ શકત! આ બધો એ જ કર્મોનો પ્રતાપ છે કે કરનાર લોકોએ કેવળ અપકારની દૃષ્ટિએ કર્યું, પણ મેં તે ઉપકારરૂપ જ માન્યું.

"હવે હું તમને એ જ કહું છું કે મારા આત્મા સાથે સંબંધ જોડવા માટે, જે ગુણો માતાની શિખામણથી મારામાં આવ્યા છે તે ગુણો તમે અપનાવી લ્યો. આ ગુણો અપનાવી લેવાથી, મારા તથા તમારા આત્માનો સંબંધ જોડાઈ જશે, પછી તમારે કોઈ જાતનો પશ્ચાત્તાપ કરવો પડશે નહિ, પણ તમે હંમેશને માટે સુખી જ રહેશો. તમે કદાચ વધારે વાતો લક્ષમાં ન રાખી શકો, તો માત્ર એટલું જ ધ્યાનમાં રાખો કે બીજાને સુખ આપવાથી જ પોતાને સુખ મળે છે એ તમે આટલી વાત પણ ધ્યાનમાં રાખશો, અને સૌને સુખ આપવામાં જ પ્રયત્નશીલ રહેશો—કોઈ તમને દુઃખ આપે તો પણ તમે તેને સુખી બનાવવાનો—સુખ આપવાનો ઉપાય કરશો, તો પછી તમને હંમેશાં સુખ જ મળશે દુઃખ તો કદી પડશે જ નહિ તથા મારા આત્મા સાથે સંબંધ પણ જોડાઈ જશે.

પૂર્વ ઇતિહાસ સહિત, ચંદનબાળાનું ઉપદેશપૂર્ણ ભાષણ સાંભળીને, બધાં ભાવુકો ગદ્ગદિત બની ગયા. કોઈ કોઈ કહેતા હતા કે "ખરેખર, તે વખતે આ સતીનું મહત્ત્વ જાણ્યા વિના,

ધર્મની ઉપેક્ષા કરીને અમે વેશ્યાને સાથ આપ્યો હતો. અમે ધારતા હતા કે આ અતિ સુસ્વરૂપા છે માટે વેશ્યા બની જાય તો સારું, પરન્તુ આજે અમને અમારાં તે કૃત્ય માટે એવા વિચારથી પશ્ચાત્તાપ થાય છે કે જો આ સતી વેશ્યા બની જાત, તો સંસારની શી દશા થાત! ત્રિલોકનું કલ્યાણ કરનાર ભગવાન મહાવીરનું જીવન કેમ ટકત! જે થયું તે થયુ, હવેથી અમે આ સતીના ઉપદેશાનુસાર જ વર્તન દાખવીશુ." કોઈ કહેતા હતા કે, "ખરેખર જ્યારે આ સતી વેચાતી હતી ત્યારે અમે તેના કથન પર વિશ્વાસ કર્યો ન હતો, અને વીસ લાખ સુવર્ણ મુદ્રાઓને વધારે માની હતી. ધન્ય છે ધનાવહ શેઠને, કે જેણે આ સતીને માટે વીસ લાખ સોનામહોરો ખર્ચીને, પોતાના ધનનો સદુપયોગ કર્યો. અમને અમારી ભૂલ માટે ખેદ થાય છે, પણ હવે સતીના ઉપદેશ મુજબ કામ ન કરવાની ભૂલ નહિ કરીએ!"

આ પ્રમાણે ઉપસ્થિત લોકો સતીનો ઉપદેશ સાંભળીને ગળગળા બની ગયા. સૌના હૃદય પર ચન્દનબાળાના ઉપદેશનો ઘણો સુંદર પ્રભાવ પડ્યો. અને સૌએ યથાશક્તિ ઉપદેશાનુસાર વર્તન દાખવવાનો નિશ્ચય કર્યો. આ જોઈને સતાનિક આશ્ચર્યમુગ્ધ બની ગયો. તે વિચારવા લાગ્યો કે જે કાર્ય હજાર તલવારોથી બની શકે નહિ, તે કાર્ય સતીએ સહજ વારમાં કરી નાખ્યુ. ધન્ય છે તેને તથા તેના માતા-પિતાને!

સઘળા જનોને ઉપદેશામૃતનું પાન કરાવીને, જનતાથી ઘેરાયેલી સતી ચન્દનબાળા સતાનિકના મહેલ તરફ ચાલી સતીનો ઉપદેશ સાંભળવાથી જનતાનો હર્ષોત્સાહ અતિશય વધી ગયો હતો, તેથી તે પહેલા કરતા પણ ઘણા વધારે જોરથી જય જય ધ્વનિ ઉચ્ચારતી જતી હતી એ જ જયધ્વનિ વચ્ચે ચન્દનબાળાએ સતાનિકના મહેલમાં પ્રવેશ કર્યો સતાનિકે ભક્તિભાવપૂર્વક ચન્દનબાળાનો સત્કાર કર્યો, અને તેને સિંહાસન પર બેસાડી

: પ્રકરણ :

[ ૨૦ ]

## શત્રુમાંથી મિત્ર

**શત્રુતા** અથવા મિત્રતાનું ઉદ્દગમ સ્થાન હૃદય છે. હૃદયમાં જે ભાવનાઓ જન્મે છે, તેથી જ શત્રુતા કે મિત્રતાની ઉત્પત્તિ થાય છે. જ્યારે હૃદયમા કોઈના પ્રત્યે સારો ભાવ આવે છે ત્યારે તો મિત્રતાનો જન્મ થાય છે અને જ્યારે ખરાબ વિચારો ઉત્પન્ન થાય છે ત્યારે શત્રુતાનો જન્મ થાય છે. જેના પ્રત્યે સારો કે ખોટો એ બને ભાવોમાથી એકેય ભાવ થતો નથી, તેના પ્રત્યે ઉદાસીનતા રહે છે એવી વ્યક્તિ પ્રત્યે શત્રુતા કે મિત્રતા રહેતી નથી

ધર્મને નહિ સમજનારા અજ્ઞાની માણસોમા જ કોઈના પ્રત્યે સારો ભાવ અને કોઈના પ્રત્યે ખોટા ભાવ રહે છે. જેનામાં રાગદ્વેષ છે, તેનામા આ જાતનો ભેદભાવ રહ્યા કરે છે. બલ્કે જેનામા જેટલો વધારે રાગદ્વેષ રહેલો હોય છે. તેનામા એ જાતનો ભેદભાવ એટલો જ

અધિક પ્રમાણમાં હોય છે પરન્તુ જે જ્ઞાની છે જેણે રાગદ્વેષને જીતી લીધા છે તેનામાં આ જાતનો ભેદભાવ હોતો નથી, પણ દરેક પ્રત્યે સારો ભાવ જ રહે છે તેઓ સઘળાઓનું કલ્યાણ ઇચ્છે છે. તેમનામાં કોઈના પ્રત્યે શત્રુતા હોવાની જ નથી. તેઓ કોને મિત્ર માને છે આ શત્રુ છે આ મિત્ર છે અને આ શત્રુ નથી, આ મિત્ર નથી આ જાતનો ભેદ અજ્ઞાનીઓમાં હોય છે જેનાથી કોઈ જાતનો સ્વાર્થ સધાય છે તેને મિત્ર માનવામાં આવે છે જેનાથી કોઈ સ્વાર્થની હાનિ થાય છે અથવા જે સ્વાર્થપૂર્તિમાં વિઘ્ન કરનાર છે તેને શત્રુ માનવામાં આવે છે અને જેનાથી સ્વાર્થ સધાતો પણ નથી, અને સ્વાર્થ બગડતો પણ નથી, તેના પ્રત્યે ઉદાસીનતા રહે છે આ પ્રમાણે શત્રુતા તથા મિત્રતાનો જન્મ સ્વાર્થ ભાવનાથી જ છે અને તે સ્વાર્થભાવના પણ સાંસારિક પદાર્થોની છે જ્ઞાનીઓમાં આ જાતની સ્વાર્થભાવના રહેતી નથી તેઓ સંસારના કોઈ પણ પદાર્થની ઇચ્છા નથી કરતા, તેઓ કોઈને પણ પોતાના સ્વાર્થમાં વિઘ્નકર્તા નથી સમજતા તેથી તેમનામાં કોઈ પ્રત્યે શત્રુતા જ રહેતી નથી, પણ સૌ પ્રત્યે મિત્રતાપૂર્ણ સંબંધ જ રહે છે

રાજા શતાનિક પણ દધિવાહનને પોતાનો શત્રુ સમજતો હતો. જ્યારથી તેના હૃદયમાં ચંપાના રાજ્યનો લોભ થયો હતો, ત્યારથી જ તે ચંપાના રાજા દધિવાહનને વિઘ્નકર્તા માનીને પોતાનો શત્રુ સમજતો હતો અને પોતાના આ શત્રુને જીતીને પોતાનો સ્વાર્થ પૂરો કરવા માટે જ તેણે ચંપા પર ચઢાઈ કરી હતી. શતાનિકને લોભમાં મસ્ત બનેલો સમજીને તથા તેની ક્રૂર ઇચ્છા જાણીને દધિવાહન યુદ્ધ કર્યા વગર જ ચંપાનું રાજ્ય છોડીને જંગલમાં ચાલ્યો ગયો હતો. દધિવાહનના ચાલ્યા જવાથી તો શતાનિકના હૃદયમાં તેના પ્રતિ શત્રુતા રહેવી જોઈતી ન હતી પણ સેનાપતિ વગેરેના કહેવાથી તેને એ વાતનો ભય હતો કે પોતાનું રાજ્ય ફરીથી મેળવવા માટે દધિવાહન

કોઈ પણ વખતે આક્રમણ કરશે. આ ભયને કારણે તેણે દધિવાહનને મારી નાખવાનો અથવા પોતાનો કેદી બનાવવાનો ઉપાય પણ કર્યો, પરન્તુ તેને આ પ્રયત્નમાં સફળતા મળી નહિ એ દરમ્યાન તેને મૃગાવતી તથા સતી ચંદનબાળાના ઉપદેશની ચીમકી લાગી જેથી તેનામાં દ્રવ્ય-લોલુપતા ન રહી અને તેની ભાવના એકદમ બદલાઈ ગઈ. તે સમજી ગયો કે મારે ચપાનું રાજ્ય લેવું તેમ જ દધિવાહનને મારો શત્રુ માનવો એ સર્વથા અનુચિત છે. ચંપા પર ચઢાઈ કરીને મે ભારે અન્યાય કર્યો છે. આ બધી બાબતો સમજવાને લીધે જ તેણે સૌની સમક્ષ એવી પ્રતિજ્ઞા કરી કે, "હું દધિવાહનની શોધ મેળવીને તેને પાછો બોલાવીશ, તેની ક્ષમા માગીશ અને તેનું રાજ્ય તેને પાછુ સોપી, ચપાને જે નુકસાન થયુ છે તે પૂરું કરી આપીશ."

આ નિશ્ચય પ્રમાણે સતાનિકે પોતાના માણસોને દધિવાહનની તપાસાર્થે મોકલ્યા તેણે સામંતો વગેરેને કહી દીધુ કે દધિવાહન જ્યા હોય ત્યાથી તેને સન્માનપૂર્વક અહીં લઈ આવો દધિવાહનની શોધ કરતા સતાનિકના માણસો દધિવાહન પાસે જઈ પહોચ્યા તેઓએ નમ્રતાપૂર્વક દધિવાહનને કહ્યુ કે, "ચાલો, તમને મહારાજા સતાનિક યાદ કરી રહ્યા છે" આ સાંભળીને દધિવાહન કહેવા લાગ્યો કે, "શું હજુયે સંતાનિકની દુષ્ટ ભાવનાઓ નાશ નથી પામી ? શું ચપાનું રાજ્ય મેળવીને પણ તેને સતોષ નથી થયો ? હું તેને માટે ચંપાનું રાજ્ય છોડીને જંગલમા ચાલી આવ્યો, રાજ્યના વૈભવોને બદલે હું અહીંયા જગલી મનુષ્યોની માફક જીવન નિર્વાહ કરું છુ, વનના ફળોથી મારુ ઉદર પોષણ કરું છું, છતા પણ તે મારા પ્રાણ લેવા ઇચ્છે છે ? શુ તેને મારા તરફનો ભય રહેલો છે ? તમે સતાનિક પાસે જઈને મારી તરફથી તેમને કહો કે, તેઓ મારી તરફથી કોઈ પણ જાતનો ભય ન ગણે રાજ્ય લેવાની ઇચ્છાએ મારા હૃદયમા કદી પણ યુદ્ધ કરવાની ભાવના નહિ જન્મે જો મારે

યુદ્ધ જ કરવું હોત તો મારી પાસે સૈન્ય હોવા છતાં, હું યુદ્ધ ન કરવા અહીંયાં શા માટે આવ્યો આવત ? મને યુદ્ધ પ્રત્યે તિરસ્કાર છે છતાં સતાનિક મારી તરફથી ભય કેમ રાખે છે તથા મને બોલાવીને, નાહક મારો સંહાર કરવા કેમ ઇચ્છે છે ! ”

દધિવાહનનું કથન સાંભળીને સતાનિકના માણસો કહેવા લાગ્યા કે તમે વિશ્વાસ રાખો. સતાનિક રાજાએ તમારી હત્યા કરવા માટે તમને બોલાવ્યા નથી. જે સતાનિક પહેલાં હતા તેવા અત્યારે રહ્યા નથી. હવે તો તેમનાં જીવનનું સર્વથા પરિવર્તન થઈ ગયું છે "

એમ કહીને તે યોદ્ધાઓએ, ધારિણીનું બલિદાન, ચંદનબાળાનું વેચાણ, તેની મારફત ભગવાન મહાવીરનું થયેલું પારણું, ઇન્દ્રાદિ દેવોએ કરેલી ચંદનબાળાની સ્તુતિ, સતાનિકને આપેલો ઉપદેશ, અને સતાનિકના જીવની બદલેલી સ્થિતિ, તેની પ્રતિજ્ઞા, ઇત્યાદિ સઘળું વૃત્તાંત કહી સંભળાવ્યું. તે પછી તેઓએ કહ્યું કે સતાનિક પોતાની પ્રતિજ્ઞા પ્રમાણે આપનું રાજ્ય આપને પાછું સોંપવા માટે જ બોલાવ્યા છે માટે તમે કોઈ પણ જાતનો સંશય રાખ્યા વિના કૌશામ્બીમાં પધારો."

ધારિણીનું મૃત્યુ અને તે મૃત્યુ થવાનું કારણ જાણીને દધિવાહનને અતિશય દુઃખ થયું. તે સાથે જ ચંદનબાળાનું સઘળું વૃત્તાંત સાંભળીને તેને પ્રસન્નતા પણ થઈ અને એવો વિચાર પણ થયો, કે, હું મારી પુત્રી વસુમતિ ( કે જે અત્યારે ચંદનબાળાના નામથી પ્રસિદ્ધ છે )ને મારું મોં કેવી રીતે દેખાડું, હું તે પાપીકરીને અરક્ષિત મૂકીને જંગલમાં નાસી આવ્યો હતો, તે કારણે ધારિણીને સતીત્વનું રક્ષણ કરવા માટે મરવું પડ્યું અને પુત્રીને અનેક દુઃખો ભોગવવાં પડ્યાં. આવી દશામાં હું તેની સન્મુખ શી રીતે જઈ શકું ! આ જાતના વિચારો આવવાને લીધે દધિવાહનને કૌશામ્બી

ર્‍વામા સંકોચ થવા લાગ્યો, છતાં સંતાનિકના માણસોએ તેને ખૂબ સમજાવવાથી દધિવાહને કૌશામ્બીમા જવાનું કબૂલ કર્યું.

સંતાનિકે પોતાના માણસો સાથે દધિવાહન માટે જે વાહન મોકલ્યુ હતું, તેમા બેસીને દધિવાહન કૌશામ્બી તરફ ચાલ્યો. દધિવાહન આવે છે એવા સમાચાર સંતાનિકને અગાઉથી મળી ગયા. દધિવાહનના સ્વાગત માટે સંતાનિકે નગર, મહેલ વગેરે શણગાર્યાં. પછી તે પ્રતિષ્ઠિત નાગરિકો તેમ જ રાજ્યાધિકારીઓને લઈને દધિવાહનનો સત્કાર કરવા માટે ગયો. શહેરના અન્ય માણસો પણ સતાનિક તથા દધિવાહનનું મિલન જોવા માટે ચાલ્યા. કૌશામ્બીની બહાર, સંતાનિક તથા દધિવાહનનો મેળાપ થયો. દધિવાહનને સતાનિકે, તથા સતાનિકને જોતા જ દધિવાહને પોતપોતાનું વાહન છોડી દીધુ, અને પગે ચાલતા એક બીજાની સામે ગયા. નજીકમા આવતા સંતાનિક રાજા દધિવાહનના પગમા પડ્યો અને કહેવા લાગ્યો કે, " મને પાપીને ક્ષમા કરો ! મેં આપના જેવા ધર્માત્મા પર ઘણો જ અત્યાચાર કર્યો છે; મારી લોભવૃત્તિના કારણે જ તમારા જેવા આદર્શ પ્રજાપાલક રાજાને જગતનાં દુખો ભોગવવા પડ્યાં છે, સતી ધારિણીને પ્રાણત્યાગ કરવો પડ્યો છે, અને તમારી પુત્રી સતી ચદનબાળાને અનેક કષ્ટો સહન કરવાં પડ્યા છે. મે ભયકર અપરાધ કર્યો છે હું તમારી પાસે મારા સઘળા અપરાધોની ક્ષમા માગુ છુ તમે ઉદારતાપૂર્વક મને ક્ષમા આપીને મારો ઉદ્ધાર કરો. "

આ પ્રમાણે સતાનિકને પશ્ચાત્તાપ કરતો જોઈ ને, દધિવાહનનું હૃદય ભરાઈ આવ્યુ તેણે સંતાનિકને ઉઠાડીને, પોતાના ગળા સાથે લગાવ્યો, અને તેને કહ્યું કે, " જે થવાનું હતું તે થયુ, હવે તે ગત વાતો સભારવી નકામી છે, તમે મારા સબંધી તથા મિત્ર છો આજે આપણો સબંધ તથા આપણી મિત્રતા પુનર્જીવન પામે છે, જે હમેશને માટે સ્થાયી રહેશે માટે તમે કોઈ જાતનો ખેદ ન કરતા પ્રસન્ન જ રહેશો "

આ પ્રમાણે સતાનિકને સાન્ત્વન આપીને દધિવાહને તેનો ખેદ દૂર કરાવ્યો. સતાનિક સન્માનપૂર્વક દધિવાહનને લઈને મહેલ તરફ આવ્યો. સાથેના પ્રજાજનો જય જયકાર કરતા ચાલતા હતા. નગરમાં આ વાત પ્રસિદ્ધ થઈ ગઈ હતી કે જે સતીના હાથથી ભગવાન મહાવીરનું પારણું થયું હતું તે સતીના પિતા મહારાજ દધિવાહન આજે પધારે છે આ વર્તમાનથી નગરની સમસ્ત જનતા રાજમાર્ગ તરફ ઉમટી પડી અને તે રાજમહેલની બન્ને બાજુ પર ઊભી રહીને, મહારાજ દધિવાહનના પધારવાની વાટ જોવા લાગી. મહારાજ દધિવાહન આવતા, તેના દર્શન કરીને બધા લોકો ખુશી થઈને ધન્ય-ધન્ય તથા જય-જયનો ધ્વનિ ઉચ્ચારવા લાગ્યા.

આ પ્રકારની ધામધૂમ સાથે મહારાજ દધિવાહન સતાનિકના મહેલ પાસે આવ્યો. સતાનિકનો આખો મહેલ દધિવાહનના સ્વાગતાર્થે સુંદર રીતે શણગારાયેલો હતો. અને જન્મથી મહેલોમાં રહેનાર દધિવાહન ઘણા દિવસો પર્યંત જંગલમાં પણ રહી આવ્યો હતો, તેથી દધિવાહનને સતાનિકનો મહેલ દેખીને આનંદ થવો જોઈતો હતો, તેને બદલે દધિવાહનને મહેલમાં પ્રવેશ કરતાં સંકોચ થતો હતો. તે એવું વિચારતો હતો કે આ જ મહેલમાં પુત્રી છે જેને હું મારું મોં શી રીતે બતાવીશ! આ સંકોચને લીધે દધિવાહનનો પગ માંડ જ મુશ્કેલીપૂર્વક આગળ ઉપડતો હતો.

જેમ તેમ કરીને દધિવાહન સતાનિકના મહેલમાં ગયો. સતાનિકે ખૂબ આદરપૂર્વક દધિવાહનને સિંહાસન પર બેસાડ્યા, અને તેનો ઉચિત સત્કાર કર્યો.

મહેલની દાસીઓએ દધિવાહનના આવવાના સમાચાર ચંદનબાળાને આપ્યા. ચંદનબાળાની જગ્યાએ જો કોઈ બીજી કન્યા હોત તો તે દધિવાહનનું મોં જોવા પણ ન ઇચ્છત, અથવા તેને એમ કહીને તેનો તિરસ્કાર કરત કે, તમે પિતા થઈને પણ મને તથા મારી

માતાને છોડીને જંગલમાં નાસી ગયા,' પરન્તુ દધિવાહનના ચાલ્યા જવાનું કારણ ધારિણીએ પણ ચંદનબાળાને સમજાવ્યું હતું તેમ ચંદનબાળા પોતે પણ જાણતી હતી કે, કયું ધ્યેય સન્મુખ રાખીને પિતાએ યુદ્ધ ન કર્યું અને તેઓ વનમાં ચાલ્યા ગયા આ માહિતીને લીધે જ તેના હૃદયમાં દધિવાહન સબંધી કોઈ પ્રતિકૂળ વિચાર ઉદ્‌ભવ્યો નહિ દધિવાહનનું આગમન સાંભળીને તે ખુશ થઈ. તે વિચારતી હતી, કે માતાએ મને જે શિખામણ આપી હતી, તે પ્રમાણે કામ કરવામાં હું કેટલે અંશે સફળ થઈ છુ, તે બાબત તો પિતા પાસેથી જ જણાશે હું તો સમજુ છુ કે માતાએ મને જે શિખામણ આપી હતી, તે પ્રમાણે વર્તન કરવાથી જ, આજે માસા તથા પિતાનો મેળાપ થયો છે, તથા તેઓ બને મિત્ર બની શક્યા છે.

આ પ્રમાણે ચિંતવતી તથા પ્રસન્ન થતી ચંદનબાળા દધિવાહન સામે આવી ઊભી તેણે દધિવાહનને નમ્રતાપૂર્વક વદન કર્યું. ચંદનબાળાને વંદન કરતી જોઈને દધિવાહન રોઈ પડ્યો રોતો રોતો તે ચંદનબાળાને કહેવા લાગ્યો કે, " હે સતી, તું ક્યા દુષ્ટને વદન કરી રહી છે. હું એ જ પાપી છુ કે જે તને તથા તારી માતાને અનાથ દશામા મૂકીને જંગલમાં ચાલ્યો ગયો હતો, તથા જેને પરિણામે તારી માતાને પોતાના શિયળ રક્ષણને કારણે પ્રાણનો ત્યાગ કરવો પડ્યો અને તારે બજારમાં વેચાઈને અનેક કષ્ટ ભોગવવાં પડ્યા જો કે હું નિર્બળતાના કારણે જંગલમા ગયો ન હતો, પણ મનુષ્યોનો સંહાર ન થાય એ હેતુથી ગયો હતો, તથા મને એવો વિશ્વાસ પણ હતો, કે તમે બને પોતપોતાનું રક્ષણ કરવામાં સમર્થ છો, તોપણ મારે માટે તો આવશ્યક કર્તવ્ય એ હતું કે મારે તમારા રક્ષણનો પ્રબધ કરવો. મેં મારા આ કર્તવ્યનું પાલન ન કરીને પાપ કર્યું છે, તેથી હું અપરાધી છુ અને તારા જેવી સતી મને વંદન કરે તે માટે હું લાયક નથી. મને એ જ આશ્ચર્ય થાય છે કે તારા

જેવી સતી મારી પુત્રી કેમ બની ! ખરેખર, હું તારો પિતા કહેવડાવવાને લાયક જ નથી.'

પ્રિયદર્શનાને આ પ્રમાણે અધિર બનેલો જોઈને, મહાસાધ્વી તેને ધૈર્ય આપવા લાગી. તેણે કહ્યું કે, "પિતાજી આપના જેવા ધીર, વીર પુરુષને માટે આ પ્રકારનો વિલાપ અશોભનીય છે. તમે જે કંઈ કર્યું તે ક્યા ઉચ્ચ આદર્શને દ્રષ્ટિમાં રાખીને કર્યું, અને તેનું પરિણામ કેવું સુંદર આવ્યું તેનો વિચાર કરો. જો તમે માનવસંહારના ભયથી વનમાં ગયા ન હોત અને યુદ્ધ કર્યું હોત, અગર મને તથા મારી માતાને પણ વનમાં સાથે લઈ જાત, કે કોઈ બીજી જગ્યાએ મોકલી દેત, તો આજે જે રચના બની છે તે શું બની શકત ! જો મારી માતાએ પોતાનો પ્રાણ ન આપ્યો હોત, તો તેણે મને જે ઉપદેશ આપ્યો હતો, તે ઉપદેશ શું ચિરસ્થાયી બની શકત ! અને જે રથીએ પિતા તરીકે મારું રક્ષણ કર્યું તે શું સુધરી શકત ! તેના વડે મારું રક્ષણ થાત ! આ રીતે શું મારા હસ્તે ભગવાન મહાવીરનું પારણું થઈ શકત ! પ્રાયઃ આ બધી ઘટનાઓ બનવી સંભવિત હતી, તોપણ તમારી તથા માસાની શત્રુતા તો દૂર ન થતાં સ્થાયી રહેત જ. તમે યુદ્ધ ન કર્યું, અને મને તથા મારી માતાને મૂકીને ચાલ્યા ગયા, એનો જ આ સઘળો પ્રતાપ છે. જો પ્રાયઃ તમે અમને મૂકીને વનમાં ન જાત, તોપણ શું તમે અમારું રક્ષણ કરી શકત ! શું કોઈ કોઈનું રક્ષણ કરવા માટે સમર્થ છે ! વાસ્તવિક રીતે કોઈ કોઈનું રક્ષણ નથી કરી શકતા, માત્ર ધર્મ જ સૌ કોઈનું રક્ષણ કરવા માટે સમર્થ છે. બીજાઓ તો નિમિત્ત માત્ર છે. તમારાં ચાલ્યા જવાથી, મને કોઈ જાતનું દુઃખ નથી થયું. જેને તમે તથા બીજા લોકો દુઃખ માનતા, તે દુઃખ ન હતું. પણ ભગવાન મહાવીરને ભોજન કરાવવા માટે દેશ પર મોટેરું હિંસાત્મક યુદ્ધનું સંકટ દૂર કરવા માટે તથા રાજ્ય લોભને કારણે, તમારા અને માસા વચ્ચે જે વૈરભાવ ઉત્પન્ન થયો

હતો તેને નષ્ટ કરી, તેની જગ્યાએ મિત્રતા સ્થાપવા માટે એક તપશ્ચર્યા હતી. એટલા માટે મારી બાબતમા કોઈ પણ જાતનો ખેદ રવો ઇષ્ટ નથી. હવે રહી મારા માતાના મૃત્યુની વાત. પરન્તુ જો તમે મારી માતાના મૃત્યુ પર બરાબર વિચાર કરશો તો તમને કોઈ જાતનો ખેદ નહિ થાય, પણ પ્રસન્નતા જ થશે "

એમ કહીને ચંદનબાળાએ ધારિણીના મૃત્યુનું આદ્યોપાન્ત વર્ણન દધિવાહનને કહી સંભળાવ્યું ત્યારબાદ પુન તે દધિવાહનને કહેવા લાગી કે, "પિતાજી, મારી માતાનું મૃત્યુ એક દિવસે તો જરૂર થાત જ, તો પછી શુ આ પ્રકારનું પડિત મરણ કાઈ ખોટુ છે કે તમે તેના મૃત્યુ માટે કોઈ પણ જાતની ચિંતા કરી શકો ? "

આ પ્રમાણે ચદનબાળાએ પોતાની ઓજસપૂર્ણ વાણીથી દધિવાહનનો સઘળો ખેદ દૂર કરાવ્યો, તે સાથે જ દધિવાહન તથા સંતાનિક વચ્ચે કાયમની મિત્રતા સ્થાપિત કરાવી દીધી. એટલામાં રથી પણ ત્યાં આવી પહોચ્યો. તે દધિવાહનના પગમાં પડીને તેને કહેવા લાગ્યો કે, "આપની સતી–પત્નીના મૃત્યુનું કારણ હુ જ છુ. માટે તમે યોગ્ય લાગે તે જાતની શિક્ષા મને જરૂર કરો." ચદનબાળાએ દધિવાહનને રથીનો પરિચય કરાવીને, પોતાનો તથા ધારિણીનો તેની સાથે શો સંબંધ છે તે જણાવ્યો, તથા સંતાનિકે તેને આપેલા અભયદાનનું વૃત્તાંત પણ કહ્યુ તે સાંભળીને દધિવાહન પ્રેમપૂર્વક રથીને ભેટ્યો અને તેને સાન્ત્વન આપીને બોલ્યો કે, "આજથી તું મારો ભાઈ છે, માટે કોઈ પણ જાતનો ભય ન રાખીશ" આ પ્રમાણે ચંદનબાળાએ રથી તથા દધિવાહન વચ્ચે પણ બંધુત્વભાવ સ્થાપિત કરાવ્યો.

દધિવાહનને થોડાક દિવસો સુધી વિશ્રાંતિ લેવા દીધા પછી, એક દિવસે ચદનબાળા અને મૃગાવતીની હાજરીમા, સંતાનિકે દધિવાહનને કહ્યું કે, "મહારાજ, આ સતીના પ્રતાપથી જ મારું તથા તમારુ પુન. મિલન થયુ છે, તેમ જ આપણી વચ્ચે પરસ્પર મિત્રતા

થઈ છે જો આ સતી ન હોત તો આમ ન બનત. કદાચ મારા ભલે તમે વિજય મેળવત, તોપણ આપણી વચ્ચે વેર તો રહેત જ આ સતીના પ્રતાપે જ મને મારી સઘળી કુટેવો જણાઈ છે અને હું એમ સમજ્યો છું કે જેનામાં પ્રજાપાલનની ભાવના છે જે પોતાનું હિત ઇચ્છતો નથી, પણ પ્રજાનું જ હિત ઇચ્છે છે અને પ્રજા-હિતનાં જ કાર્યો કરે છે તે જ રાજા છે. જેનામાં આ સદ્ગુણ નથી તે રાજા થવા માટે લાયક નથી. આમ સમજવાથી હું એવું જાણી શક્યો છું કે ખરેખર રાજા થવા માટે તમે જ લાયક છો. હું રાજા થવા માટે લાયક નથી. એ વાત શક્ય છે કે આગળ જતાં તમારી કૃપાથી મારામાં પણ એવી યોગ્યતા આવે, પણ મારા અત્યાર સુધીનાં કાર્યો કહી આપે છે કે હું રાજ્ય કરવા માટે અયોગ્ય છું. એટલા માટે મેં નિરધાર કર્યો છે કે તમારું રાજ્ય તમને સોંપીને હું તમારી પાસે રહીને એ બાબતનું જ્ઞાન મેળવીશ કે રાજ્ય કેવી રીતે ચલાવી શકાય છે અને પ્રજાનું હિત કયા કયા કાર્યોથી થઈ શકે છે. ચંપાનું રાજ્ય તો આપનું જ છે. ત્યાંનું રાજ્ય તમને સોંપીને તમારો રાજ્યાભિષેક કરવામાં આવશે. એ ઉપરાંત મારી ઇચ્છા છે કે ચંપાના રાજ્યનો રાજ્યાભિષેક કરવાની સાથે જ કૌશામ્બીનું રાજ્ય પણ તમને જ સુપ્રત કરી દઉં. તમે કૌશામ્બીનું પણ રાજ્ય કરો અને તમારા રાજ્ય સમયમાં ચંપાની પ્રજા જે આનંદનો અનુભવ કરી શકી છે તે આનંદનો અનુભવ કૌશામ્બીની પ્રજાને પણ કરાવો."

જે મહેલમાં બેસીને, જે રાજા શતાનિક એક દિવસે દધિવાહનનું ચંપાનું રાજ્ય છીનવી લેવાનો વિચાર કરતો હતો તે માટેનો ઉપાય શોધતો હતો અને ચંપા પર ચઢાઈ કરવાનો નિશ્ચય કર્યો હતો, તે જ મહેલમાં, તે જ શતાનિક દધિવાહનને ચંપાનું રાજ્ય પાછું સોંપવાની સાથે જ કૌશામ્બીનું રાજ્ય પણ આપવા ઇચ્છે છે આ

જાતના પરિવર્તનનું કારણ, સતી ચંદનબાળાના પ્રતાપે દુષ્ટ ભાવનાઓનો ધ્વસ થઈ સદ્‌ભાવના પ્રાપ્ત થવાનું છે

સંતાનિકની વાત સાંભળીને, દધિવાહને ખૂશ થતાં તેને કહ્યું કે, "રાજન્, તમે ચપાનું રાજ્ય મને પાછું સોંપવા ઇચ્છો છો, તે જાણીને મને આનંદ નથી થયો, પણ તમારા હૃદયનું જે પરિવર્તન થયું છે તેથી મને ખૂબ આનદ થાય છે તમારામા પહેલાં ગમે તેવા દુર્ગુણો હતા, પણ હવે હું તમારામાં દુર્ગુણ દેખતો નથી. રાજ્ય ચલાવવાનો જે હેતુ તમારામાં પહેલા હતો, તે હેતુ અત્યારે બદલાઈ ગયો છે તે બદલાવાથી, તમે પ્રજાપાલક તથા ધર્માત્મા નરેશ કહેવાશો તથા પ્રજા પણ પ્રસન્ન રહેશે, તેમ જ સુખસમૃદ્ધ બનશે. હું હવે વૃદ્ધ થયો છુ લાબા કાળ સુધી વનમા રહેવાને લીધે, મારામાં પહેલા જેટલી શક્તિ પણ રહી નથી. હવે તો મારી એ જ ઇચ્છા છે કે, હું મારું જીવન પરમાત્માના ભજનમાં વિતાવીશ કદાચ હું ચપાનું રાજ્ય છોડી શકત કે ન છોડી શકત, પણ તમારી કૃપાથી મારા માથેથી તે ભાર પણ ઊતરી ગયો છે, અને હું નથી ઇચ્છતો કે જે ભાર મારા માથેથી સહજમાં જ ઊતરી ગયો છે, તે હું ફરીથી મારા માથે લઉ પણ તમે તો મારા માથા પર બમણો ભાર લાદવા ઇચ્છો છો, માટે મને ક્ષમા કરો અને જે રીતે તમે અત્યારે બંને સ્થળનું રાજ્ય ચલાવી રહ્યા છો, તે જ રીતે ચલાવતા રહો. કૃપા કરીને મને હવે રાજ્યની ઝંઝટમાં ન મૂકશો"

દધિવાહન અને સતાનિક, અરસપરસ બંનેય એક બીજાને રાજ્ય કરવાનો આગ્રહ કરવા લાગ્યા. સતાનિક કહેતો હતો કે, "મે રાજ્ય કરવાનો હેતુ, માત્ર ઉત્તમોત્તમ ભોગ ભોગવવા એ જ માન્યો હતો. આ હેતુને લીધે પ્રજાને કેવુ દુખ ભોગવવુ પડે છે, વગેરે બાબતો તરફ લક્ષ ન હતુ સતીની કૃપાથી, હવે મારી તે ભાવના અવશ્ય બદલાઈ ગઈ છે, તોપણ પૂર્વ સસ્કારોને લીધે, હમણા આ

ભાવનાઓ પુન: જાગૃત થાય કે કેમ એ શંકા છે. તમારા આગમનથી કોઈક વખત રહેવાથી મારી અનિષ્ટ ભાવનાઓનો નાશ થઈ જશે અને પછી હું રાજ્ય ચલાવું તે અનુચિત ગણાશે નહિ. તમે જનિ રથળનાં રાજ્યનો ભાર તમારા શિર પર લઈને મને એવો શુભઅવસર આપો. હું તમારી આજ્ઞા પ્રમાણે સઘળું કામ કાજ કરવા માટે હરહંમેશ તૈયાર છું પરન્તુ રાજ્ય તો તમે જ કરો."

સતાનિક તો દધિવાહનને આ પ્રમાણે કહેતો હતો અને દધિવાહન સતાનિકને કહેતો હતો કે તમે મક્કમ વિચારના પુરુષ છો. જ્યાં સુધી તમારામાં દુષ્ટ ભાવનાઓ હતી ત્યાં સુધી તમે તે પ્રમાણે કર્મ કર્યું પરન્તુ હવે તમારી ભાવનાઓ બદલાઈ ગઈ છે માટે તેવી જાતનાં કર્મો તમારાથી નહિ થાય. હું વૃદ્ધ છું. માટે તમે મને રાજ્ય કરવાની તકલીફમાં ન નાખો."

રાજ્ય સંબંધી બંનેની વાતો સાંભળીને, મૃગાવતી તથા ચંદનબાળા આનંદ પામી રહી હતી. તેઓ વિચારતી હતી કે જે રાજ્યને માટે યુદ્ધ કરીને મહાન માનવસંહાર કરવામાં આવે છે તે રાજ્યને આ બંને જણાઓ, જેમ ગેડીદડે રમનારા માણસો એક બીજા તરફ દડો ફેંકે છે તેમ ફેંકી રહ્યા છે. આ બધો ધર્મ સમજ્યાનો જ પ્રતાપ છે.

સતાનિક તથા દધિવાહનના પારસ્પરિક આગ્રહનો અંત ન આવતો જોઈ ચંદનબાળા કહેવા લાગી કે "તમે બંને આજે આ રીતે એક બીજાને રાજ્ય સોંપી દેવા ઇચ્છો છો, તે ઘણી જ હર્ષની વાત છે. પણ જે ભાર બે માણસથી ઉચકી શકાય તેમ છે જે ઉચકવા માટે એક માણસને મુશ્કેલી પડે તેમ છે તે ભાર કોઈ એક જ માણસ પર નાખી દેવો તે ઠીક નથી. રાજ્ય, પ્રજાનું રક્ષણ કરવા અને તેને સુખ-સગવડો આપવા માટે જ છે. એ સિવાય રાજ્ય કરવાનો બીજો કોઈ હેતુ નથી, અને જો કોઈ વ્યક્તિ તેનો હેતુ બીજો સમજતી હોય, તો તે માર્ગ ભૂલે છે. રાજ્યને પોતાના ભોગોપભોગનું સાધન

માની રાજ્ય ચલાવવું એ એક વાત છે, અને પ્રજાની સેવા માટે રાજ્ય કરવુ એ બીજી વાત છે. જે માણસ પોતાના ભોગોપભોગને માટે રાજ્ય સમજે છે તે પોતાનું રાજ્ય બીજાને આપવાની ઇચ્છા નથી કરતો, પણ બીજાનું રાજ્ય પચાવી પાડવાનું જ ઇચ્છે છે. પરન્તુ તમારા બનેમા, રાજ્ય પોતાના ભોગોપભોગને માટે માનવાની ભાવના નથી, પણ પ્રજાની સેવા કરવાની ભાવના છે. આવી ભાવનાથી રાજ્ય કરવામા કોઈ જાતની હાનિ નથી, પરન્તુ તેમ કરવું એ ક્ષત્રિયોનું કર્તવ્ય છે માટે જો તમે મારી વાત માનો, તો હું તમને એમ કહું છું કે બંને રાજ્યનો ભાર કોઈ એક ઉપર ન નાખો પણ પોતાના રાજ્યનો ભાર પોતે જ ઉઠાવે, અને તમે મારામા જે ભાવના જોઈ છે, તે જ ભાવના પ્રમાણે રાજ્ય ચલાવો"

સતીનું આ કથન સાભળીને, બંને જણા શાત થઈ ગયા. સંતાનિક કે દધિવાહન બનેમાંથી કોઈ પણ કાંઈ બોલી શક્યા નહિ. આ સમધી વધુ વાત ન કરતા, સતાનિકે, દધિવાહન, મૃગાવતી, ચદનબાળા તથા બીજા લોકોની સમતિથી દધિવાહનને ચપાના રાજ્યનો અભિષેક કરવાનો દિવસ મુકરર કર્યો, અને રાજ્યાભિષેકની તૈયારી કરવાનો હુકમ આપ્યો. તે સાથે જ ચપા નગરીમાં પણ આ સમાચાર પહોંચાડી દીધા.

દધિવાહનના રાજ્યાભિષેકના ઉત્સવ નિમિત્તે કૌશામ્બી નગરી શણગારવામા આવી. સ્થળે સ્થળે મંગળોત્સવ થવા લાગ્યો. મુકરર તિથિ નજીકમાં આવેલી જાણીને, ચપાના ઘણા લોકો કૌશામ્બીમા આવ્યા દધિવાહનને મળતા, જેટલો આનંદ બચ્ચાને પોતાની માતાનો મેળાપ થતાં થાય, તેટલો જ આનદ તેઓને થયો દધિવાહને તે સઘળાઓનો કુશળ સમાચાર પૂછીને ઉચિત સત્કાર કર્યો. અંતમાં મુકરર તિથિને દિવસે, ખૂબ ધામધૂમપૂર્વક દધિવાહનને ચંપાનગરીનો રાજા બનાવવામા આવ્યો સતાનિક રાજાએ પોતે દધિવાહનને રાજમુકુટ

પહેરાવ્યો. ત્યારબાદ પોતાના દુષ્કૃત્યોનું વર્ણન કરીને, સતાનિકે પોતાના સ્વમુખેથી પશ્ચાત્તાપ જાહેર કર્યો, અને દધિવાહનની પ્રશંસા કરતાં કહ્યું કે, "મેં આજે આ સુયોગ્ય તથા સજ્જન નરેશનું રાજ્ય તેમને સુપ્રત કરીને મારા દુષ્કૃત્યોનું યત્કિંચિત્ પ્રાયશ્ચિત્ત કર્યું છે. આ સઘળો આ સતીનો જ પ્રતાપ છે. આ સતીની કૃપાથી જ મારા હૃદયનું પરિવર્તન થયું છે તથા આ સઘળી ઘટના બની છે."

આ પ્રમાણે સતાનિકે એક મહત્ત્વપૂર્ણ ભાષણ આપ્યું, જે સાંભળીને સભાના લોકો પ્રસન્ન થયા તથા મહાનુભાવ દધિવાહન અને સતાનિકની પ્રશંસા કરીને તેમને ધન્યવાદ આપવા લાગ્યા. સતાનિકના ભાષણના જવાબમાં દધિવાહને પણ સંક્ષિપ્ત ભાષણ આપીને, સતાનિકને તેના હૃદય-પરિવર્તન માટે ધન્યવાદ આપ્યો, તેમ જ તેની પ્રશંસા કરી. આ રીતે રાજ્યાભિષેકનો મહોત્સવ સમાપ્ત થયો. તથા દધિવાહન અને સતાનિક આનંદપૂર્વક મૈત્રીભાવમાં રહેવા લાગ્યા.



: પ્રકરણ :

[ ૨૧ ]

——×——

## ઉચ્ચ ધ્યેય

કોઈ પણ માણસ, પહેલા ગમે તેવા આચરણોવાળો હોય, પણ જ્યારે તેને સદાચાર પસંદ પડી જાય છે, જ્યારે તે કોઈ પણ ઉત્તમ આચારને સ્વીકારી લ્યે છે, ત્યારે તે, તે શ્રેષ્ઠ આચારને પોતાના જીવનમા અપનાવી જ લ્યે છે. જો કોઈ માણુસ, કોઈ શ્રેષ્ઠાચારને મોઢેથી કબૂલ કરે, પણ જીવનમાં તે અપનાવે નહિ, તો તેને માટે એમ જ કહેવાશે, કે તેનો આત્મા નિર્બળ છે, અથવા તે માત્ર ઉપરથી જ શ્રેષ્ઠાચારને શ્રેષ્ઠ કહે છે, પણ હૃદયથી તેની શ્રેષ્ઠતા સ્વીકારતો નથી. જો તેનો આત્મા નિર્બળ ન હોય, પોતે પોતાએ આચરેલા દુરાચારોથી પરાભુત ન બન્યો હોય, તેનાથી અતિશય પ્રભાવિત ન બન્યો હોય, તો જેને તે શ્રેષ્ઠ માને છે, તેને કદાપિ તે અપનાવ્યા વગર રહી શકે જ નહિ, અર્થાત્ તે દુરાચારમા કદી

રહી શકે જ નહિ. અને જે માણસ માત્ર ઉપરથી જ મિત્રતા સ્વીકારે છે હૃદયમાં તેથી વિરુદ્ધ ભાવ રાખે છે તે કેવો છે તેના સંબંધમાં તો કંઈ કહેવાનું જ નથી.

જ્યારે દુરાચારી માણસ પણ, સદાચરણની મિત્રતા સ્વીકારીને દુરાચરણનો ત્યાગ કરી, સદાચરણને જ અપનાવે છે. સદાચારને વીસરતો નથી, તો પછી જે સદાચારની મિત્રતા પણ માને છે અને જે તેને અપનાવે છે તે, સદાચારને કઈ રીતે છોડે! સંસારમાં ઘણાએ એવા દુર્બળ હૃદયના મનુષ્યો હોય છે કે જેઓ સદાચારની મિત્રતાને માનતા હોવા છતાં પણ, અને તે પ્રમાણે આચરણ કરતાં છતાં પણ તેને ત્યજી દે છે પરન્તુ એવા માણસો અપવાદ રૂપ છે માટે અહીંયાં તેઓનું વર્ણન નથી. અહીંયાં તો જેઓ પથ્થરની શિલા માફક પોતાના નિશ્ચય પર દૃઢ રહે છે તે વીરાત્માઓ વિષે જ કહેવામાં આવે છે

મદનમાળાને, તેની માતાએ બાળપણથી જ બ્રહ્મચર્યનો ઉપદેશ આપ્યો હતો. તેણે મદનમાળાના હૃદયમાં કામની ભાવના જન્મવા જ દીધી ન હતી. તેનો વિચાર હતો કે મારી પુત્રી બ્રહ્મચારિણી રહીને, સ્ત્રી–પુરુષો સમુખ એક ઉચ્ચ આદર્શ ઉપસ્થિત કરે. તેણે, આ વિચારથી મદનમાળાને બ્રહ્મચર્યની જ શિખામણ આપી હતી, અને મદનમાળાના હૃદયમાં પણ, માતાની શિખામણ સંપૂર્ણ રીતે પ્રવેશી ચૂકી હતી. તેને પોતાની માતાની શિખામણ પર જરા પણ સંશય કે અવિશ્વાસ ન હતો. બ્રહ્મચર્યનું પાલન ન કરવાથી જગતમાં કેવી કેવી ઘટનાઓ બને છે એ વાતને પણ તે ધારિણીના પણ પ્રસંગે રહીને ત્યાં, વેશ્યાના વર્તનથી અને ધનાઢ્ય લોકોને ત્યાં સારી રીતે જાણી ચૂકી હતી. આ કારણથી માતાની શિખામણ પર તેને વધારે વિશ્વાસ બેસી ગયો હતો. તે પછી ભગવાન મહાવીરનાં દર્શન કરવાથી તો તેનામાં વિશેષ પવિત્રતા આવી ગઈ

હતી આ કારણે, તે બ્રહ્મચર્યનો ત્યાગ કરી લગ્નબંધનમાં પડવાનું બિલકુલ ઉચિત માનતી ન હતી. તોપણ લોકવ્યવહાર પ્રમાણે, કન્યાનું લગ્ન કરવાની બાબતમાં, માતાપિતાને ચિંતા થવી સ્વાભાવિક છે. તેથી દધિવાહનને ચંદનબાળાના લગ્નની ચિંતા થઈ જ.

એક દિવસે સતાનિકે જોયું કે મહારાજા દધિવાહન કોઈ ગંભીર વિચારમાં પડેલા છે. એ જોઈને સતાનિક દધિવાહન પાસે ગયો તેણે દધિવાહનની વિચારમગ્નતાનો ભંગ કરી દધિવાહનને કહ્યું કે, "મહારાજ, આજે તમે શા વિચારમાં પડ્યા છો ? મેં આટલા દિવસોમાં તમને આજની માફક વિચારમાં ગ્રસ્ત કદી જોયા નથી જો મારાથી ગુપ્ત રાખવા યોગ્ય વાત ન હોય તો, હું જાણવા ઇચ્છું છું કે તમે શા વિચારમાં પડ્યા હતા ?"

સતાનિકનો આ પ્રશ્ન સાંભળીને, જવાબમાં દધિવાહને કહ્યું કે, "તમારાથી ગુપ્ત રાખવા જેવી કોઈ વાત નથી, બલકે જે બાબતમાં હું વિચાર કરી રહ્યો હતો, તે બાબત તમારા માટે પણ એટલી જ વિચારણીય છે હું એ જ વિચારતો હતો કે ચંદનબાળા લગ્નને યોગ્ય થઈ છે, એટલે તે સબંધી શું કરવું ? જો કે હું જાણું છું કે ચંદનબાળાને, તેની માતાએ બ્રહ્મચર્ય પાળવાની જ શિખામણ આપી છે આ વિષયમાં ચંદનબાળાની માતા સાથે મારે ઘણી વાર વાતચીત પણ થયેલી છે છતાં તે વાતચીતને ઘણો સમય વ્યતિત થઈ ચૂક્યો છે તે વખતે ચંદનબાળા નાની હતી, અને હવે તે મોટી થઈ છે હવે તે પોતાને વિષે કોઈ પણ જાતનો નિર્ણય કરવા માટે અધિકારિણી થઈ ચૂકી છે. તેથી તે વખતની વાતચીત પર આધાર રાખીને, આ વખતે પણ ચંદનબાળા સાથે આ સબંધી કોઈ પણ જાતની વાતચીત ન કરવી, તે ઠીક નથી આજે ચંદનબાળાની માતા નથી, પરન્તુ તેની માસી તો મોજૂદ છે માતા તથા માસી, એ બંને સરખા જ છે,

રહી શકે જ નહિ. અને જે માણસ માત્ર ઉપરથી જ મિત્રતા સ્વીકારે છે હૃદયમાં તેથી વિરુદ્ધ ભાવ રાખે છે તે ઠગી છે તેના સંબંધમાં તો કંઈ કહેવાનું જ નથી.

જ્યારે દુરાચારી માણસ પણ, સદાચરણની મિત્રતા સ્વીકારીને દુરાચરણનો ત્યાગ કરી, સદાચરણને જ અપનાવે છે સદાચારને વીસરતો નથી, તો પછી જે સદાચારની મિત્રતા પણ માને છે અને જે તેને અપનાવે છે તે, સદાચારને શી રીતે છોડે ! સંસારમાં પશુઓ જેવા દુર્બળ હૃદયના મનુષ્યો હોય છે કે જેઓ સદાચારની મિત્રતાને માનતા હોવા છતાં પણ, અને તે પ્રમાણે આચરણ કરતાં છતાં પણ તેને ત્યજી દે છે પરન્તુ એવા માણસો અપવાદરૂપ છે માટે અહીંયાં તેઓનું વર્ણન નથી. અહીંયાં તો જેઓ પથ્થરની શિલા માફક પોતાના નિયમ પર દૃઢ રહે છે તે વીરાત્માઓ વિષે જ કહેવામાં આવે છે

મદનબાળાને, તેની માતાએ બાળપણથી જ બ્રહ્મચર્યનો ઉપદેશ આપ્યો હતો. તેણે મદનબાળાના હૃદયમાં લગ્નની ભાવના જન્મવા જ દીધી ન હતી. તેનો વિચાર હતો કે મારી પુત્રી બ્રહ્મચારિણી રહીને, સ્ત્રી-પુરુષો સમુખ એક ઉચ્ચ આદર્શ ઉપસ્થિત કરે. તેણે, આ વિચારથી મદનબાળાને બ્રહ્મચર્યની જ શિખામણ આપી હતી, અને મદનબાળાના હૃદયમાં પણ, માતાની શિખામણ સંપૂર્ણ રીતે પ્રવેશી ચૂકી હતી. તેને પોતાની માતાની શિખામણ પર જરા પણ સંશય કે અવિશ્વાસ ન હતો. બ્રહ્મચર્યનું પાલન ન કરવાથી જગતમાં કેવી કેવી ઘટનાઓ બને છે એ વાતને પણ તે ધારિણીના પતન પ્રસંગે, રથીને ત્યાં વેશ્યાના વર્તનથી અને ધનાવહ શેઠને ત્યાં સારી રીતે જાણી ચૂકી હતી. આ કારણથી માતાની શિખામણ પર તેને વધારે વિશ્વાસ બેસી ગયો હતો. તે પછી, ભગવાન મહાવીરના દર્શન કરવાથી તો તેનામાં વિશેષ પવિત્રતા આવી ગઈ

ચંદનબાળા પાસે ગયા. એ ત્રણેયનું આગમન થયું જાણીને, ચંદનબાળા ખુશ થઈ તેણે આનંદપૂર્વક ત્રણે જણને પ્રણામ કરીને, યોગ્ય આસન પર બેસાડ્યાં. પછી હાથ જોડીને તેમને કહેવા લાગી કે, "આજે મારું અહોભાગ્ય છે કે તમે ત્રણે જણનું એકી સાથે આગમન તથા દર્શન થયું. હું જાણવા ઇચ્છું છું કે તમે કયા હેતુથી અહીં પધારવાનું કષ્ટ ઉઠાવ્યું છે? જો તમારી ઇચ્છાનુસાર હું કોઈ પણ કામ કરી શકીશ, તો હું મારી જાતને મહાભાગ્યશાળી માનીશ"

ચંદનબાળાનું કથન સાંભળીને, ત્રણે જણાને ખૂબ આનંદ થયો. ચંદનબાળાના કથનના જવાબમાં મૃગાવતી કહેવા લાગી કે, "પુત્રી, તું બધી રીતે યોગ્ય છે. તે જે વચનો કહ્યા છે, તે તારે લાયક જ છે. તારી પાસેથી અમે એવા જ વચનોની આશા રાખી હતી. અમે જે હેતુથી આવ્યા છીએ તે હેતુ સફળ થવાની પૂરેપૂરી આશા તારા વચનોથી અમને બંધાઈ છે તારી કૃપાથી જ આ બંનેનો મેળાપ થયો છે, અને તેઓ બંને મિત્ર બની શક્યા છે હવે અમારી એક બીજી ઇચ્છા છે અમને વિશ્વાસ છે કે તું અમારી તે આશા પણ પૂરી કરીશ."

મૃગાવતીની વાત સાંભળીને, ચંદનબાળા બોલી કે, "માતૃભગિની, તમે મારી પ્રશંસામાં જે કાંઈ કહ્યું છે તે તમારી મોટાઈ છે. મોટા માણસો નાનાઓ પ્રતિ હમેશા આ જાતની મોટાઈ દર્શાવ્યા જ કરે છે એટલા માટે આપના કથનના જવાબમાં, મારે કાંઈ પણ કહેવાની જરૂર નથી, મને તમે જે કાંઈ આજ્ઞા આપશો, તે ધર્મયુક્ત જ હશે કેમકે માતા પોતાની પુત્રીને અધર્મયુક્ત એવી કોઈ આજ્ઞા આપી શકતી નથી, અને જે આજ્ઞા ધર્મયુક્ત છે તેનું પાલન કરવામાં મને કોઈ જાતની હરકત નથી"

ચંદનબાળાનું કથન પૂરું થતાં, મૃગાવતીએ કહ્યું કે, "અમે જે ધર્મનું પાલન કરીએ છીએ, તે જ ધર્માનુસાર અમારું કથન અવશ્ય

માટે આ સંબંધી તમે પણ તમારી સંમતિ પ્રગટ કરો અને મદનમાળાની માસીની પણ સંમતિ લ્યો. પછી યોગ્ય જણાય તે પ્રમાણે કામ કરીએ મારી માન્યતાનુસાર મદનમાળાનું લગ્ન ખૂબ ધામધૂમ પૂર્વક કરવું જોઈએ જેથી આપણો અત્યાર સુધીનો બધો શોક પણ મટી જાય, તથા તે પણ સુખી થાય."

દધિવાહનનું કથન સાંભળીને સતાનિક રાજા ખુશ થયો. તેણે દધિવાહનની વાતનું સમર્થન કર્યું અને મૃગાવતીને બોલાવીને, તેને પણ સઘળી વાતથી વાકેફ કરી. મૃગાવતીએ પણ એમ કહીને બન્નેની વાતોને સમ્મતિ આપી કે ખરી રીતે હવે મદનમાળા લગ્ન કરવા યોગ્ય બની છે માટે તેનું લગ્ન કરી દેવું જ ઉચિત છે. આ પ્રમાણે ત્રણે જણાં એવા નિશ્ચય પર આવ્યાં કે મદનમાળાનું લગ્ન કરવું. પણ મદનમાળાની સંમતિ લેવાનો પ્રશ્ન બાકી રહ્યો. આ માટે દધિવાહને મૃગાવતીને કહ્યું કે "લગ્નાદિ કામમાં સ્ત્રીઓ જેટલી પ્રવીણ હોય છે તેટલા પ્રવીણ પુરુષો હોતા નથી અને આ વાત કન્યાના લગ્ન સાથે વધારે સંબંધ રાખે છે માટે મદનમાળા પાસેથી લગ્ન કરવાની સંમતિ મેળવવાનું કામ હું તમને સોંપું છું તમને યોગ્ય લાગે તેવી રીતે તમે મદનમાળા સાથે વાતચીત કરજો. જો તમે કહેશો તો અમે બંને જણા તમારી વાતનું સમર્થન કરવા માટે તમારી સાથે રહીશું, પણ તેની સાથે વાતચીત કરવાનો ખાસ ભાર તો તમારા ઉપર જ રહેશે."

દધિવાહનની આ વાતનું પણ સતાનિકે અનુમોદન કર્યું. મૃગાવતીએ પણ મદનમાળા સાથે વાતચીત કરવાનો ભાર પોતાના માથે લીધો. અંતમાં એવો નિશ્ચય કરવામાં આવ્યો કે, "આપણે ત્રણે જણાં અમુક વખતે મદનમાળા પાસે જઈએ અને તેની સાથે વાતચીત કરીને લગ્ન કરવાની સંમતિ મેળવીએ."

મુકરર કરેલે વખતે, મૃગાવતી સતાનિક તથા દધિવાહન

ચંદનબાળા પાસે ગયા. એ ત્રણેયનું આગમન થયું જાણીને, ચંદન-બાળા ખુશ થઈ તેણે આનંદપૂર્વક ત્રણે જણને પ્રણામ કરીને, યોગ્ય આસન પર બેસાડ્યાં. પછી હાથ જોડીને તેમને કહેવા લાગી કે, "આજે મારું અહોભાગ્ય છે કે તમે ત્રણે જણનું એકી સાથે આગમન તથા દર્શન થયુ. હું જાણવા ઇચ્છુ છુ કે તમે કયા હેતુથી અહીં પધારવાનું કષ્ટ ઉઠાવ્યુ છે? જો તમારી ઇચ્છાનુસાર હું કોઈ પણ કામ કરી શકીશ, તો હું મારી જાતને મહાભાગ્યશાળી માનીશ"

ચંદનબાળાનું કથન સાંભળીને, ત્રણે જણાને ખૂબ આનંદ થયો. ચંદનબાળાના કથનના જવાબમા મૃગાવતી કહેવા લાગી કે, "પુત્રી, તું બધી રીતે યોગ્ય છે. તે જે વચનો કહ્યા છે, તે તારે લાયક જ છે. તારી પાસેથી અમે એવાં જ વચનોની આશા રાખી હતી. અમે જે હેતુથી આવ્યા છીએ તે હેતુ સફળ થવાની પૂરેપૂરી આશા તારા વચનોથી અમને બધાઈ છે તારી કૃપાથી જ આ બંનેના મેળાપ થયો છે, અને તેઓ બંને મિત્ર બની શક્યા છે હવે અમારી એક બીજી ઇચ્છા છે અમને વિશ્વાસ છે કે તું અમારી તે આશા પણ પૂરી કરીશ."

મૃગાવતીની વાત સાંભળીને, ચંદનબાળા બોલી કે, "માતૃ-ભગિની, તમે મારી પ્રશંસામા જે કાંઈ કહ્યુ છે તે તમારી મોટાઈ છે. મોટા માણસો નાનાઓ પ્રતિ હમેશા આ જાતની મોટાઈ દર્શાવ્યા જ કરે છે એટલા માટે આપના કથનના જવાબમા, મારે કાંઈ પણ કહેવાની જરૂર નથી, અને તમે જે કાંઈ આજ્ઞા આપશો, તે ધર્મ-યુક્ત જ હશે કેમકે માતા પોતાની પુત્રીને અધર્મયુક્ત એવી કોઈ આજ્ઞા આપી શકતી નથી, અને જે આજ્ઞા ધર્મયુક્ત છે તેનું પાલન કરવામા મને કોઈ જાતની હરકત નથી"

ચંદનબાળાનું કથન પૂરું થતા, મૃગાવતીએ કહ્યુ કે, "અમે જે ધર્મનું પાલન કરીએ છીએ, તે જ ધર્માનુસાર અમારુ કથન અવશ્ય

હતી. અમે જ્યારે ગૃહસ્થધર્મનું પાલન કરી રહ્યા છીએ, માટે અમારી વાત પણ તેને અનુકૂળ જ હતી. સંતાન ઉમર લાયક યોગ્ય બનતાં, તેનું લગ્ન કરવું એ ધર્મ છે. આ ધર્મની પ્રેરણાથી જ હું તને એમ કહેવા આવી છું કે તારું શરીર લગ્ન કરવા યોગ્ય બન્યું છે આટલી ઉમ્મર થઈ જવા છતાં પણ, જો કન્યા અવિવાહિત રહે છે તો તેનાં માતાપિતા વગેરે પર અપવાદ મૂકવામાં આવે છે. તારા પ્રતાપે અમને બધી રીતે આનંદ તો થયો જ છે પણ હવે અમારી એકમાત્ર ઇચ્છા તારા વિવાહોત્સવનો આનંદ લેવાની છે અમારી આ ઇચ્છા પૂર્ણ થવાનો આધાર, તારી સંમતિ પર અવલંબે છે ગૃહસ્થ ધર્મ પ્રમાણે, સંતાનની સમ્મતિ વગર તેનો વિવાહ કરવો એ અપરાધ છે પાપ છે સંતાન જ્યારે પોતાના હિતાહિતનો વિચાર કરી શકવા યોગ્ય બને ત્યારે તેની સંમતિ લઈને તેની ઇચ્છાનુસાર અને તેને અનુરૂપ વર જોવા કન્યા સાથે તેનો વિવાહ કરવામાં આવે છે જ્યાં સુધી સંતાન પોતાના હિતાહિત સંબંધી વિચાર કરી શકતા નથી, ત્યાં સુધી તેમની લેવામાં આવેલી સંમતિ પણ પ્રમાણિક કહેવાતી નથી અને હિતાહિત સંબંધી વિચાર કરવા યોગ્ય બનતાં, સંમતિ ન લેવી તે પણ અનુચિત છે તું યોગ્ય છે તારા હિતાહિતનો વિચાર કરવા માટે તું પૂર્ણ સમર્થ છે માટે અમે બન્ને તારી સંમતિ લેવા માટે આવ્યા છીએ. અમને વિશ્વાસ છે કે તું સંમતિ આપીને અમારી ઇચ્છા પૂર્ણ કરીશ.

એટલું કહીને મૃગાવતી શાંત થઈ ગઈ ત્યારે મહારાજા સંતાનિક કહેવા લાગ્યો કે "રાણીએ જે કંઈ કહ્યું છે તે અક્ષરશઃ બરાબર છે અમારા હૃદયમાં તમારો વિવાહોત્સવ જોવાની બહુ જ ઉત્કંઠા છે" સંતાનિક આટલું કહ્યા પછી દધિવાહન કહેવા લાગ્યો કે પુત્રી, એમ તો તું પોતે જ બુદ્ધિમાન છે એટલે અમારા કહ્યા વગર પણ તું બધું સમજે છે છતાં પણ અમે અમારું કર્તવ્ય પૂરું કરવા માટે, તને કંઈક કહીએ છીએ. કન્યાના લગ્ન સંબંધમાં જેવી રીતે માતા

 

બધી બાબતો પર વિચાર કરી શકે છે, તેવી રીતે પિતા વિચાર કરી શકતા નથી આજે તારી માતા નથી, પણ તારી માસી તો મોજૂદ છે માસી અને માતા એ બને સરખા જ માનવામાં આવે છે. બલ્કે કેટલેક અંશે તો માતા કરતા માસી વધી જાય છે. માટે તારે તેની આજ્ઞાનુસાર વર્તવું ઉચિત છે તેણે જે કાંઈ કહ્યું છે તે તારું હિત ધ્યાનમા રાખીને જ કહ્યુ છે તેના કથન સાથે હુ પણ સપૂર્ણ રીતે સહમત છુ. મારી પણ એવી પ્રબળ ઇચ્છા છે, કે કોઈ લાયક પુરુષ સાથે તારુ લગ્ન કરીને મારા કર્તવ્યનું પાલન કરું, અને લગ્નોત્સવ જોઈને, મારા હૃદયને પ્રસન્ન કરુ. માટે મહારાણી મૃગાવતીના કથનાનુસાર લગ્ન કરવાનું કબૂલ કરીને, અમારા બધાની ઇચ્છા પૂર્ણ કર"

આટલું કહીને દધિવાહને પણ મૌન ધારણ કર્યું. ત્રણે જણા ચદનબાળાના મુખ સામે જોવા લાગ્યા, કે તે શો જવાબ આપે છે ત્રણેની વાતો ચદનબાળાએ સ્વાભાવિક આનદ સાથે સાભળી, અને તેઓની વાત પૂરી થતા કહેવા લાગી કે, "તમારા ત્રણે જણનું કથન યોગ્ય જ છે. માતા તુલ્ય માસીને અને પિતા તુલ્ય માસાને, મારા લગ્નની ચિંતા થાય તે સ્વાભાવિક જ છે, તો જે પિતા છે તેને ચિંતા કેમ ન થાય ? સાધારણ માણસોની પણ પોતાની યુવાન કન્યા જોઈને, તેના લગ્નની ચિંતા થાય છે, તો તમને મારા લગ્નની ચિંતા થાય, તેમાં કાંઈ આશ્ચર્ય નથી આ પ્રકારની ચિંતા કરવી, તે ગૃહસ્થોનું કર્તવ્ય જ છે. તે સાથે એ પણ કર્તવ્ય છે કે સતાનની સમતિ લીધા વિના તેનું લગ્ન ન કરવુ એટલા માટે જ્યા સુધી સતાન પોતાના હિતાહિતનો વિચાર કરવા યોગ્ય ન બને, ત્યાં સુધી તેનું લગ્ન કરવામાં આવતું નથી. એ રીતનું આપનું કથન, તથા મારી સંમતિ મેળવવી એ ઉચિત જ છે. હું લગ્ન કરવાના કાર્યને ખરાબ પણ કહેતી નથી ગૃહસ્થ જીવન ગાળવા માટે લગ્ન કરવું એ જરૂરનો વિષય છે. પ્રથમ તીર્થંકર ભગવાન

ઋષભદેવે પણ લગ્ન કર્યું હતું મારા હાથથી દાન લેવાની કૃપા કરનાર ભગવાન મહાવીરે પણ લગ્ન કર્યું હતું અને જેમનાથી મારો જન્મ થયો છે તે માતા-પિતાએ પણ લગ્ન કર્યું હતું। એટલા માટે હું લગ્નપ્રથાનો વિરોધ નથી કરી શકતી, પણ એ કબૂલ કરું છું કે જેનામાં બ્રહ્મચર્ય પાળવાની શક્તિ નથી, તેમના માટે લગ્ન કરવું જરૂરી છે આમ છતાં પણ હું એટલું તો અવશ્ય કહીશ કે ઉત્તમ તો બ્રહ્મચર્ય જ છે બ્રહ્મચર્ય પાળવાની શક્તિ ન હોવા છતાં પણ હું બ્રહ્મચર્ય પાળવાનુ કહેતી નથી, પણ આ શક્તિ હોવા છતાં પણ બ્રહ્મચર્ય ન પાળતાં લગ્ન કરવું, એ ઉપરથી નીચે પડવા બરોબર છે મારી માતાએ મને જન્મથી જ બ્રહ્મચર્યનો ઉપદેશ આપ્યો છે એથી મારી નસેનસમાં બ્રહ્મચર્ય પ્રવેશ્યું છે. હું બ્રહ્મચર્ય આગળ લગ્નને ત્યાજ્ય સમજુ છું માટે મારે તમે માનનીય છો, અને તમારી આજ્ઞા પાલન કરવા યોગ્ય છે છતાં પણ તમારા કહેવાથી હું બ્રહ્મચર્યપૂર્ણ જીવનનો ત્યાગ કરીને, વિવાહિત જીવનમાં પડવા ઇચ્છતી નથી. આપ જેવા સુયોગ્ય માતા-પિતા પોતાની પુત્રીને બ્રહ્મચર્યના ઉચ્ચ ધ્યેયથી પતિત બનાવીને, વૈવાહિક જીવનમાં નાખવા ઇચ્છશો નહિ. માટે તમે તમારી આજ્ઞા સંબંધમાં પુનઃ વિચાર કરો. મને વિશ્વાસ છે કે તમે પણ મારા બ્રહ્મચર્યના વિચારોને જ પ્રોત્સાહન આપશો. આ ઉપરાંત હું લગ્ન કરું પણ કયા પુરુષ સાથે ! કયા પુરુષને માટે તેલ ચઢાવું ! સંસારમાં લગ્ન સમયે તેલ ચઢાવવામાં આવે છે જે પુરુષના નામનું તેલ કન્યા પર ચઢાવવામાં આવે છે તે કન્યા સંસારમાં માત્ર તે જ પુરુષને શુભ માને છે બીજા પુરુષોને શુભ નથી માનતી પરન્તુ હું તો આ જાતના શુભાશુભથી પર થઈ ગઈ છું ! મારા માટે કોઈ અશુભ રહેલ જ નથી તો પછી હું કયા એક પુરુષના નામનું મારા પર તેલ ચઢાવું ! અને અન્ય પુરુષોને કઈ રીતે અશુભ માનુ ! તમે તમારા અનુભવમાં આવેલી સઘળી વાત મને સંભળાવી

જ છે શુભાશુભની ગડમથલમાથી ન છૂટતાં શુ બને છે, તે પણ બતાવ્યુ છે. આ પ્રકારના અનુભવ પછી પણ હું શુભાશુભમા કેવી રીતે રહી શકું ! લગ્ન વખતે જે પુરુષના નામનું તેલ ચડાવવામાં આવે છે, તેનો હેતુ, સ્ત્રીને, તે પુરુષની દાસી બનીને રહેવાનું, તેના જ હિતનો વિચાર કરવાનું અને તેની પ્રસન્નતામા જ પ્રસન્ન રહેવાનું હોય છે આ સ્ત્રીઓનો સાધારણ ધર્મ છે કે જે પતિવ્રત ધર્મના નામથી પ્રસિદ્ધ છે. જે સ્ત્રી લગ્નબંધનથી બદ્ધ થઈને પણ પતિવ્રત ધર્મનુ પાલન કરતી નથી, તેને પતિત માનવામાં આવે છે વાસ્તવિક રીતે છે પણ એમ જ. દરેક કાર્યના નિયમોપનિયમનુ પાલન તો કરવું જ જોઈએ એ જ પ્રમાણે, જ્યારે લગ્ન કર્યું છે તો પછી પતિવ્રત ધર્મનું પણ પાલન કરવુ જ જોઈએ આમ છતા પણ જે પતિ સાથે ઉચિત કે અનુચિત વિરોધ રાખે છે, તેનું મોં પણ ન જોવુ જોઈએ. રાવણ એ રામનો શત્રુ હતો, માટે સીતાએ તેનું મોં પણ ન જોયુ રાવણ તો અન્યાયી અત્યાચારી હતો પરન્તુ જો પતિ અન્યાયી અત્યાચારી હોય અને તે કોઈ સજ્જન પુરુષ સાથે બિનજરૂરી વિરોધ માનતો હોય, તો પતિવ્રત ધર્મ પ્રમાણે સ્ત્રીએ પણ તે સજ્જન સાથે વિરોધ રાખવો જ પડે છે. મારાથી એવુ કેમ બની શકે કે હુ કોઈને મિત્ર અને કોઈને દુશ્મન માનુ ? મારા માટે તો વિશ્વના સઘળા પુરુષો સમાન જ છે. હું તો સહુનુ હિત અને કલ્યાણ ઇચ્છુ છુ. લગ્ન કર્યા પછી, હું સૌનુ હિત તથા કલ્યાણ નથી ઇચ્છી શકતી આવી સ્થિતિમા કયા પુરુષના નામનુ તેલ ચડાવુ ? કોની પત્ની બનીને, કેવળ તે એક જ પુરુષનુ હિત ઇચ્છુ !

"એક બીજી વાત પણ છે. મારી માતાએ શાંતિ–યુદ્ધ વિષે જે શિખામણ આપી હતી, તે પ્રમાણે કાર્ય કરીને તો મે માતાનો ઉદ્દેશ પૂર્ણ કરી દીધો, પરન્તુ જે ઉદ્દેશને પૂર્ણ કરવા માટે માતાએ મને બાળપણથી જ શિખામણ આપી હતી, તે ઉદ્દેશ હજુ મેં પૂર્ણ

કો નથી. અને બ્રહ્મચર્ય વગર તે ઉદ્દેશ પૂર્ણ પણ ન થઈ શકે. સંસારમાં પ્રસરી રહેલી પુરુષોની ઉચ્છૃંખલતા અને સ્ત્રીઓની પતિતાવસ્થા જોઈને, માતાએ મને તેઓનામાં સામ્યભાવ ફેલાવવાના હેતુથી જ બ્રહ્મચર્યની શિખામણ આપી હતી. મે માતાના આ હેતુને મારા જીવનનું એક માત્ર લક્ષ્ય બનાવ્યું છે. આવી સ્થિતિમાં હું લગ્ન કરવાનો કેવી રીતે સ્વીકાર કરી શકું !

મદનમાળાનું કથન સાંભળીને, પદ્માવતી, સંતાનિક તથા દધિવાહન આશ્ચર્ય સાથે પ્રસન્ન થયા. પદ્માવતી કહેવા લાગી કે અમે બ્રહ્મચર્યને ખોટું માનતા નથી. લગ્ન કરવાને બદલે બ્રહ્મચર્યનું પાલન કરવું તે અત્યુત્તમ છે. અમે પણ બ્રહ્મચર્યને આદરની દૃષ્ટિએ જોઈએ છીએ, પરન્તુ બ્રહ્મચર્યનું પાલન કરવું એ સામાન્ય કામ નથી. બળતા અગ્નિને પી જવો અને ભુજાઓ વડે સમુદ્ર તરવો એ કદાચ સરળ બની શકે પરન્તુ બ્રહ્મચર્યનું પાલન કરવું એ તો એથીયે પણ કઠણ છે. બ્રહ્મચર્ય પાળવાની મુશ્કેલીઓ ધ્યાનમાં લઈને જ અમે તને લગ્ન કરવાનો આગ્રહ કરીએ છીએ. જેમ કોઈ બાળક પોતાની શક્તિ ઉપરાંતનું કામ કરવા માગે, તો માબાપ તેને તે કામ કરતો અટકાવે છે તેમ તને પણ અમે બ્રહ્મચર્ય-પાલનથી અટકાવીએ છીએ. ઘણા માણસો ક્ષણિક આવેશમાં આવી જઈને બ્રહ્મચર્ય પાળવાની પ્રતિજ્ઞા તો લઈ લે છે પરન્તુ પછીથી તેઓ કામાગ્નિથી પ્રજ્વલિત બનીને પતિત બની જાય છે. એવા લોકો પોતાનું પણ અહિત કરે છે અને જગતનું પણ અહિત કરે છે. તારે માટે આવું કરવાનો પ્રસંગ આવે અને કુળને કલંક લાગે, એ અમે ઇચ્છતા નથી, તેથી જ અમે તને લગ્ન કરવાનું કહીએ છીએ."

સંતાનિક અને દધિવાહને પણ પદ્માવતીની વાતને પુષ્ટિ આપી. તેઓ પણ કહેવા લાગ્યા કે વાસ્તવિક રીતે તમે એ જાણતા નથી, કે બ્રહ્મચર્યનું પાલન કરવામાં કઈ અને કેવી મુશ્કેલીઓનો સામનો

કરવો પડે છે. એ મુશ્કેલીઓથી ભય પામીને મોટા મોટા ઋષિ-મુનિઓ પણ પતિત બની જાય છે તો પછી તું તો આખરે એક કન્યા છે અમાગ નિષ્કલકી વશમા ઉત્પન્ન થયેલી કન્યાદ્વારા, બ્રહ્મચર્યના ઓઠે દુરાચારનુ સેવન થાય તો તે અતિશય લજ્જાસ્પદ ગણાય માટે તમે બ્રહ્મચર્ય પાલનનુ સાહસ ન કરો, પણ લગ્ન કરવાનુ કબૂલ રાખો. લગ્ન કર્યા પછી પણ જો તમે નીતિપૂર્વક જીવન વ્યતિત કરશો, તો ગૃહસ્થાશ્રમમા પાળવામા આવતું બ્રહ્મચર્ય તમે પાળી શકશો "

ત્રણેની વાતના જવાબમાં ચંદનબાળાએ કહ્યુ કે, " બ્રહ્મચર્યનુ પાલન કરવું એ સરળ નથી, પણ તમે જેવુ બતાવ્યું તેથીયે પણ વધારે કઠણુ છે અને હું પણ બ્રહ્મચર્યને કઠણુ સમજીને જ તેનો સ્વીકાર કરી રહી છુ બ્રહ્મચર્યના બહાને અબ્રહ્મચર્યનુ સેવન ન થાય, તેની ચિંતા રાખવી તે ઉચિત તથા જરૂરનુ છે એવુ કરનારા માણુસો પોતાની સાથે જ બીજાઓને પણ ડુબાડે છે. પરન્તુ મારા તરફનો તમે આ જાતનો ભય ન રાખશો મને જન્મથી જ બ્રહ્મચર્યની શિખામણુ આપવામા આવી છે મે બ્રહ્મચર્યને જ મારું મુખ્ય આચરણુ બનાવી રાખ્યુ છે વિષય-વિકારનુ વાતાવરણુ મારી પાસે આવવા જ દીધુ નથી, તેમ મે પણ મારા મનને તે તરફ જવા દીધુ નથી. એટલા માટે મારામાં બ્રહ્મચર્ય પાળવાની શક્તિ છે, અને હવે તો ભગવાન મહાવીરના દર્શન કરવાથી મારી આ શક્તિ વધારે વૃદ્ધિગંત બની છે મારી બુદ્ધિ અને વાણી ભગવાન મહાવીરના તપાગ્નિમા પડીને પવિત્ર બની ગયેલ છે. હવે તેમા કોઈ પણ જાતનો વિકાર રહ્યો જ નથી માટે તમે મારા બ્રહ્મચર્ય પાળવાની બાબતમાં કોઈ પણ જાતનો સંદેહ ન કરશો. હું કોઈ પણ સમયે બ્રહ્મચર્યથી ભ્રષ્ટ બનીશ નહિ. દેવ, દાનવ, યક્ષ, રાક્ષસ, વગેરે કોઈ પણ મને બ્રહ્મચર્યથી પતિત કરવા માટે સમર્થ નથી હું મહારાણી ધારિણીની પુત્રી છુ. મહાન સંકટ વખતે પણ પોતાના ચારિત્રનુ

રક્ષણ જેવી રીતે કરવામાં આવે છે તે ઉપાય પણ માતાએ મને બતાવેલ છે તેટલા માટે તમે આ સંબંધમાં બિલકુલ ચિંતા ન કરશો."

ચંદનબાળાનું પ્રવચન સાંભળીને બધા જનોને અનંત આનંદ થયો, અને તેઓ ચંદનબાળાને ધન્યવાદ આપીને કહેવા લાગ્યા કે "તમારી આ પવિત્ર ભાવનાની જેટલી પ્રશંસા કરવામાં આવે તેટલી થોડી છે અમે પોતે જ એવું અનુમાન કરીએ છીએ, કે તમે કદી પવિત્ર ભાવનાનો ત્યાગ કરીને અપવિત્ર ભાવનામાં પ્રવેશી શકો તેમ નથી, તોપણ અમારું કર્તવ્ય પૂરું કરવા માટે જ તમારી પાસે લગ્ન સંમતિની ઇચ્છા રાખી હતી અને બ્રહ્મચર્ય પાલનથી તમને અટકાવ્યા હતા. અમે અમારા કાર્ય માટે તમારી ક્ષમા માગીએ છીએ."

આ પ્રમાણે ચંદનબાળાને ધન્યવાદ આપીને મૃગાવતી કહેવા લાગી કે, "હે સતી, એમ તો તારામાં ધર્મ પ્રત્યે મૂળથી જ શ્રદ્ધા છે છતાં આજે તારી વાતો સાંભળીને તે શ્રદ્ધા વિશેષ વૃદ્ધિગત બની છે હું વિચાર કરું છું કે તેં સાંસારિક વિષયભોગનો અનુભવ કર્યા વિના જ તેનો ત્યાગ કર્યો, પરન્તુ હું તે ભોગનો અનુભવ કરીને પણ હજુ સુધી તેનો ત્યાગ કરી શકી નહિ. સાચી વાત તો એ છે કે અત્યાર સુધીમાં મારી સામે તારી માફક બ્રહ્મચર્યનો આદર્શ રાખનાર કોઈ ન હતું. આજે તારા મુખથી બ્રહ્મચર્ય પાળવાનો નિશ્ચય સાંભળીને મને પણ એવો વિચાર થયો છે કે હું સંસારના વિષયભોગમાં ક્યાં સુધી પડી રહીશ! એટલા માટે આજથી હું તને પુત્રીને બદલે ગુરૂણી માનીને એવો નિશ્ચય કરું છું કે આજથી હું પણ બ્રહ્મચર્યનું જ પાલન કરીશ. વિષયભોગમાં શામિલ નહિ અને જે માર્ગને તમે અપનાવશો તે જ માર્ગને હું પણ આદર્શ માનીશ."

મૃગાવતીનો નિશ્ચય સાંભળીને શતાનિકને પણ હર્ષ થયો. તે

કહેવા લાગ્યો કે, "મહારાણીના આ નિશ્ચયને હું મારી સંમતિ આપું છુ એટલું જ નહિ પણ હું નિશ્ચય કરુ છું, કે આજથી હું પણ બ્રહ્મચર્યનું પાલન કરીશ હવે અબ્રહ્મચર્યમાં કદાપિ રહીશ નહિ."

સંતાનિક તથા મૃગાવતીની પ્રતિજ્ઞા સાંભળીને, ચંદનબાળા તથા દધિવાહને તે બંનેને ધન્યવાદ આપ્યો. પછી દધિવાહન કહેવા લાગ્યો કે, "એમ તો, જ્યારથી મારું લગ્ન મહારાણી ધારિણી સાથે થયું હતું ત્યારથી જ હું નીતિપૂર્વક જીવન વ્યતીત કરતો રહ્યો છું, છતાં આજે એ પ્રતિજ્ઞા કરુ છુ કે હું જિંદગીભર બ્રહ્મચર્યનું પાલન કરીશ. કદી પણ અબ્રહ્મચર્ય તરફ પગ નહિ જવા દઉં"

દધિવાહનના આ નિશ્ચયની ચંદનબાળા, મૃગાવતી તથા સંતાનિકે પ્રશંસા કરી. આ પ્રમાણે ચંદનબાળા પાસેથી લગ્ન કરવાની સંમતિ મેળવવા માટે આવેલા, સંતાનિક, મૃગાવતી અને દધિવાહન, ચંદનબાળાના મક્કમ વિચારોથી પોતે પણ અંજાઈને બ્રહ્મચર્ય પાળવાની પ્રતિજ્ઞા કરી લીધી. તે પછી ત્રણે જણા ખુશ થતાં, ચંદનબાળા પાસેથી પોતપોતાના સ્થાને ચાલ્યા ગયાં.

દધિવાહન અને સંતાનિક પ્રેમપૂર્વક રહેવા લાગ્યા ચંપાની પ્રજા વારવાર દધિવાહન પાસે આવીને, તેને ચંપાનગરીમાં આવવા માટેનો આગ્રહ કરવા લાગી ત્યાંના માણસો દધિવાહનને કહેતા કે, ચંપાની પ્રજાને આપનો વિયોગ ઘણા દિવસોથી થયેલો છે. જો આપનો પત્તો ન મળત, અથવા આપ ન આવત, તો તો અલગ વાત હતી, પરન્તુ હવે તો આપને આવેલા જાણીને, એટલું જ નહિ પણ આપ પુનઃ અમારા માલિક બન્યા છો એવું જાણીને તો ચંપાની પ્રજા આપના દર્શન કરવા માટે અતિ આતુર છે એ ઉપરાંત રાજાના દૂર રહેવાથી, પ્રજાનું રક્ષણ પણ સંપૂર્ણ રીતે નથી થઈ શકતું માટે હવે આપ કૃપા કરી ચંપા નગરીમાં પધારો

આ પ્રકારનો આગ્રહ ચંપાના માણસો દધિવાહન પ્રત્યે અનેક વાર કરી ચૂક્યા હતા, પણ સંતાનિક સાથેના પ્રેમથી બંધાયેલા દધિવાહનમાં એવું સાહસ ન હતું કે જે સંતાનિક પાસેથી વિદાય માગી શકે. કેટલાક જ દિવસોમાં સંતાનિકે પ્રજાનો આગ્રહ જાણ્યો, તેથી તેણે વિચાર કર્યો કે ચંપાની પ્રજાનો આગ્રહ ઉચિત જ છે ખરી રીતે હવે મહારાજા દધિવાહન માટે ચંપાનગરીમાં જવું એ જ ઠીક છે આ પ્રમાણે વિચાર કરી તેણે દધિવાહનને કહ્યું કે, મહારાજ તમારા વિયોગથી ચંપાની પ્રજા દુઃખી છે. હવે તેને વધારે વખત સુધી દુઃખિત રાખવી તે અનુચિત છે એમ તો હું પોતે પણ તમારાથી જુદો થવા ઇચ્છતો નથી. પણ જ્યારે તમારા માથા પર પ્રજાના રક્ષણનો ભાર છે ત્યારે પ્રેમને આધીન બની કર્તવ્યને ભૂલી જવું તે ઠીક નથી. પ્રજાનું સંપૂર્ણ રક્ષણ ત્યારે જ કરી શકાય કે જ્યારે તેની પાસે રહેવામાં આવે, અને તે કોઈ પણ જાતની મુશ્કેલી વિના પોતાના દુઃખદર્દ સંભળાવી શકે. એટલા માટે, તમારાથી જુદા થવાની ઇચ્છા ન હોવા છતાં પણ હવે તમે ચંપાનગરીમાં પધારો એ જ હું ઠીક માનું છું. હું તમને એકલાને જ ચંપામાં મોકલવા નથી ઇચ્છતો, પણ હું પોતે પણ તમારી સાથે આવવા ઇચ્છું છું. ત્યાં ચંપાની પ્રજા પાસે મારા અપરાધોની ક્ષમા માગી, હું મારા પાપનું યત્કિંચિત પ્રાયશ્ચિત કરીશ, અને તે પછી કૌશાંબીમાં પાછો આવીશ.

સંતાનિકનું કથન સાંભળીને દધિવાહન હર્ષ પામ્યો. તેણે સંતાનિકને કહ્યું કે તમને જેમ ઠીક લાગે તેમ જ કરો. હું તો આપના પ્રેમમાં એવો બંધાયો છું કે ચંપાની પ્રજાનો અતિશય આગ્રહ હોવા છતાં પણ આપને એમ ન કહી શક્યો કે હું ચંપામાં જાઉં"

સંતાનિકે ચંપામાં જવાની તૈયારી કરાવી. સંતાનિક તથા દધિવાહને ચંદનબાળા પાસે જઈને તેને કહ્યું કે તમે પણ ચંપામાં આવો અને જે રાજમહેલ ઘણા વખતથી સૂનો પડ્યો છે તેને શોભાવો

તથા મહેલના દાસ-દાસી અને ચંપાની પ્રજાને આનંદિત કરો" સંતાનિક તથા દધિવાહનના કથનના જવાબમાં ચંદનબાળાએ કહ્યું કે, "હમણાં હું અહીંયાં રહેવા ઇચ્છું છું. મારો વિચાર આ વખતે ચંપામાં આવવાનો નથી અહીંયા મને ભગવાનનાં દર્શન થયા છે, માટે હમણા હું અહીં રહેવા ઇચ્છુ છુ. તમે ખુશીથી ચંપામા જાઓ. ચંપાનગરી મને ખૂબ જ વહાલી છે. તે મારી જન્મભૂમિ છે. મારુ આ શરીર ત્યાંના પાણી, પવન અને પૃથ્વીથી બનેલું છે, તેથી મારા પર ચંપાનો અનંત ઉપકાર છે. છતાં પણ મારા માટે અત્યારે ચંપામાં જવાનો અવસર આવ્યો નથી મેં ભગવાન મહાવીરનો માર્ગ અપનાવવાનો નિશ્ચય કર્યો છે, માટે જ્યારે ભગવાન મહાવીરને કૈવલ્યજ્ઞાન પ્રાપ્ત થશે ત્યારે હું સયમ ગ્રહણ કરીશ અને તે વખતે હું ચંપામાં આવીશ "

ચંદનબાળાએ પોતાના જવાબથી દધિવાહન તથા સંતાનિકને સંતુષ્ટ કરી દીધા તેઓ બંને ચંપામાં આવવા માટે ચંદનબાળાને વધારે આગ્રહ ન કરી શક્યા. બંનેને ઉચિત વંદન કરીને ચંદનબાળાએ તેમને પોતાના સ્થાનથી વિદાય કર્યા

દધિવાહનને લઈને સતાનિક, રાજ્યવંશી ઠાઠમાઠ સાથે ચંપાનગરી ભણી ચાલ્યા. અને જે ચંપા પર એક દિવસે તે ચઢાઈ કરવા ગયો હતો, તે જ ચંપા દધિવાહનને સોંપવા માટે અત્યારે તે જાય છે. 'અમારા મહારાજા દધિવાહન આવે છે,' એવા સમાચાર સાંભળીને, ચંપાની પ્રજાને અતિશય આનંદ થયો તેણે દધિવાહનના સ્વાગતની સંપૂર્ણ તૈયારી કરી ચંપાના રાજ્યમા પ્રવેશ કરતા જ, પ્રજા દધિવાહનનું સ્વાગત કરવા લાગી. માર્ગમા પ્રજાદ્વારા કરવામા આવેલ સત્કારનો સ્વીકાર કરતા કરતા દધિવાહને તથા સંતાનિકે ધામધૂમપૂર્વક રાજમહેલમા પ્રવેશ કર્યો જે રાજમહેલ ઘણા દિવસોથી સૂનો હતો, તે રાજમહેલ દધિવાહનના આવવાથી જયનાદ તથા હર્ષધ્વનિથી ગૂંજી

ગયો. શતાનિકે રાજમહેલમાં અગાઉથી જ સઘળી તૈયારી કરાવી રાખી હતી. રાજમહેલને પૂર્વવત્ શણગારી દીધો હતો અને તેમાં જરૂરી વ્યવસ્થા પણ કરાવી લીધી હતી. રાજમહેલમાં પહોંચીને, તેણે મહારાજા દધિવાહનને રાજ્યાસન પર બેસાડ્યો, અને પોતે સામે ઊભો રહ્યો. દધિવાહનને રાજ્યાસન પર બેઠેલો જોઈને પ્રજાને અત્યંત આનંદ થયો. તેણે જયધ્વનિથી મહેલ ગજાવી મૂક્યો. પ્રજા શાંત થતાં, શતાનિકે પહેલાંની માફક દધિવાહનની પ્રશંસા તથા પોતાના દુષ્કૃત્યોનું વર્ણન કરીને, પોતાના દુર્વ્યવહાર માટે ચંપાની પ્રજા પાસે ક્ષમા માગી. ચંપાની પ્રજાના પ્રતિનિધિએ પણ શતાનિકના ભાષણનો ઉચિત જવાબ આપ્યો. તે પછી, દધિવાહને ઊભા થઈને કૌશામ્બી નગરીની તથા શતાનિક રાજાની પ્રશંસા કરી અને એ રીતે શિષ્ટજનોચિત કર્તવ્ય તેઓએ બજાવ્યું.

દધિવાહન રાજકાર્ય કરવા લાગ્યો. દધિવાહનની પાસે રહેલો શતાનિક, તેની સર્વ વ્યવસ્થા જોઈને બોધ લેવા લાગ્યો. કેટલાક દિવસો સુધી ચંપામાં રહીને તે કૌશામ્બીમાં પાછો આવ્યો. બંને રાજાઓ આનંદપૂર્વક પોતપોતાનું રાજ્ય કરવા લાગ્યા અને પ્રજાને સુખ આપવા લાગ્યા.

: પ્રકરણ :

[ ૨૨ ]

## દીક્ષા અને કેવળજ્ઞાન

ઉત્તમ પુરુષો સંસાર વ્યવહારનો ત્યાગ કરીને, અકર્મણ્ય બનતા નથી, પણ પોતાના વ્યવહાર ધર્મમા જ રક્ત રહે છે. સસાર વ્યવહારને છોડી, તેઓ જે વ્યવહારને અપનાવે છે, તે પારલૌકિક વ્યવહાર કહેવાય છે તેઓ સસાર વ્યવહારનો પારલૌકિક વ્યવહારને માટે જ ત્યાગ કરે છે માત્ર શરીરને સુખ આપવા માટે કે નિષ્ક્રિય બની બેસી રહેવા માટે તેઓ સસારનો ત્યાગ કરતા નથી સસાર વ્યવહારમા પડીને તેઓ એ જ બાબત પર પોતાનું સપૂર્ણ લક્ષ્ય રાખે છે કે જેથી પુનઃ સસાર વ્યવહારમા પડવુ ન પડે આ ઉપરાત તેઓ જ્યાં સુધી સંસાર વ્યવહારમા હતા, ત્યા સુધી પણ પોતાનું, કુટુબનું, સમાજનું અથવા દેશનું હિત જ જોતા હતા, તેને માટે તેઓ સર્વદા પ્રયત્નશીલ રહેતા હતા, પરન્તુ સંસારના વ્યવહારોથી પર થયા પછી

તેઓ સમસ્ત પ્રાણીઓનું હિત ઇચ્છે છે અને જે વડે સંસારના સમસ્ત પ્રાણીઓનું હિત થાય તેવા પ્રયત્ન પણ કરે છે સંસારમાં રહીને તેઓ ક્યાંય, પોતાને માટે અથવા પોતાના પ્રિયજનો માટે કોઈ અન્ય પ્રાણીનું અહિત પણ કરી નાખતા હતા, પરન્તુ સંસાર વ્યવહારથી નીકળ્યા પછી, કોઈ પણ સંયોગોમાં કોઈ પણ કારણે તેઓ કોઈ પણ જીવનું અહિત કરતા નથી. પણ જે માર્ગે ગમન કરતાં કોઈ પણ જીવનું અહિત ન થાય, પણ કેવળ હિત જ થાય, તેવા માર્ગે તેઓ સંચરે છે. તે માટે તેઓ જે માર્ગને અપનાવે છે તેનું નામ સંયમ છે ઉત્તમ પુરુષો સંયમને અપનાવવા માટે જ સંસારનો—સાંસારિક પ્રવૃત્તિઓનો ત્યાગ કરે છે નહિ કે નિષ્ક્રિય બનવા, શરીરને આરામ આપવા કે વિલાસોમાં આવવા વિઘ્નોને દૂર કરવા માટે તેઓ સંસાર ત્યાગે છે

ચંદનબાળાએ પણ સંસાર વ્યવહારમાં ન પડતાં બ્રહ્મચર્ય પાળવાનો નિશ્ચય કર્યો, અને ભગવાનને કેવળજ્ઞાન થતાં જ સંયમ લેવાની ઇચ્છા પ્રદર્શિત કરી એટલા માટે તે, ભગવાન મહાવીરને કેવળજ્ઞાન થાય તેની રાહ જોવા લાગી. ભગવાન મહાવીરને કેવળજ્ઞાન ક્યારે થાય અને હું તેમની પાસે ક્યારે દીક્ષા લઉં એ જ ભાવનાની તેને પરમ ઉત્સુકતા હતી.

કર્મના આવરણો તોડીને, બારમુ ગુણસ્થાનક ઓળગીને તેરમા ગુણ-સ્થાનકમા પ્રવેશ કર્યો તેરમાં ગુણસ્થાનકમા પ્રવેશ કરતા જ, પ્રભુને મહાતેજસ્વી, નિર્મળ, અને સંપૂર્ણ એવુ કૈવલ્યજ્ઞાન પ્રગટ થયું. ભગવાન મહાવીરને કૈવલ્યજ્ઞાન થયુ છે, એવુ જાણીને, ઇન્દ્રાદિ દેવો કેવળજ્ઞાનનો મહોત્સવ કરવા માટે ત્યા હાજર થયા. તેઓએ ભગવાનના કેવળજ્ઞાનનો મહોત્સવ કર્યો સમવસરણની રચના કરી. ભગવાન મહાવીરે ધર્મોપદેશ આપ્યો, પરન્તુ તે સમવસરણમા મનુષ્ય તથા તિર્યંચ ન હતા, જેથી ભગવાનનો આ ઉપદેશ વ્યર્થ ગયો.

ત્યાથી વિહાર કરીને ભગવાન મહાવીર નિષ્પાપા નગરીમાં પધાર્યા ત્યા ભગવાનનું બીજુ સમવસરણ થયુ, અને ઇન્દ્રભૂતિ આદિ ૧૧ ગણધરોએ પોતાના ૪૪૦૦ ( ચુમ્માલીસસો ) શિષ્યો સાથે ભગવાન પાસે સંયમ ગ્રહણ કર્યો,

ભગવાન મહાવીરને કેવળજ્ઞાન થયાના સમાચાર સમસ્ત વિશ્વ પર પ્રસરી ગયા ચંદનબાળાએ પણ ભગવાનને કેવલજ્ઞાન થયાના સમાચાર સાભળ્યા આ સમાચાર સાંભળીને ચદનબાળા ખુશ થઈ. તેણે સંતાનિક તથા મૃગાવતી વગેરેને કહ્યું કે, "હું આ જ સમાચાર સાભળવાની રાહ જોઈ રહી હતી. હવે ભગવાનને કેવળજ્ઞાન થયું છે, તેથી હવે હું આ સંસારમા એક ક્ષણ પણ રહી શકુ તેમ નથી. હવે હું ત્વરાએ ભગવાનનાં દર્શન કરવા તથા તેમની પાસે દીક્ષા લેવા ઇચ્છુ છુ માટે તમે મને વિદાય આપો"

ચદનબાળાનુ કથન સાભળીને મૃગાવતી તથા સતાનિક પ્રસન્ન થયાં બંનેએ તેને ધન્યવાદ આપ્યો અને કહ્યુ કે, "હે સતી, તે સયમ ગ્રહણ કર્યા પહેલાં જ અનેક જીવોને સન્માર્ગે ચડાવ્યા છે, તો પછી હવે જ્યારે તું ભગવાન મહાવીર પાસે સંયમ અંગીકાર કરીશ, ત્યારે તો અવશ્ય તારી મારફત અનેક જીવોનો ઉદ્ધાર તથા

ઉપકાર થશે, તેમાં શંકા નથી. તેથી અમે તને આ ઉત્તમ માર્ગથી રોકવા ઇચ્છતા નથી, પણ એટલું જ કહીએ છીએ કે જેવી તારી ઇચ્છા હોય તે પ્રમાણે ખુશીથી કર. આ પ્રમાણે કહીને બંનેએ પ્રસન્નતાથી ચંદનબાળાને વિદાય આપી. ચંદનબાળાને વિદાય આપતી વખતે મૃગાવતીએ એટલું વધારે કહ્યું કે "હે સતી, મારી પણ એવી જ ઇચ્છા છે કે હું પણ ભગવાન મહાવીરને શરણે જઈને સંયમ અંગીકાર કરું. પરન્તુ આ વખતે એવા સંયોગો નથી કે જેથી મારી આ ઇચ્છા પૂરી થાય. છતાં મને વિશ્વાસ છે કે સમય આવ્યે હું પણ દીક્ષા લઈશ." આમ બોલતાં બોલતાં મૃગાવતીની આંખોમાં અશ્રુ ભરાઈ આવ્યાં. ચંદનબાળાએ તેને ધીરજ આપી અને કહ્યું કે "તમારી ભાવના જરૂર સફળ થશે. તમે ગભરાશો નહિ."

આખા શહેરમાં એવા સમાચાર ફેલાઈ ગયા કે સતી ચંદનબાળા સંયમ ગ્રહણ કરવા માટે ભગવાન મહાવીરના શરણમાં જાય છે. આ સમાચાર સાંભળીને ધનાવહ શેઠ તથા તેની સ્ત્રી મૂળા વગેરે સ્ત્રીપુરુષો રાજમહેલમાં એકઠા થઈ ગયા. ચંદનબાળાએ સૌનો યોગ્ય આદર-સત્કાર કરીને તેઓને ધર્મપાલનનો ઉપદેશ આપ્યો, અને પછી સઘળા માણસોથી ઘેરાયેલી એવી તે ચંદનબાળા ધામધૂમપૂર્વક કૌશામ્બી નગરીની બહાર આવી. નગરની બહાર આવીને સતી ચંદનબાળાએ બધા લોકોની વિદાય માગી અને ભગવાન મહાવીરના સમવસરણમાં જવા માટે તૈયાર થઈ.

રસ્તામાં માણસોને ભગવાન મહાવીરના પ્રવચનોનો લાભ લેવાનો ઉપદેશ આપતી થકી સતી ચંદનબાળા, ભગવાન મહાવીરના સમવસરણમાં આવી પહોંચી. ભગવાનનાં દર્શન કરીને તે અતિશય આનંદ પામી. યો—ઉચિત સ્થાન પર બેસીને, તેણે ભગવાન મહાવીરની ભવતારિણી વાણી સાંભળી, અને પછી ભગવાનને પ્રાર્થના કરી કે "હે પ્રભો, સંસારના જીવો જન્મ જરા, મરણાદિ અગ્નિજ્વાળાથી સંતપ્ત થઈ

રહેલા છે, તથા દુઃખ ભોગવી રહ્યા છે હું સંસારના આ દુઃખોથી ભવ પામીને આપના શરણે આવી છું કૃપા કરી મને સંસારના દુઃખોથી બચાવો, મારો ઉદ્ધાર કરો "

ચંદનબાળાની પ્રાર્થના સાભળીને ભગવાને તેને સંયમ રૂપી દીક્ષા આપી ભગવાન મહાવીર પાસે દીક્ષા લેનારી સ્ત્રીઓમા ચંદનબાળા સૌથી પહેલી હતી તેથી ભગવાને તેને સાધ્વી-સંઘની નાયિકા (Leader) બનાવી.

સમય અનુકૂળ મળતા, મૃગાવતી પણ ચંદનબાળાની શિષ્યા બની ગઈ. આ રીતે, કાલી, મહાકાલી, સુકાલી વગેરે રાજરાણીઓ તથા અનેક મહિલાઓએ પણ ચંદનબાળા પાસે દીક્ષા લીધી. સોળ હજાર સાધ્વીઓના સઘની નાયિકા બનીને, ચંદનબાળા જનતાનું કલ્યાણ કરતી થકી વિચરવા લાગી સાધ્વી વેશમા એક રાજકન્યા દ્વારા અપાયેલ ઉપદેશનો જનતા પર કેટલો સુંદર પ્રભાવ પડતો હશે તથા તે ઉપદેશથી કેટલા મનુષ્યોનું કલ્યાણ થતું હશે, તે તો અનુમાનથી જ જાણી શકાય છે દીક્ષા લીધા પછી, જ્યારે તે ચંદનબાળા, પૂર્વ કથનાનુસાર ચપા નગરીમાં ગઈ હશે ત્યારે તેના દર્શન કરીને ચંપાની પ્રજાને પણ અવશ્ય પારાવાર આનંદ થયો હશે તથા તેને ત્યાગનું મહત્ત્વ સમજાયુ હશે.

કેવળજ્ઞાની ભગવાન મહાવીર વિચરતા વિચરતા તથા જનતાનું કલ્યાણ કરતા કરતા, કૌશામ્બી નગરીમા પધાર્યા. ત્યા ભગવાનનું સમવસરણ થયું પોતાની શિષ્યાઓ સાથે સતી ચંદનબાળાનું પણ ત્યા આગમન થયું. એક દિવસે સતી ચંદનબાળાની આજ્ઞા લઈને, સતી મૃગાવતી, ભગવાનનાં દર્શન કરવા માટે પ્રભુના સમવસરણમાં આવી ત્યાં ભગવાનનું દર્શન કરવા માટે સૂર્ય તથા ચદ્ર પણ આવેલા હતા સૂર્ય તથા ચદ્ર સમવસરણમા બેઠા હતા, આ કારણે

સંધ્યા થઈ જવા છતાં પણ એમ જાણવામાં ન આવ્યું કે હવે દિવસ રહ્યો નથી, પણ સાંજ પડી ગઈ છે હજુ દિવસ છે એમ સમજીને મૃગાવતી, રાત્રિ થઈ જવા છતાં પણ ભગવાનના સમવસરણમાં બેસી જ રહી. પરન્તુ સૂર્ય અને ચંદ્ર જેવા ભગવાન મહાવીરના સમવસરણમાંથી પોતપોતાને સ્થાનકે ચાલ્યા ગયા કે તરત જ સર્વત્ર અંધકાર થઈ ગયો. સૂર્ય ચંદ્રના ચાલ્યા જવાથી જ સ્પષ્ટ જણાયું, કે અત્યારે દિવસ નથી પણ રાત્રિ પડી ગઈ છે. રાત્રિ પડી ગયેલી જાણીને મૃગાવતીને અતિશય ચિંતા થઈ તે વિચારવા લાગી કે રાત્રિને વખતે પોતાના સ્થાનકથી બહાર ન રહેવું જોઈએ, એવો અમારો—સાધ્વીઓનો આચાર છે છતાં ભ્રમમાં પડવાને કારણે આજે મારાથી એ આચારનું પાલન ન થયું. નિયમભંગ થવાથી મારી ગુરુણી તરફથી આજે મને જરૂર ઠપકો મળશે.

આ પ્રકારની ચિંતાથી ગભરાયેલી સતી મૃગાવતી પોતાના સ્થાનકે (ઉપાશ્રયે) આવી. તેણે સતી ચંદનબાળાને વંદન કર્યું. મૃગાવતીને પોતાની સામે આવી ઊભેલી જોઈને સતી ચંદનબાળા તેને ઠપકો આપતી કહેવા લાગી કે તમારા જેવી કુલીન સાધ્વી પણ જો નિયમોપનિયમનું પાલન ન કરે અને રાત પડી જવા છતાં પણ પોતાના સ્થાનકથી બહાર રહે તો પછી સાધારણ કુળમાંથી નીકળેલી સાધ્વીઓ પાસે નિયમોપનિયમના પાલનની આશા શી રીતે રાખી શકાય ! સૂર્યાસ્ત થઈ જવા છતાં પણ, તમે ઉપાશ્રયની બહાર રહ્યા, તે ઠીક કર્યું નથી. તમારે અત્યાર સુધી સ્થાનકની બહાર રહેવું જોઈતું ન હતું!"

આ પ્રમાણે સતી ચંદનબાળાએ સતી મૃગાવતીને ઠપકો આપ્યો. જો સતી મૃગાવતી ધારત, તો તે એમ કહી શકત કે, મેં જાણી જોઈને નિયમનો ભંગ કર્યો નથી, વગેરે—પરન્તુ સતી મૃગાવતીએ સતી ચંદનબાળાના આ ઠપકાનો કોઈયે પ્રત્યુત્તર ન વાળ્યો,

પણ બધો ઠપકો તેણે ગભાળપૂર્વક સાંભળ્યો; તથા પોતાની ભૂલને માટે પશ્ચાત્તાપ કરતી એવું ચિંતવવા લાગી કે, ભલે ગમે તેમ હોય, તો પણ મારે નિયમન–પાલન માટે વખતનુ ધ્યાન રાખવુ જોઈતું હતુ આચાર્યા મને જે ઠપકો આપી રહેલ છે તે માત્ર એવા જ હેતુથી, કે કોઈ પણ સાધ્વીએ મર્યાદાનો ભગ ન કરવો જોઈએ.

સમય થતા સઘળી સાધ્વીએ પોત–પોતાની જગ્યા પર સૂઈ ગઈ સાધ્વી ચદનબાળા પણ સૂઈ ગઈ, પરન્તુ સાધ્વી મૃગાવતી મનમા ને મનમા જ પશ્ચાત્તાપ કરતી રહી, તેથી તેને ઊંઘ ન આવી. પશ્ચાત્તાપ કરતા કરતા સાધ્વી મૃગાવતીના પરિણામની ધારા વૃદ્ધિ પામી તેણે ક્ષપકશ્રેણિ પર ચડીને ધ્યાનની તીવ્રતા વડે ઘનઘાતિક કર્મોનો ક્ષય કરી દીધો, અને એ કારણે તેને પૂર્ણ કેવળજ્ઞાન તથા કેવળદર્શન પ્રાપ્ત થયુ.

卐

અધારી રાત્રિનો સમય હતો સઘળી સાધ્વીઓ સૂતેલી હતી. એ વખતે સાધ્વી મૃગાવતીએ એક કાળા સર્પને જતો જોયો તે સાપ, જે સ્થળે સાધ્વી ચદનબાળા સૂતી હતી, તે તરફ જતો હતો સાધ્વી ચદનબાળાનો હાથ તે સાપના જવાના માર્ગમા હતો ગુરુણીના હાથને સાપના સ્પર્શથી બચાવવા માટે, સાધ્વી મૃગાવતીએ સાપના માર્ગમાંથી સાધ્વી ચદનબાળાનો હાથ ખસેડ્યો. હાથ ખસવાથી સાપ તો તેને સ્પર્શ કર્યા વગર જ ચાલ્યો ગયો, પણ સાધ્વી ચદનબાળાની ઊંઘ ઊડી ગઈ સાધ્વી ચદનબાળાએ જાગીને, તથા પૃચ્છપરચ્છદ્વારા 'તે સાધ્વી મૃગવતી છે' એમ જાણીને તેને પ્રશ્ન કર્યો કે, "શું તમે હજી સુધી જાગો છો ? અને તમે મને કેમ જગાડી ?" ગુરુણીના આ પ્રશ્નના જવાબમાં, સાધ્વી મૃગાવતીએ નમ્રતાપૂર્વક કહ્યુ કે, "હમણાં જ એક કાળો સાપ આ બાજુ ગયો છે તમારો હાથ તેના

જવાના માર્ગમાં હતો આ કારણે મેં તમારો હાથ ખસેડ્યો, પરન્તુ મારા આ કાર્યથી તમારી નિદ્રાનો ભંગ થયો તે માટે હું તમારી ક્ષમા માગું છું આપની નિદ્રા—ભંગ કરવાનો મારાથી અપરાધ થયો છે મારો આ અપરાધ ક્ષમા કરો."

આ સાંભળીને ચંદનબાળાએ મૃગાવતીને પૂછ્યું કે અંધારી રાત છે અને આ સ્થાનકમાં તો વિશેષ અંધારું છે છતાં પણ તમને એવો સાપ શી રીતે દેખાયો?" ચંદનબાળાના આ પ્રશ્નના જવાબમાં સાધ્વી મૃગાવતીએ કહ્યું કે "તે આપની કૃપાનું જ ફળ છે આપની કૃપા હોય તો બધું બનવું સંભવિત છે જ્યારે આપના જેવા ગુરુણીની કૃપા થાય છે ત્યારે રાત અને દિવસ સરખાં થઈ જાય છે પછી તો પ્રકાશ હોય કે ન હોય, પણ બધું દેખાય છે. આપે મારા અપરાધની ઉપેક્ષા ન કરી, પણ મને ઠપકો આપ્યો, તેથી મારું બધું પાપ નાશ પામ્યું, અને આ જ કારણે હું અંધારામાં પણ તે કાળા સાપને જોઈ શકી. જો આપ મારા અપરાધ પ્રત્યે બેદરકાર રહેત, તો મર્યાદાનો ભંગ પણ થાત, તેમ જ મારું પાપ પણ નષ્ટ ન થાત."

ચંદનબાળા—"તમારા આ કથનથી તો એવું જ જણાય છે કે તમને કોઈ જ્ઞાન થયું છે! ખરી રીતે જ્ઞાન થયા વગર આમ બની જ ન શકે. પરન્તુ એ કહો કે તમને જે જ્ઞાન થયું છે તે પૂર્ણ છે કે અપૂર્ણ?

મૃગાવતી—"આપની કૃપા હોવા છતાં પણ, અપૂર્ણતા કેમ રહી શકે?"

ચંદનબાળા—"ત્યારે તો તમને કેવળજ્ઞાન થયું છે. મને આ સંબંધીની ખબર ન હતી જેથી મારાથી તમારી આશાતના થઈ તે માટે મારો આ અપરાધ ક્ષમા કરો."

આ પ્રમાણે કહીને સાધ્વી ચંદનબાળા પોતાની શિષ્યા સાધ્વી મૃગાવતીને વંદન કરવા લાગી. કેવળજ્ઞાનની અવજ્ઞા કરવાના અપરાધનો પશ્ચાત્તાપ કરવાથી સાધ્વી ચંદનબાળાએ પણ ક્ષપકશ્રેણી પર ચઢતા, ઘાતિક કર્મનો નાશ કર્યો, તેથી તેને પણ કેવળજ્ઞાન પ્રાપ્ત થયું

કેવળજ્ઞાન થયા પછી પણ સાધ્વી ચંદનબાળા અને સાધ્વી મૃગાવતી વિચરતી થકી જનતાનું કલ્યાણ કરવા લાગી. સાધ્વી ચંદનબાળાની છત્રીસ હજાર સાધ્વીઓમાંથી ૧૪૦૦ (ચૌદસો) સાધ્વીઓને કેવળજ્ઞાન પ્રાપ્ત થયુ અંતમાં સાધ્વી ચંદનબાળા, સાધ્વી મૃગાવતી અને અન્ય કેવળજ્ઞાન પ્રાપ્ત કરનાર ૧૪૦૦ સાધ્વીઓ એક પછી એક આયુષ્ય પૂર્ણ થતા, અઘાતિક કર્મનો નાશ કરી, શરીરનો ત્યાગ કરી, સિદ્ધ, બુદ્ધ તેમ જ મુકત થઈ.

## ઉપસંહાર

જૈન સાહિત્યમાં, સતી ચંદનબાળાની કથાનું પણ ઊંચું સ્થાન છે. ધૈર્ય, સાહસ, ત્યાગ, સહનશીલતા અને દક્ષતાનો આદર્શ બતાવવા માટે ચંદનબાળાની કથા અનુપમ છે. ચંદનબાળાની કથાની વિશેષતાઓ પર વિચાર કરવાથી, પહેલાં એ જોવું જરૂરી છે, કે ચંદનબાળાનું જીવન આવું હોવાનું કારણ શું છે? કોઈ કાર્યનું અવશ્ય કોઈ કારણ તો હોય છે જ. કારણ વગર કાર્ય હોતું નથી. એટલા માટે ચંદનબાળાના ઉચ્ચ જીવનરૂપી કાર્યનું પણ કોઈ કારણ જરૂર હોવું જોઈએ. એમ તો તેના પૂર્વ સંસ્કારોને પણ એક કારણ માની શકાય છે તે પણ બરાબર છે પરન્તુ પૂર્વ સંસ્કાર અવ્યક્ત છે અવ્યક્ત વસ્તુને સમજવી મુશ્કેલ છે માટે વ્યક્ત કારણ પર કંઈક વિચાર કરવો ઠીક થઈ પડશે.

ચંદનબાળાનું જીવન ઉચ્ચ બનાવવાનું કારણ તેની માતા ધારિણી છે તેણે ચંદનબાળાને જન્મથી જ ઉત્તમ શિક્ષાઓ આપી હતી. વળી જ્યારે ધારિણી અને ચંદનબાળાને, રથી જંગલમાં લઈ ગયો હતો, તે વખતે પણ ધારિણીએ ચંદનબાળાને એવી શિક્ષાઓ આપી હતી, કે જેણે ચંદનબાળાના જીવનને આદર્શ બનાવ્યું. સાધારણ

ં તો, તેણે ચંદનબાળાને પ્રારંભથી જ ગંભીરતા, સહનશીલતા, ના બ્રહ્મચર્ય તથા ત્યાગનો ઉપદેશ આપ્યો હતો, તેને રથમાં અપા- નો ઉપદેશ વધારે મહત્ત્વપૂર્ણ હતો કારણ કે તે ઉપદેશ સંકટ સમયે આપવામાં આવ્યો હતો. સંકટ સમયે અપાયેલ અથવા મળેલ બોધનું ત્ત્વ ઘણું વધારે હોય છે. એ ઉપરાંત ધારિણીએ તે વખતે જે ધ આપ્યો હતો, તેનો ક્રિયાત્મક આદર્શ પણ ચંદનબાળાની સામે રી બતાવ્યો. આ કારણથી, તેણે આપેલો બોધ, પૂરેપૂરી રીતે ંદનબાળાના હૃદયમાં ઊતરી ગયો અને ચંદનબાળા તે બોધ પ્રમાણે ામ કરવામાં સમર્થ બની.

ધારિણીએ અંતિમ સમયે સતી ચંદનબાળા સમક્ષ પોતાના સદ્‌બોધ પ્રમાણે કેવા રૂપમાં ક્રિયાત્મક આદર્શ મૂક્યો, તે પર વિચાર કરી લેવો ઉચિત ગણાશે. કાર્યની શ્રેષ્ઠતા બતાવવા માટે, કારણની શ્રેષ્ઠતા બતાવવી ઠીક છે. માટે સંક્ષેપમાં ધારિણીના તે કાર્યો પર પ્રકાશ ફેંકવામાં આવે છે કે જે ચંદનબાળાના જીવનને ઉચ્ચ બના- વવા માટે આદર્શરૂપ હતા. તેમ જ જે, દુષ્ટ માણસોના જીવન ઉચ્ચ બનાવવામાં પણ કારણરૂપ બની શકે છે.

ધારિણી રાજરાણી હતી, છતાં પણ તેણે વિષય-વિલાસને મહત્ત્વ ન આપ્યું, તેણે પોતાને તથા દધિવાહનને કદી પણ અનીતિના માર્ગે જવા દીધા નહિ તે પોતે પણ નીતિમાર્ગ પર સ્થિર રહી તે તેણે પોતાના સ્વામીને પણ નીતિ માર્ગ પર જ સ્થિર રાખ્યા પોતાની પુત્રી ચંદનબાળાને પણ તેણે એવી જ શિખામણ આપી. તેને બ્રહ્મ- ચર્યનો જ પાઠ શીખવ્યો, વિષયવિલાસના વાતાવરણથી તેને હંમેશ બચાવતી જ રહી જ્યારે દધિવાહન જંગલમાં ચાલ્યા ગયા અને ચંપા લૂંટાવા લાગી, ત્યારે પણ તે ગભરાઈ નહિ તે વખતે તેણે ચંદનબાળાને ધૈર્ય તથા સાહસ રાખવાની શિખામણ આપી. જ્યારે સંતાનિકનો રથી મહેલમાં ઘૂસી આવ્યો; તે વખતે ધારિણીનું રક્ષણ

મારા પર બળાત્કાર કરશે, ત્યારે તેણે પ્રાણનો ત્યાગ કરીને સતીત્વની રક્ષા કરી અને રથીને પણ સુધાર્યો.

આ પ્રમાણે ધારિણીએ પોતાના કાર્યે તથા જીવન અને મરણ દ્વારા ચન્દનબાળાની સાથે જ જગતના માનવોને અનેક શિખામણો આપી. તેણે બતાવી આપ્યુ કે પત્નીજીવન, માતૃજીવન અને ભગિની-જીવનને કેવી રીતે ગાળવુ જોઈએ તથા પત્ની, માતા અને બહેનનું શુ કર્તવ્ય છે તેણે એ બતાવી આપ્યુ કે આફત વખતે શિયળનું રક્ષણ કેવી રીતે કરી શકાય છે. અને તેવે વખતે કેવાં ધૈર્ય તેમ જ સાહસની જરૂર છે. આ બધા ઉપરાંત, ઉપદેશને સાર્થક બનાવવા માટે કેવા ત્યાગની જરૂર છે તથા ઉપદેશક પર કેવી જવાબદારી છે, તે પણ તેણે બતાવ્યું છે.

ચન્દનબાળા રૂપી કાર્યના ધારિણી રૂપી કારણમા આ વિશેષ-તાઓ હતી જેના કારણમાં વિશેષતા હોય, તે કાર્યમાં વિશેષતા હોવી સ્વાભાવિક છે આ પ્રમાણે ધારિણીના પ્રતાપે જ, ચન્દનબાળામા એ વિશેષતાઓ હતી. ધારિણીએ ચન્દનબાળાને જે શિખામણ આપી હતી, અને ક્રિયાત્મક આદર્શ વડે તે શિખામણને હૃદયગમ કરાવી દીધી હતી, તે શિખામણના પ્રતાપે જ ચંદનબાળાને કાર્ય કરવામાં આળસ કે થાક લાગ્યાં નહિ પોતાની પૂર્વ સ્થિતિનો વિચાર કરતા તેને દુઃખ થયુ નહિ તેમ જ, રથીની સ્ત્રી તથા મૂળાએ પોતાની તરફ દાખવેલ દુર્વ્યવહાર પર ક્રોધ પણ ન આવ્યો, અથવા તેનો બદલો લેવાની ભાવના પણ તેનામા ઉત્પન્ન ન થઈ. બલ્કે, જે તેની સાથે દુર્વ્યવહાર કરતું હતું, તેને પણ પ્રસન્ન રાખવામા, સુખી બનાવવામાં અને તેનું હિત કરવામાં જ ચન્દનબાળા હમેશ ઉદ્યુક્ત રહેતી હતી રથીની સ્ત્રીએ જ્યારે પોતાના પતિ પ્રત્યે ચન્દનબાળાને વેચી દેવાની ઇચ્છા પ્રગટ કરી હતી, ત્યારે રથી, તેના ઉપર ક્રોધાયમાન થઈને તેને જ ઘરમાથી કાઢી મૂકવા માટે તત્પર થયો હતો. પરન્તુ ચન્દનબાળાએ તેને સમજાવીને શાંત કર્યો તથા તેની પત્નીની ઇચ્છાનુસાર પોતાને

વેશ્યા થવા માટે બજારમાં લઈ જવા નિશ્ચય બતાવી દીધો. બજારમાં પણ જે વેશ્યા, ચન્દનબાળાને વેશ્યા બનાવવા માટે બળાત્કારે પકડીને લઈ જવા ઇચ્છતી હતી, તેના ઉપર જ્યારે વાંદરાઓએ આક્રમણ કર્યું ત્યારે વેશ્યાના સાથીઓ મદદનીશો વગેરે તો નાસી ગયા પરન્તુ ચન્દનબાળાએ તે વેશ્યા પાસે દોડી જઈને તેને વાંદરાઓના ત્રાસમાંથી ઉગારી, અને તેની સેવા-શુશ્રૂષા કરી. પછી ધનાવહ શેઠને ત્યાં રહીને મૂલાએ જે અપરાધો કર્યા તે બધા તેણે ધૈર્યપૂર્વક સહન કર્યા તથા મૂલાની ઇચ્છાનુસાર તેનો સંદેહ દૂર કરવા માટે મસ્તકના વાળ કપાવીને હાથકડી-બેડી નખાવીને, અને અંધારા ભોંયરામાં પુરાઈને, પરીક્ષા આપી જેમાંથી ત્રણ દિવસ પછી જીવિત નીકળવાની કોઈ જાતની આશા નહોતી, તેવા ભોંયરામાં પુરાઈને પણ તે ગભરાઈ નહિ, તેમ તેને લેશમાત્ર દુઃખ પણ ન થયું પરન્તુ ત્યાં પણ તેણે ધર્મારાધના જ કરી. પછી જ્યારે શેઠે તેને ભોંયરામાંથી બહાર કાઢી, ત્યારે પણ તેણે મૂલા વિરુદ્ધ શેઠને કંઈ પણ કહ્યું નહિ.

આ પ્રકારની સહનશીલતા, ધૈર્ય અને ધર્મભાવનાનું એ પરિણામ આવ્યું કે ચન્દનબાળાને પોતાના હાથથી દાન લેનાર ભગવાન મહાવીર જેવા તપસ્વી અને મહાપુરુષ સત્પાત્ર મળ્યા. ભગવાન મહાવીરનો જે કઠણ અભિગ્રહ હતો તે સતી ચન્દનબાળા દ્વારા જ પૂર્ણ થયો. તેણે ત્રિલોકના પ્રાણીઓનું કલ્યાણ કરનાર, એવા ભગવાન મહાવીરને અન્નદાન નહિ, જીવન-દાન આપ્યું હતું એમ કહી શકાય. છતાં પણ ચન્દનબાળાને કોઈ પણ જાતનો ગર્વ કે અભિમાન ન થયું. ઇન્દ્રાદિ દેવોએ કરેલી તેની સ્તુતિથી કે સોનામહોરોની વૃષ્ટિથી ચન્દનબાળા ફૂલી ન ગઈ. તે પહેલાંની માફક વિનમ્ર જ રહી. વેશ્યા રથી તેની સ્ત્રી તથા મૂલા એ સઘળાઓ સાથે તેણે પહેલાં કરતાં પણ અધિક વિનય દાખવ્યો. એટલું જ નહિ પણ તે સઘળાઓને તેણે ભગવાનને દાન દેવાનો સુયોગ પ્રાપ્ત કરાવવાના કારણભૂત જ માન્યા અને પોતાના પર તેઓનો ઉપકાર થયેલો માન્યો. રથી તથા

શેઠને ત્યાં તેણે અનેક દુઃખો ભોગવ્યા હતા. છતા સતાનિકને ત્યાનું તેડું આવતાં પણ, તે રાજમહેલ કે રાજ્ય-સુખો પર લલચાઈ નહિ. જે રાજમહેલમા પાપનો જ વિચાર કરવામા આવતો હતો, ત્યાં જવાનો સ્પષ્ટ ઇનકાર કર્યો સંતાનિક તથા મૃગાવતી પોતાને તેડવા માટે આવ્યા હોવા છતા પણ તે આ નિશ્ચયથી ડગી નહિ પોતાના આ નિશ્ચય પર દૃઢ રહીને, તથા સંતાનિકનુ લક્ષ તેના સઘળા દુષ્ટ કાર્યો તરફ ખેચીને, તેણે સંતાનિકને પણ પવિત્ર બનાવી દીધો.

સાધારણ મનુષ્ય જ્યાં સુધી પરાધીન તથા શક્તિહીન હોય છે, ત્યાં સુધી તો તે સઘળું સાંભળી રહીને સહન કરે છે; અને એ રીતે તે, ઉપરથી વિનયશીલ રહેતા છતા પણ તેના હૃદયમા તો બદલો લેવાની પૂરેપૂરી ભાવના હોય છે પરન્તુ જ્યારે તેની પરાધીનતા મટી જાય છે, જ્યારે તે શક્તિવંત બને છે ત્યારે તે પોતાની સાથે દુષ્ટ વર્તન કરનારનો બદલો લીધા વગર રહેતો નથી કેટલાક માણસો તો તે વખતે કરવામા આવેલા ઉપકારો પણ ભૂલી જાય છે, આવી સ્થિતિમાં તેઓ તે ઉપકારો યાદ કરતા નથી, પણ કોઈ સહજ ગેરવર્તણૂક યાદ કરીને તેનો બદલો લે છે સજ્જન માણસો આમ કરતા નથી તેઓ કોઈ પણ સમયે, તેમ જ ગમે તેવી સ્થિતિમા પોતાના પ્રત્યે બતાવવામા આવેલી ભારેમાં ભારે ગેરવર્તણૂક બદલો લેવાની ઇચ્છાથી કદાપિ સભારતા નથી, કે તે ગેરવર્તણૂક યાદ કરીને કોઈ સદ્વર્તણૂક છુપાવતા પણ નથી, અર્થાત્ તેઓ પોતાના પ્રત્યે દર્શાવવામા આવેલો સદ્વ્યવહાર પણ આગળ લાવે છે, એટલું જ નહિ પણ પોતાની સાથે કરવામા આવેલા દુર્વ્યવહારને પણ તેઓ ઉપકાર માને છે, અને તે દુર્વ્યવહાર કરનારની સાથે પણ સદ્વ્યવહાર જ દાખવે છે

ચંદનબાળાના સંબંધમાં કોઈ એમ કહે કે તે પરાધીન હોવાથી સઘળું કષ્ટ સહન કરતી હતી, તે શક્તિહીન હતી, તેથી તે બદલો ન લઈ શકી અને નમ્રતા બતાવતી હતી પરન્તુ સતાનિક સુધરી ગયા પછી તો તે પરાધીન કે શક્તિહીન નહોતી રહીને ? તે વખતે

જો તે ધારત તો રથી તથા તેની સ્ત્રી વગેરેના દુર્વ્યવહારનો બરોબર બદલો લઈ શકત, ને તેઓ સઘળાને બરાબર શિક્ષા કરાવી શકત. પરન્તુ તેનામાં બદલો લેવાની કે શિક્ષા કરાવવાની ભાવના ત્યારે જ ઉદ્ભવત કે જ્યારે તેણે તે સઘળા દુર્વ્યવહારોને અપરાધ માન્યો હોત. તેણે કોઈનો કંઈ દોષ જ ન માન્યો. તેથી મહાત્માના હૃદયમાં તેઓને શિક્ષા કરાવીને બદલો લેવાની ભાવના જન્મી નહિ. બલ્કે જે રથીને રાજા શતાનિક કઠોર શિક્ષા કરવા ઇચ્છતો હતો, તેને પણ તેણે અભયદાન અપાવીને શતાનિકનો ભાઈ બનાવી દીધો.

શતાનિક સુધરી જવાથી અને તેણે વિનંતિ કરવાથી પણ મહાત્માએ, જ્યાંસુધી ધનાવહ શેઠ રજા ન આપે ત્યાંસુધી તેનું ઘર છોડી રાજમહેલમાં આવવાની ના પાડી. તેણે શતાનિકની વિનંતિનો એ જ ઉત્તર આપ્યો કે હું તેમને ત્યાં વેચાઈ છું માટે હું આવવા માટે સ્વતંત્ર નથી. જો તે ધારત તો રાણીની દુષ્ટ વર્તણુક જાહેર કરી શકત પણ, એમ કહી શકત કે મારા શીષે સાડાબાર ક્રોડ સોનામહોરોની વૃષ્ટિ થઈ છે તેથી વીસ લાખ સોનામહોરોનું મારા પરનું કરજ હવે રહ્યું નથી પરન્તુ મહાત્મા તો એમ માનતી હતી કે મારે શીષે કંઈ લાભ થાય તે લાભનો અધિકાર મને ખરીદનાર વ્યક્તિને છે એ તેનું જ ભાગ દાનમાં આપ્યું છે માટે વરસેલી સોનામહોરોની વૃષ્ટિથી હું ઋણમુક્ત થઈ શકું નહિ.

રક્ષણ કરનાર વ્યક્તિ, જો દુઃખ વખતે રક્ષણ કરવાનું છોડી દે, આશ્રિતને તજી દે તો સુખ વખતે જ્યારે રક્ષણ કરનાર મળે છે ત્યારે તેને ઠપકો તો આપવામાં આવે છે જ તેને એમ તો કહેવામાં આવે છે કે જ્યારે અમારા રક્ષણનો ભાર તમારા ઉપર હતો, તો પછી તમે અમને દુઃખમાં મૂકીને કેમ ચાલ્યા ગયા! તમે અમને છોડીને ચાલ્યા ગયા, તેથી અમુક અમુક નુકસાન થયું તથા અમુક અમુક પ્રકારનાં કષ્ટો સહન કરવા પડ્યાં.

સામાન્ય માણસો ઓછામાં ઓછો આટલો ઠપકો તો આપે જ. દધિવાહન પણ આ ઠપકાને પાત્ર તો હતો જ. જો ચંદનબાળા ધારત તો દધિવાહનને થોડો ઘણો ઠપકો આપી શકત. તે કહી શકત કે હવે રાજ્ય લેવા માટે તો આવ્યા, પણ દુઃખ વખતે મને તથા મારી માતાને છોડીને ચાલ્યા ગયા હતા, જેથી આવી આવી દુઃખદ ઘટના બની વગેરે. જો ચંદનબાળાએ પોતાના પિતાને આવી રીતે ઠપકો આપ્યો હોત, તો દધિવાહન પાસે આ ઠપકાનો કાંઈ જવાબ ન હતો પરન્તુ ચંદનબાળા ક્ષુદ્ર વિચારની ન હતી. તે જાણતી હતી કે ખરું જોતાં કોઈ કોઈનો રક્ષક નથી, પણ પોતે પોતાનો જ રક્ષક છે. જે પોતે પોતાનું રક્ષણ નથી કરી શકતો, તેનું રક્ષણ કોઈ પણ કરી શકતો નથી આવી સ્થિતિમાં હું પિતાજીને શા માટે ઠપકો આપું! તેમનો વાક શો છે! આ જાતના વિચારને લીધે ચંદનબાળાએ દધિવાહનને જરા પણ ઠપકો ન આપ્યો, બલ્કે જ્યારે દધિવાહન પોતે ખેદ તથા પશ્ચાત્તાપ કરવા લાગ્યો, ત્યારે ચંદનબાળાએ પોતાના ઉપદેશથી તેને ધૈર્ય આપ્યું.

દુઃખ સહન કર્યા પછી માણસ સુખ મેળવવાની અભિલાષા કરે છે એવા ઘણા જ થોડા માણસો જોયા હશે, કે જેઓએ દુઃખ સહન કર્યું હોય અને પછી જે સુખ મળી રહ્યું હોય તેનો ત્યાગ કર્યો હોય. પણ મોટે ભાગે મનુષ્યો સુખની આશાએ જ દુઃખ ભોગવે છે એ વાત અલગ છે કે કોઈ આ લોકના સુખ માટે અને કોઈ પરલોકના સુખ માટે દુઃખ ભોગવે, પણ દુઃખ ભોગવવાનો હેતુ તો સુખ મેળવવાનો જ રહે છે રાજમહેલ છોડયા પછી ચંદનબાળાએ અનેક દુઃખો ભોગવ્યા હતા તેને દાસીની જેમ બધુ કામ કરવુ પડયું હતું તે સાથે જ અનેક અસહ્ય આક્ષેપો—કટુ વચનો સહન કરવાં પડયાં હતાં આ પ્રકારના કષ્ટો સહન કર્યા પછી તેના હૃદયમાં સાંસારિક સુખો ભોગવવાની ઇચ્છા ઉદ્ભવી શકતી હતી, પરન્તુ તેણે, દધિવાહન, સંતાનિક તથા મૃગાવતીનો આગ્રહ હોવા છતા

શીલતા, કાર્યદક્ષતા અને સ્વામી–ભક્તિ, સેવકોને માટે એક આદર્શ-રૂપ છે. તેની નમ્રતા, પ્રિયભાષિતા, પવિત્રતા અને ધર્મભાવના, તથા તેનું ધૈર્ય, સાહસ, અહિત કરનાર પ્રત્યે પણ સદ્‌ભાવના અને ત્યાગ મનુષ્યમાત્રને માટે કલ્યાણકારી આદર્શ છે નિયમોનુ પાલન કરવા માટે, નિયમનો ભંગ કરનારને ઉચિત દંડ આપવા માટે, તેમ જ સાધ્વી સમાજની પવિત્રતાને અજિત રાખવા માટે તેણે કરેલું કાર્ય સાધુ–સાધ્વીઓને માટે આદર્શરૂપ છે, આ પ્રમાણે આ કથા ગૃહસ્થો તથા ત્યાગીઓ, એ બંનેયનું કલ્યાણ કરનારી છે. આ કથામા આવેલા ઉત્તમ વિચારો તથા કાર્યોને જે કોઈ ગ્રહણ કરશે, તે પોતાનુ તથા જનતાનુ કલ્યાણ કરી શકશે.

એક બીજી વાત છે. આ ધર્મકથા છે, ઇતિહાસ નથી ધર્મ-કથાની વાતો શ્રદ્ધા તથા વિશ્વાસ પર જ આધાર રાખે છે. જેઓ તે પર શ્રદ્ધા—વિશ્વાસ કરે છે, તેઓને માટે તો ધર્મકથા લાભદાયક નીવડે છે, પરન્તુ જેઓ તે પર અવિશ્વાસ કરે છે, તેની ઇતિહાસ સાથે તુલના કરવાની ચેષ્ટા કરે છે, તેના હાથમા કેવળ શંકાઓ જ આવે છે, તેને લાભપ્રદ તત્ત્વ મળી શકતું નથી. માટે ધર્મકથાને ઇતિહાસ દૃષ્ટિએ જોવી ઉચિત નથી. ધર્મકથાને તો શ્રદ્ધા તથા વિશ્વાસની દૃષ્ટિએ જ જોવી જોઈએ

આ કથાના વિષયમાં પ્રાચીન આચાર્યોનું જે સાહિત્ય ઉપલબ્ધ છે, તેને વિસ્તૃત રૂપ આપવામાં આવ્યુ છે અને ક્યાક ક્યાક તેમા પરિવર્તન પણ કરવામા આવ્યું છે. ધર્મકથાનો ઉદ્દેશ, સમય પ્રમાણે જનતામા જાગૃતિ લાવવાનો અને ચરિત્રદ્વારા જનતાને યોગ્ય સદ્‌બોધ આપવાનો જ હોય છે.

અસ્તુ

**સમાપ્ત.**